# વહુ ઠકુરાણી.

સર રવીન્દ્રનાથ ટાગોરના

'बउ ठाकुरानीर हाट'

નામના બંગાળી પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર.


અનુવાદક અને પ્રકાશક

**જેઠાલાલ દેવશંકર દવે.**

તંત્રી ભાગ્યોદય

કર્તા—કાયદાના શિક્ષક, ધનવાન, ભવિષ્યવેત્તા વી૦

ભાગ્યોદય ઑફીસ—અમદાવાદ.





શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં

જેઠાલાલ દેવશંકર દવેએ છાપીને પ્રસિદ્ધ કર્યું.

ખાડીઆ—અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૫. સને ૧૯૧૯

મૂલ્ય રૂ. ૨-૮-૦.

# પ્રસ્તાવના.

સુપ્રસિદ્ધ બંગાળી કવી સર રવિન્દ્રનાથ ટાગોરના રચેલા પુસ્તકોની બંગાળામાં ઘણીજ પ્રતિષ્ઠા છે. તેમને ગીતાંજલી નામનું પુસ્તક રચવાથી સવાલાખ રૂપિયાનું નોબલ પ્રાઇઝ મળ્યું હતું.

તેમનાં પુસ્તકો નિર્દોષ અને સરળ ભાષાનાં હોવા ઉપરાંત કંઇક બોધ અને ઉપદેશનું વાચકને પાન કરાવે છે. તેમના લખેલા રાજર્ષિ નામના પુસ્તકનું અમે ગુજરાતીમાં ભાષાંતર કર્યા પછી આ બીજા પુસ્તક 'વહુ ઠકુરાણી'નું પણ અમે તેમની પરવાનગી લઇ ભાષાંતર કરેલું છે. આ પુસ્તકોનું ભાષાંતર કરવાની તેમણે અમને પરવાનગી આપવાથી અમે તેમના આભારી છીએ. આશા છે કે પ્રજાને આ પુસ્તક પસંદ આવશે.

આ પુસ્તક સ્ત્રીઓ અને નાનાં બાળકો પણ વાંચી શકે તેવું નિર્દોષ છે. આવાં પુસ્તકોની ગુજરાતી ભાષામાં ખોટ હતી જેથી તે આ પુસ્તક પુરી પાડશે એવી અમે આશા રાખીએ છીએ.

ભાગ્યોદય ઑફીસ.
અમદાવાદ.
તા. ૪-૫-૧૯૧૫.

જેઠાલાલ દેવશંકર દવે.
અનુવાદક.

# અનુક્રમણિકા.

---



# વહુ ઠકુરાણી.

## પ્રકરણ ૧ લું.

### પતિપત્ની–વિચાર.

રાત ઘણી વીતી ગઇ છે, ગરમીની મોસમ છે. પવન એવો બંધ થઇ ગયો છે કે, ઝાડનું પાંદડું સરખું પણ હાલતું નથી, આ વખતે યશોહરના મહારાજા પ્રતાપાદિત્યનો મોટો પુત્ર ઉદયાદિત્ય પોતાના સુવાના ખંડમાં પોતાની પાસે બેઠેલી પોતાની સ્ત્રી સુરમા સાથે કાંઇક વાતો કરે છે.

સુરમાએ કહ્યું:–"વ્હાલા, શું કરવું, સહન કરવું અને ધીરજ રાખીને રહેવું જોઇએ. એક દિવસ સુખનો પણ આવશેજ."

ઉદયાદિત્ય:–"હું બીજું કાંઇ સુખ ઇચ્છતો નહોતો; પણ જો હું યશોહરના રાજભૂવનમાં યુવરાજ તરીકે ન જન્મ્યો હોત, તેમનો

પાટવીપુત્ર થઇને તેમના રાજસિંહાસનનો, તેમના સઘળા ધનનો, સંપત્તિનો, માનમર્યાદાનો, યશ, પ્રતાપ અને મહત્વનો વારસ ન બન્યો હોત, પણ એક ગરીબમાં ગરીબને ત્યાં જન્મ્યો હોત, તો હું મને પોતાને ઘણો ભાગ્યશાળી માનત. વ્હાલી, કહે કયું એવું તપ છે કે જેથી મારી મનકામના પુરી થાય?"

સુરમાએ કાંઇક વધુ અધીર થઇ યુવરાજનો જમણો હાથ પોતાના હાથમાં લેઇ ડબાવ્યો અને તેના મોં સામે જોઇ, એક દીર્ઘ-નિશ્વાસ નાંખ્યો. યુવરાજની ઇચ્છા પુરી કરવાને માટે તે પોતાના પ્રાણ પણ આપી શકવા તૈયાર હતી, પરંતુ પ્રાણ આપવાથી તેમની ઇચ્છા પુરી થઇ શકે તેમ ન્હોતી, જેથીજ તેને મહાન દુઃખ થતું હતું.

યુવરાજે કહ્યું:—"વ્હાલી, મેં રાજાને ઘેર જન્મ લીધો, છતાં પણ હું સુખી ન થયો. રાજભુવનના સર્વ લોક જાણે છે કે મેં રાજ્યના ઉત્તરાધિકારી તરીકે જન્મ લીધો છે, કાંઇ સાધારણ બાળક તરીકે નહિ. મહારાજા મારી ઉપર નાનપણથીજ કડવી નજરથી જુવે છે. હું તેમનાં યશ અને પ્રતિષ્ઠાને સાચવી રાખીશ કે નહિ! તેમના વંશના ગૌરવનું રક્ષણ કરીશ કે નહિ, અને રાજ્યનો ભાર ઉઠાવીશ કે નહિ તેને માટે તેમને હંમેશાં શંકા થયાં કરે છે. સર્વે મારા દરેક કાર્યને તે સ્નેહની દૃષ્ટિથી ન જોતાં શંકાની દૃષ્ટિથી જુવે છે. મારા સંબંધી લોકો, મંત્રી, દરબારના સભાસદો અને પ્રજાગણ મારા સ્વભાવ અને કામને જોઇને મારા ભવિષ્યનો નિર્ણય કરી ચૂકયા છે. સર્વેએ માથું હલાવી કહ્યું છે કે:—"આ કઠિન રાજ્યનું રક્ષણ હું કરી શકીશ નહિ. હું મૂર્ખ છું, સારા ખોટાની મને કાંઈ ખબર નથી." ધીરે ધીરે આ લોકો મારી અવજ્ઞા કરવા લાગ્યા છે. પિતા મારાઉપર અવિશ્વાસ રાખે છે. તેમણે હવે તો મારી આશા પણ મૂકી

દીધી છે, અને મને ભૂલી ગયા છે. કોઇ પણ દિવસે તે મને સંભાળતા નથી. હું ક્યાં રહું છું કે શું કરૂં છું તેની તપાસ પણ હવે તે કરતા નથી."

સુરમાની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં, તેણે નિઃશ્વાસ નાંખી કહ્યું:—"અહા! આવું કોણ સહન કરી શકે?" સુરમાને આ સાંભળી ઘણું દુઃખ થયું, તેની સાથે કાંઇક ક્રોધ પણ થયો. તેણે ફરી કહ્યું, "જે લોક આપને મૂર્ખ કહે છે તેજ મૂર્ખ છે."

ઉદયાદિત્ય કાંઇક હસ્યો. તેણે સુરમાની દાઢી ઉપર હાથ મૂકી તેના રોષાન્વિત લાલ મોંને હલાવી કહ્યું:—"નહીં, વ્હાલી, મને રાજ્યની ઇચ્છા નથી. મારી ઘણીવાર તેમણે પરીક્ષા કરી છે. હું જ્યારે સોળવર્ષનો હતો ત્યારે મહારાજાએ મને કામ શીખવ ને બ્હાને હુસેનખાલી પરગણાનો ભાર મારા હાથમાં સોંપ્યો હતો. છ મહિના પણ થયા નહિ હશે એટલામાંજ ત્યાં ઘણી ગડબડ મચી રહી. મહેસુલ જોઇએ તે પ્રમાણે વસુલ ન થયું. પ્રજા મને આશિર્વાદ આપવા લાગી, પણ રાજ્યના અમલદારો મારા વિરૂદ્ધહકીકત રાજાને ભરવવા લાગ્યા. રાજદરબારના સર્વ માણસોએ નિશ્ચય કર્યો કે, યુવરાજ જ્યારે રૈયતનો આટલોબધો પક્ષ લે છે ત્યારે તે રાજ્ય શું કરી શકશે?" હવે તો તે મારીતરફ પણ જોતા નથી. અને કહે છે કે, "આ કુલાંગાર તો રાયગઢના વસંતરાયકાકાના જેવો થવાનો. સતાર વગાડી નાચતો ફરશે અને રાજ્યનું નખોદ વાળી નાંખશે."

સુરમાએ કહ્યું:—"પ્રિયતમ, સહન કરો, ધીરજ રાખો, ગમે તો તે હજાર ગુન્હા કરે તોપણ આપના પિતા છે. આજકાલ તેમના હૃદયમાં રાજ્યની વૃદ્ધિ કરવાની દુરાશા છવાઇ રહી છે. જેથી

તેમના હૃદયમાં સ્નેહનું સ્થાન નથી. જેમ જેમ તેમની આશા પૂરી થતી જશે તેમ તેમ તેમનામાં સ્નેહ ઉભરાતો જશે."

યુવરાજે કહ્યું:—"વ્હાલી, તું બુદ્ધિવાન અને દૂરદર્શિની છે તેમાં સંદેહ નથી. પણ આ વિષયમાં તું ભૂલે છે. પ્રથમ તો આશાની અવધી નથી, અને બીજું એ છે કે પિતાના રાજ્યની હદ જેમ જેમ વધતી જશે, જેમ જેમ અધિક રાજ્ય તેમને પ્રાપ્ત થતું જશે, તેમ તેમ તેને સાચવવાનો ભય પણ તેમના મનમાં વધતો જવાનો, અને રાજકાર્ય જેટલું વધશે તે પ્રમાણમાં તેમને મારે માટે શંકા પણ વધતી જશે."

સુરમાના સમજવામાં કાંઇ ભૂલ નહોતી, તોપણ તેણે પોતાની ભૂલ છે એમ માની લીધું. વિશ્વાસબુદ્ધિની પણ હદ હોય છે. તે કેવા પ્રકારે વિશ્વાસ રાખી શકે? ઉદયાદિત્યનીજ વાત તેને ઠીક લાગી.

ઉદયાદિત્ય બોલ્યો:—"હું અહીં લોકોની કૃપાદષ્ટિ કે અપમાન-સૂચક દૃષ્ટિને ન સહન કરતાં, જો છાનોમાનો રાયગઢના દાદાસાહેબની પાસે જઇ શકું, તો પિતાજી મારૂં કાંઇ અહિત કરી શકશે નહિ. હાય! મને ત્યાં કેવું સારૂં ગમત! ત્યાં સુંદરતા યુક્ત અનેક બાગ જોવામાં આવત, ગામના લોકોને ઘેર જઇ શકત, રાતદિવસ રાજસીડાઠમાં રહેવું ન પડત, તે ઉપરાંત જ્યાં દાદાજી રહે છે. ત્યાં શોક કે દુઃખનું તો નામ-જ નહિ. જાણે ત્યાંથી શોક ને દુઃખ ત્રણ ત્રણ માઇલ દૂર નાસી જાય છે. ત્યાં ગાવા બજાવવાના હર્ષથી ચારે દિશાઓ ભરી દેવામાં આવે છે. તેમની આસપાસ ચારે તરફ આનંદ, ઉમંગ, મૈત્રી, અને શાંતિ છવાઇ રહે છે. ત્યાં જતાંજ 'હું યશોહરનો યુવરાજ છું,' એ વાતને ભૂલી જઉં છું. હા, એક વાત યાદ આવે છે, તે શું સહેજ ભૂલી જવાય? જ્યારે મારી ઉમ્મર અઢાર વર્ષની હતી, જ્યારે હું રાયગઢ-માં દાદાજીની પાસે રહેતો હતો, વસંતનો પવન વાતો હતો, ચારે

તરફ કુંજવનની શોભા ફેલાઇ રહી હતી, કોયલ અને પપૈયા જ્યાં ત્યાં, ખીલેલા વૃક્ષો ઉપર ટહુકાર કરી રહ્યાં હતાં. તે વસંતઋતુમાં, તે કુંજવનમાં, મેં રૂક્મિણીને જોઇ."

સુરમા બોલી ઉઠીઃ–"એ વાત મેં ઘણીવાર સાંભળી છે."

ઉદયાદિત્યઃ—"એકવાર ફરી સાંભળ, કોઇ કોઇ વાતો મારા મનમાં એવી ભરેલી છે કે જે ઘણીવાર મારા ચિત્તમાં કારીઘા પહોંચાડે છે. જો તે વાતને બહાર ન કહાડું તો તેના ઘાથી મારૂં કલેજું ફાટી જાય. તે વાત તને કહેવાથી મને હાલ પણ શરમ આવે છે, જેથી હું તને તે વારંવાર કહું છું. જે દિવસે શરમ નહિ આવે, કષ્ટ નહિ થાય તે દિવસથી હું સમજીશ કે મારા પાપનું પ્રાયશ્ચિત થઇ ગયું, અને તે દિવસ પછી હું તે વાત ફરી કહીશ નહિ.

સુરમાઃ–"પ્રાણનાથ! પ્રાયશ્ચિત કેવું? જો આપે પાપ કર્યું હોય તો તેમાં પાપનો દોષ છે, આપનો નહીં. હું શું આપના હૃદયને નથી ઓળખતી? અંતર્યામી ભગવાન શું આપના પવિત્રહૃદયના ભાવને નથી સમજતા?"

ઉદયાદિત્ય કહેવા લાગ્યોઃ–"રૂક્મિણી મારાથી ત્રણ વર્ષે મોટી હતી. તે વિધવા હતી અને વળી એકલી રહેતી હતી. દાદાજીની દયાથી તે રાયગઢમાં સુખથી રહેતી હતી. યાદ નથી કે તે પહેલવહેલી મને ચતુરાંઇથી ફસાવીને કેવી રીતે લઇ ગઈ. એ વખતે મારા મનમાં મધ્યાન્હકાળની લૂ ચાલી રહી હતી. એટલું પ્રખર તેજ હતું કે જેથી હું સારાખોટાનો કાંઈ વિચાર કરી શકયો નહિ. જાણે કે તે વખતે મારે માટે ચારેતરફ આ સંસાર તેજોમય બાફથી ઢંકાઇ રહ્યો હતો. આખા શરીરનું લોહી ઉકળવા માંડયું. સારૂં ખોટું કાંઇ જાણી શકાયું નહિ. રસ્તો, પૂર્વ, પશ્ચિમ સર્વદિશા મારી આંખો આગળ

ફરવા લાગ્યાં. તે પહેલાં મારા મનની એવી અવસ્થા કદીપણ થઇ ન્હોતી. અને તે પછી પણ એવી અવસ્થા કદીપણ થઇ નથી. કોણજાણે કે કેમ, ભગવાને શાનેમાટે આ દુર્બળ, બુદ્ધિહીન હૃદયને અયોગ્યરીતે એક દીવસને માટે આવીરીતે ઉત્તેજીત કરી નાંખ્યું. જાણે એકજ પલમાં જગત્ આ દુર્બળહૃદયને ખેંચીને કુમાર્ગે લઇ ગયું. હે ભગવાન! મેં શો અપરાધ કર્યો હશે કે આ પાપથી એકજ ઘડીમાં તમે મારા જીવનની સઘળી સ્વચ્છતા કાળી બનાવી દીધી. ક્ષણભરમાંજ દિવસની રાત બનાવી દીધી, અને જાણે મારા હૃદયની ફુલવાડીમાં ખીલેલાં માલતી અને જુઈનાં ફૂલો પણ લજ્જાથી કાળાં થઇ ગયાં."

ઉદયાદિત્ય આગળ કાંઇ બોલી શક્યો નહિ. મોં ફીકું પડી ગયું, આંખો મીંચાવા લાગી. જાણે કે તેના માથાથી પગ સુધી વીજળીનો તાર દોડવા લાગ્યો.

સુરમા જરા અણગમાથી બોલીઃ—"આપને મારા સમ છે, આ વાતને આપ ફરી આગળ ન વધારશો." થોડીવાર સુધી તો ઉદયાદિત્ય ચૂપ રહ્યો. તે પછી તે પાછો કહેવા લાગ્યો. "શું કહું, જ્યારે ચિત્તનો વેગ શાંત થયો, જ્યારે સર્વપદાર્થો પૂર્વવત્ જણાવા લાગ્યા, જ્યારે હું સંસારને સ્વપ્નનું એક દ્દશ્ય ન માનીને પ્રકૃતિનું કાર્ય—સ્થળ માનવા લાગ્યો; ત્યારે મારામનની જે અવસ્થા થઇ તે તને હું શું કહું! ક્યાંથી ક્યાં આવી પડયો, સો, હજાર, લાખ ગાઉ દૂર, પાતાળના ઘોર અંધકારના ઉંડા ખાડામાં જાણે પલકમાંજ એકદમ ગબડી પડયો. દાદાજી મને બોલાવીને એકદમ લઇ ગયા. તેમની આગળ હું શું મોં બતાવું. સાચું પૂછો તો ત્યારથી મારે રાયગઢ છોડવું પડયું. પરંતુ દાદાજી મને મળ્યા વગર રહી શકે તેમ નહોતું. તે મને વારં-

વાર બોલાવે છે; પરંતુ મને એટલોબધો સંકોચ થાયછે કે હું ત્યાં કોઈપણ રીતે જવા ઇચ્છતો નથી. દાદાજીના બોલાવ્યા છતાં પણ જ્યારે હું તેમની પાસે જતો નથી, ત્યારે તે જાતે મને અને વિભાને મળવા માટે અહીં આવે છે. તેમનામાં કોઇપણ પ્રકારની ઇર્ષ્યા નથી. ગ્લાનિ નથી, અને કાંઇ નથી. તે કદિ મને એમ પણ પૂછતા નથી કે, "તું રાયગઢ કેમ નથી આવતો?" તે અમને જોઇને ઘણાજં પ્રસન્ન થાય છે, જેથી તે ઘણી વાર અહીં આવે છે અને એક બે દિવસ રહીને પાછા ચાલ્યા જાય છે."

ઉદયાદિત્યે તે પછી પોતાના વિશાલ નેત્રોથી અત્યંત કોમળ, અને પ્રેમભરી દૃષ્ટિથી સુરમાના મોં તરફ જોયું.

સુરમાએ મનમાં ને મનમાં કહ્યું:—જોઉં, હવે કઇ વાત નીકળે છે. તેણે જરા માથુ નમાવ્યું, તેનું ચિત્ત ચંચળ થયું. યુવરાજે પોતાના બંને હાથ તેના ગાલપર રાખીને, કોમળતાથી તેના નીચે ઝુકેલા મોંને ઉંચું કરી તે તેની પાસે જઇને બેઠો. તેણે ધીરે ધીરે તેના માથાને પોતાના ખભાઉપર મૂકીને પ્રેમાલિંગનપૂર્વક કહ્યું:—"તે પછી શું થયું? તે હું તમારી પાસેથી સાંભળવા ઇચ્છું છું."

"પ્યારી, તારૂં આ બુદ્ધિથી ચમકતું, શાંતભાવથી ભરેલું. હાસ્યવિકસિત કોમળ અને પ્રેમમય પ્રસન્નમુખ કયાંથી ઉદય પામ્યું? મારા આ ગાઢઅંધકારનો નાશ થવાની શું આશા હતી? મારી ઉષા તું છે, મારી પ્રભા તુંજ છે, તું ન હોત તો હું આ પ્રકારે ઘોરઅંધકારમાં પડયો રહત. કયા મંત્રબળથી તેં વાતની વાતમાં મારા આ અંધકારને દૂર કર્યો." યુવરાજે વારંવાર સુરમાનું મોં ચૂંબીને પોતાની કૃતજ્ઞતા પ્રકટ કરી. યુવરાજે કહ્યું:—"આટલા દિવસ પછીજ મેં ખરી રીતે મારા જીવનનો આધાર મેળવ્યો. તારા મોંથીજ મેં સાંભળ્યું કે

—" હું મૂર્ખ નથી. " આજે મેં તેના ઉપર વિશ્વાસ રાખ્યો અને સાચું માન્યું. બુદ્ધિ અંધકારમય નાની ગલીની માફક વાંકીચૂંકી, સાંકડી કે ઉંચીનીચી નથી, એ હું આજે તારી પાસેથી શીખ્યો. તે રાજમાર્ગની માફક સરળ, સરખી અને ખૂબ લાંબી પહોળી છે. પ્રથમ હું મારા પોતાના ઉપર તિરસ્કાર કરતો હતો, મારી મારે હાથેજ અવજ્ઞા કરતો હતો. કોઈ કામ કરવાને માટે મારામાં ઉત્સાહ ન્હોતો. હું સર્વદા સાહસહીન અને કાયર બની રહ્યો હતો. મારૂં મન જેને સત્ય માનતું હતું તેને સંશયાત્મિક બુદ્ધિ અસત્ય કહીને મને ખેતરતી હતી. મારી સાથે જે કોઇ જેવો વ્યવહાર કરતું તેને હું સહન કરતો. હું સારાનરસાનો વિચાર કરવાનો પ્રયત્ન કરતો ન્હોતો. આટલા દિવસ પછી આજે મેં જાણ્યું કે હું કાંઈ માટીનું પુતળું નથી. આટલા દિવસ હું કાદવમાં ઢંકાયલો હતો. આજે તેં મ્હને બહાર પ્રકાશમાં આણ્યો છે. વ્હાલી, આજે તેં મ્હને નવીનરૂપમાં પ્રતિત કર્યો છે. મારો તારા ઉપર સંપૂર્ણ ભરોસો છે. જ્યારે તું મારા ઉપર વિશ્વાસ રાખે છે ત્યારે હું તારા ઉપર નિઃશંક ભાવથી વિશ્વાસ કેમ ન રાખું ? તેં આ માખણથી પણ કોમળ શરીરમાં આટલું બળ ક્યાંથી મેળવ્યું કે મ્હને આવો બલિષ્ટ બનાવી દીધો ? "

સુરમા પોતાના અસીમ અને સ્નેહાળભાવથી પતિના બંને હાથને ખસેડીને તેની છાતીસાથે લપાઈ ગઇ. તે સંપૂર્ણ આત્મત્યાગની દૃષ્ટિથી તેના મોં સામે જોવા લાગી. તેના અનુરાગપૂર્ણ નેત્રોએ સાફ સાફ કહી દીધું કેઃ—" મારે તમારાવગર બીજું કોઇ નથી. તમેજ સર્વ કાંઇ છો. "

નાનપણથીજ ઉદયાદિત્યનું તેના સંબંધિયોથી અપમાન થતું હતું. તેથી ઘણીવાર તે રાત્રે સુરમાની પાસે સેંકડો વાર કહેલી પો-

તાની રામકહાણી સંભળાવીને પોતાના હૃદયનો બોજો હલકો કરતો હતો.

ઉદયાદિત્યે કહ્યું:—"સુરમા, આવીરીતે કેટલા દિવસ ચાલશે? આ રાજદરબારમાં સભાસદો મારાઉપર એક પ્રકારની વિલક્ષણ કૃપાદૃષ્ટિ રાખે છે. આ તરફ હવેલીમાં મા તારી ખબર લે છે. નોકરો અને દાસીઓ પણ તારૂં માન સાચવતાં નથી. મારાથી કોઇને કાંઇ કહેવાનું સાહસ થતું નથી જેથી ચૂપ રહ્યાવગર છૂટકોજ નથી; તેથીજ હું સર્વ સહન કરૂં છું. વ્હાલી, તારો સ્વભાવ કાંઈક ઉગ્ર છે, તોપણ તારે હાલ જે કાંઇ બને તે સહન કરવું. જ્યારે તને હું સુખ ન આપી શકયો, જ્યારે મારા સંબંધથી તને કેવળ અપમાન અને કષ્ટજ સહન કરવા વખત આવ્યો, ત્યારે મારી સાથે તારૂં લગ્ન નજ થયું હોત તો સારૂં થાત."

સુરમા—"પ્રાણનાથ, આપ આ શું કહો છો? મારે માટે આ વખત યોગ્યજ છે. સુખી સ્થિતિમાં હું કાંની સેવા કરી શકત? સુખના દિવસોમાં હું એક માત્ર વિલાસનીજ વસ્તુ હોત. એક પ્રકારનું રમકડુંજ હોત. આ સર્વ દુ:ખોને સહન કરીને મારા મનમાં એ સુખ થાય છે કે આપ મને આપના દુ:ખમાં મદદગાર તરીકે માનો. આપને જેમ દુ:ખનું સહન કરવામાં અતુલ્ આનંદ થાય છે, તેમ હું પણ તે આનંદનો ઉપભોગ કરી રહી છું. મને જો કે કાંઇ ખેદ તો થાય છે, તે માત્ર એટલોજ કે હું આપના સમસ્ત દુ:ખને મારાઉપર કેમ લઇ શકતી નથી?"

યુવરાજ કાંઇક વારસુધી સુરમાના મોં તરફ જોઇ રહ્યો, આખરે બોલ્યો—"વ્હાલી, હું મારે પોતાનેમાટે કાંઇ પરવા કરતો નથી. મારાથી તો સર્વ સહન કરી શકાય છે, પણ મારે માટે

તું કેમ આ દુઃખને સહન કરે છે ? ખરી સ્ત્રીએ પતિની સાથે જેવું વર્તન રાખવું યોગ્ય છે તેવુંજ વર્તન તું મારી સાથે રાખે છે જેથી મને હવે કોઇપણ પ્રકારનું કષ્ટ જણાતું નથી. મારા મનમાં જ્યારે કોઇ પ્રકારનો કાંઇ ખેદ થાય છે ત્યારે તું મને આશ્વાસન આપીને મારૂં સાંત્વન કરે છે. અને તેને માટે તું હંમેશાં બરોબર ધ્યાન આપે છે. પરંતુ હું તારો સ્વામી થઈને તને અપમાનિત અને ગ્લાનિના દુખથી બચાવી શકતો નથી. અને તને કાંઇ સુખ આપી શકતો નથી. તારા પિતા શ્રીપુરાધીશ મારા પિતાની પ્રધાનતાનો સ્વિકાર કરતા નથી અને પોતાને યશોહરના તાબેદાર પણ સમજતા નથી, તેથી પિતાજી રૂષ્ટ થઇને તેને બદલે તારી અવગણના કરીનેજ પોતાનું મહત્ત્વ માને છે. તારૂં ભલેને કોઇ અપમાન કરે તોપણ તે તેનાઉપર ધ્યાન આપતા નથી. તે સમજે છે કે, તેમણે જે તને પુત્રવધુ બનાવીને પોતાના ઘરમાં જગ્યા આપી છે, એજ તારે માટે ઘણું છે. જ્યારે આ સર્વ વાતો સાંભળી આવે છે ત્યારે ઘણીવાર એવું થાય છે કે આ સર્વ છોડીને માત્ર તને સાથે લઇને કંઇ ચાલ્યો જાઉં. આજ તો હું ઘણા દિવસથી ચાલ્યો ગયો હોત, પણ તેંજ મને રોકી રાખ્યો છે."

રાત ઘણી વિતી ગઇ છે. સંધ્યાકાળના તારાઓ ઘણા અસ્ત થઈ ગયા છે અને ગંભિર રાત્રિના તારાઓનો ઉદય થવા માંડયો છે. કિલ્લાના દરવાજા ઉપર પહેરેદારોના ફરવાનો ઘણસારો જણાય છે. આખો સંસાર નિદ્રાદેવીના ખોળામાં વિશ્રામ લઈ રહ્યો છે. શહેરની રોશની બિલકુલ બંધ થઇ ગઈ છે, સર્વના ઘરનાં દ્વાર બંધ છે. માત્ર એકાદ શિયાળવા સિવાય બીજું કોઈ પ્રાણી બહાર ફરતું જણાતું નથી.

ઉદયાદિત્યના સુવાના ખંડનું દ્વાર બંધ હતું. એકાએક બહારથી કોઇએ કમાડ ખખડાવ્યું. ઉદયાદિત્યે ઝટ બહાર નીકળીને બારણું ઉઘાડયું. જોયું તો વિભા ઉભી છે. તેણે પૂછયું:—"કેમ વિભા ? શું છે ? આ વખતે તું અહીં કયાંથી આવી ?"

વાચકો સમજી ગયા હશે કે વિભા એ ઉદયાદિત્યની બેહેન છે.

વિભાએ કહ્યું—"મને લાગે છે કે સર્વનાશ થયું !"

સુરમા અને ઉદયાદિત્યે એક સાથે પૂછયું:—"કેમ, છે શું ?" કંપિતસ્વરે વિભાએ ધીમેથી કાંઇક કહ્યું. કહેતાં કહેતાં તે રડી પડી, અને બોલીઃ—"ભાઈ, હવે શું થશે !"

ઉદયાદિત્યે કહ્યું:—"રડીશ નહિ, હું હમણાંજ જઉં છું."

વિભાએ કહ્યું:—"નહિ, તમે ન જશો."

ઉદયાદિત્ય—"કેમ વિભા ?"

વિભા–"તમારા ગયાની વાત જાણી પિતાજી તમારા ઉપર ગુસ્સે થઈ જશે."

સુરમા—"વિભા, શું હાલ તે વિચાર કરી બેસી રહેવાય ?"

ઉદયાદિત્ય કપડાં પહેરી કેડે તલવાર લટકાવી, જવાને માટે તૈયાર થયો. વિભાએ તેનો હાથ પકડીને કહ્યું:–"ભાઇ, તમે ન જશો. પણ કોઇ બીજા માણસને મોકલો, કેમકે મારો જીવ ગભરાય છે."

ઉદયાદિત્યે કહ્યું:–"ગભરાવાની કાંઈ જરૂર નથી. મને જવા દે, હાલ ઉભા રહેવાનો વખત નથી." એમ કહી તરતજ તે પોતાના બંગલામાંથી બહાર નીકળ્યો.

વિભાએ સુરમાનો હાથ પકડીને કહ્યું:–"ભાભી, કદાચ પિતાજી જાણશે તો ?"

સુરમાએ કહ્યું:—"જાણશે તો શું થઇ જશે ? અમારા ઉપર તે-

મનો સ્નેહ ક્યાં છે. અને જે થોડો ઘણો હશે તે વળી જતો રહેશે એજ કે બીજું ? તેથી કાંઈ બ્હી જવાય ?"

વિભાએ કહ્યું:—"ના, ભાભી મને તો ઘણી બીક લાગે છે. જો કદી કાંઈ શિક્ષા કરે તો ?"

સુરમાએ દીર્ઘશ્વાસ લઇ કહ્યું,—"મને પૂરો વિશ્વાસ છે. જગત્માં જેનો કોઇ રક્ષક નથી તેની રક્ષા કરનાર ભગવાન છે." "હે ઇશ્વર ! તું તારા નામને કલંકિત ન કર. તારા ઉપર મારી જે દૃઢ શ્રદ્ધા છે, તેનો નાશ ન કર !"



## પ્રકરણ ૨ જું.

### પ્રતાપાદિત્ય અને મંત્રીની મસલત.



મંત્રીએ કહ્યું:—"શું તે કામ કરવું યોગ્ય છે ?"

પ્રતાપાદિત્ય—"કયું કામ ?"

મંત્રી—"કાલે આપે જેને માટે હુકમ કર્યો છે તે કામ."

પ્રતાપાદિત્ય (ક્રોધથી)—"કાલે શો હુકમ કર્યો છે ?"

મંત્રી—"કાકા સાહેબના સંબંધમાં."

પ્રતાપાદિત્ય કાંઇક વધુ ગુસ્સે થઇને બોલ્યો, "કાકાના સંબંધમાં ? શું ?"

મંત્રી—"મહારાજાએ હુકમ કર્યો છે કે,—યશોહર આવતાં જ્યારે વસંતરાય સિમલતલીની હદમાં આવે ત્યારે—"

પ્રતાપાદિત્યે મોં ચઢાવીને કહ્યું—"ત્યારે, ત્યારે શું કરો છો ? ઝટ બોલી દોને !"

મંત્રી—"ત્યારે બે પઠાણો જઇને—"

પ્રતાપાદિત્ય—"હાં."

મંત્રી—"તેમને મારી નાંખવા ?"

પ્રતાપાદિત્ય અત્યંત ગુસ્સે થઇને બોલ્યો—"સાંભળો દિવાન, તમે આમ બાળકની માફક શું વાત કરો છો ? એક વાતનો જવાબ સાંભળવાને માટે દસ વાતો કેમ પૂછો છો ? કામની વાત પૂછતાં શું તમને શરમ આવે છે ? રાજકાર્યના સંબંધમાં હવે તમારી અવસ્થા પૂરી થઈ લાગે છે. હવે તમારે માટે ચોથી અવસ્થાની ચિંતાનો સમય થયો છે, આટલા દિવસથી તમે તમારી નોકરી છોડવાને માટે રાજીનામુ કેમ આપતા નથી ?"

મંત્રી—"મહારાજ, આપ મારા અભિપ્રાયને વિચારપૂર્વક સાંભળતા નથી ?"

પ્રતાપ—"હું પૂર્ણ વિચારથીજ સર્વ વાતો સાંભળું છું. હું તમારી મતલબને સારી રીતે સમજું છું. ઠીક ! હું એક એ વાત પૂછું છું કે, હું જે કામ કરવાની ઇચ્છા રાખું છું, તેનું શું તમે તમારા મોંથી નામ પણ દઇ શકતા નથી ? તમારે મારા તે કામનો વિચાર કરવો ઘટે છે કે જ્યારે હું તે કામ કરવાનીજ ઇચ્છા રાખું છું ત્યારે તમારે સમજવું જોઇએ કે, તેની કાંઇ વિશેષ અગત્ય છે. મેં ધર્મનો પણ સાથે સાથે વિચાર કરેલો છે.

મંત્રી—"મહારાજ હું તો—"

પ્રતાપ—"સાંભળો, પ્રથમ મારી સર્વ વાતને બરાબર સાંભળો. હું જ્યારે આ કામને માટે—અર્થાત મારા કાકાને મારવા માટે તૈયાર

થયો છું, ત્યારે તમારા કરતાં મેં તેને માટે બરાબર વિચાર કરેલો છે. તમે પાપ લાગશે એવો વિચાર કરતા હશો, પણ તેમાં પાપ કાંઇ નથી. યવન લોકોએ આ પવિત્ર ભારતદેશમાં આવીને જે ઘોર અત્યાચારનો આરંભ કરી દીધો છે, કે જે અત્યાચારથી આપણા દેશના સનાતનધર્મનો નાશ થવા માંડયો છે, રજપૂતો મુસલમાનોને પોતાની પુત્રિઓ આપવા લાગ્યા છે. હિંદુઓ પોતાના આચાર વિચારથી દિવસે દિવસે ભ્રષ્ટ થતા જાય છે. તે સનાતનધર્મનો ફરી પાછો ઉદ્ધાર કરવાને માટે હું એ મ્લેચ્છોને દૂર નસાડવા ઇચ્છું છું." મારી આ પ્રતિજ્ઞાને પાળવાને માટે વધુ બળની જરૂર છે. હું ધારૂં છું કેઃ–" આખા બંગદેશના રાજામહારાજાઓ મારી આજ્ઞાનું પાલન કરીને તે પ્રમાણે કામ કરશે. જે લોકો યવનોના મિત્રો છે તેમને યમપુરી પહોંચાડયા વગર મારા આ ઉદ્દેશની સિદ્ધિ થવાની નથી. કાકા વસંતરાય મારા પૂજ્ય છે, પરંતુ સાચું બોલવામાં કાંઈ પાપ નથી; તે મારા વંશમાં એક કલંકરૂપ છે. તે પોતે પોતાને મ્લેચ્છોના દાસ તરીકે માને છે. તો તેવા લોકોની સાથે પ્રતાપાદિત્ય કાંઇ પણ સંબંધ રાખવાની ઇચ્છા રાખતા નથી. ગુમડું થતાં લોકો તેના બગડેલા ભાગને નસ્તર મૂકાવી પોતાના અંગને પણ કપાવી નાંખે છે. તેમ મારી પણ એવી ઇચ્છા છે કે મારા વંશના કલંકરૂપ અને બંગદેશના વ્રણસ્વરૂપ વસંતરાયનો નાશ કરીને રાયવંશનું રક્ષણ કરવું અને બંગદેશને બચાવવો."

મંત્રીએ કહ્યું:–" આ વિષયમાં તો મારો મહારાજાની સાથે કાંઇ પણ મતભેદ નથી."

પ્રતાપાદિત્યે કહ્યું:–" હા, મતભેદ હતો, સાચું કહો, અને હજુ પણ છે. જુવો દિવાન, જ્યાં સુંધી મારા વિચારની સાથે તમારો વિચાર ન

મળે ત્યાં સુધી તમે તમારો ખરો અભિપ્રાય મને જણાવો, અને જો તમારામાં એટલું સાહસ ન હોય તો તમે દિવાનપદને યોગ્ય નથી. જો કોઇ પ્રકારનો કોઇ વિષયમાં સંદેહ હોય તો તે તમે મને કહો, અને મને તેને માટે વિચાર કરવા દો. તમે એમ સમજો છો કે કાકાને મારવા એ એક પાપ છે. કહો, હજુ પણ તે વાત તમારા મનમાં ઘોળાયાં કરે છે કે નહિ? સાંભળો, જુવો બાપની આજ્ઞાથી પરશુરામે પોતાની માને પણ મારી નાંખી હતી, તો ધર્મને માટે શું હું મારા કાકાને ન મારી નાખું?"

આ વિષયમાં–અર્થાત ધર્મ–અધર્મની બાબતમાં મંત્રીને મતભેદ નહોતો. મંત્રી જે રહસ્યને સમજતો હતો તેને રાજા જાણતા નહોતા. મંત્રી જાણતો હતો કે જો આ વાતમાં કાંઇ સંદેહ કરીશ તો રાજા ક્રોધે ભરાશે; પરંતુ પાછળથી પરિણામની વાત સમજીને મનમાં ને મનમાં પ્રસન્ન થશે. એમ ન કરવાથી કોઈ વખત મંત્રીના ઉપર રાજાનો વ્હેમ આવશે.

મંત્રીએ કહ્યું:–"મારા કહેવાની મતલબ એ હતી કે દિલ્લીનો બાદશાહ આ ખબર સાંભળીને નારાજ થશે."

પ્રતાપાદિત્ય ગુસ્સાથી લાલચોળ થઇ ગયો, તે બોલ્યો:–– "હા, હા, નારાજ થશે! ભલે ને નારાજ થાય, નારાજ થવાનો અધિકાર દરેકને છે. દિલ્લીપતિ કાંઇ મારો ઇશ્વર નથી. તે નારાજ થવાથી બીજા ઘણાય મનુષ્યો છે કે જે કંપી ઉઠશે. માનસિંહ છે, બીરબલ છે, આપણા કુલભૂષણ વસંતરાય છે અને તમેપણ છો. પણ તમે તમારા જેવા બધાંને સમજશો નહિ."

મંત્રીએ જરા હસીને કહ્યું:–"જી હા, મોંના ક્રોધથી તો આપનો આ તાબેદાર કાંઇ બ્હીવે તેવો નથી, પણ તેની સાથે જો ઢાલતરવાર હોય

તો તો મને જરૂર બીક લાગવાનીજ. દિલ્લીપતીને ગુસ્સે કરતા પહેલાં પ્રથમ ઓછામાં ઓછું પચાસહજાર માણસોનું સૈન્ય હોવું જોઇએ."

પ્રતાપાદિત્ય જરા વિચાર કરીને બોલ્યોઃ—"દીવાન, દિલ્લીશ્વરની બીક બતાવી મને મારા કામમાં નિરૂત્સાહ કરવાનો પ્રયત્ન ન કરો. હું તેમાં તમારી નાલાયકી સમજું છું."

મંત્રીઃ—"પણ સરકાર, એ વાત સાંભળી પ્રજા શું કહેશે?"

પ્રતાપઃ—"પ્રજા જાણશે ત્યારે ને?"

મંત્રીઃ—"એવી વાત વધુ દિવસ છાની રહી શકતી નથી, આ વાત પ્રકટ થતાં આખો બંગદેશ આપનો વિરોધી થઇ જશે. જે અભિપ્રાયથી આપ આ કામ કરવાની ઇચ્છા રાખો છો તેનું મૂળ પણ ઉખડી જશે. આપ આપની મેળે રાજ્યભ્રષ્ટ થશો અને અનેક પ્રકારનાં વિઘ્નોને સહન કરવાં પડશે."

પ્રતાપાદિત્ય—"જુવો, હું જે કામ કરૂં છું તે પૂરો વિચાર કર્યા પછીજ કરૂં છું, અને તેથી જ્યારે હું કોઇ કામ કરવાનો આરંભ કરૂં ત્યારે તમારે મને આવો નકામો ભય બતાવી નિરુત્સાહ કરવાનો પ્રયત્ન ન કરવો. હું બાલક નથી, મેં તમને ડગલે અને પગલે વિઘ્ન નાંખવાને માટે રાજ્યમાં રાખ્યા નથી."

મંત્રી આ સાંભળી ચૂપ રહ્યો. તેને રાજાની બે આજ્ઞાઓનું પાલન કરવું પડતું. એક એકે "જ્યારે મતભેદ પડે ત્યારે તેણે પોતાનો મત ખુલ્લાદિલથી પ્રકટ કરવો, અને બીજી એકે,—પોતાનો વિરૂદ્ધ મત પ્રકટ કરીને તેને નિરૂત્સાહ કરવાનો પ્રયત્ન ન કરવો," મંત્રી આજ સુધી તો આવી બેઅમલી આજ્ઞાઓનું પાલન સારી રીતે કરી શકતો પણ આજે તેમ થઇ શક્યું નહિ.

મંત્રીએ કાંઇ વિચાર કર્યા પછી કહ્યુંઃ—"મહારાજ, દિલ્લીશ્વર!

આ સાંભળતાંજ પ્રતાપાદિત્ય તરતજ વચ્ચે બોલી ઉઠયો, “ પાછો દિલ્લીશ્વર ! દિવાન, દિવસમાં જેટલી વાર તમે દિલ્લીશ્વરનું નામ લ્યો છો તેટલી વાર જો ઇશ્વરનું નામ લેતા હોત, તો તેથી તમારો પર-લોક સુધરી જાત. જ્યાંસુધી મારૂં આ કામ પૂરૂં થાય નહિ, ત્યાં સુધી તમારે મારા આગળ દિલ્લીશ્વરનું નામ લેવું નહિ. જ્યારે આજે બપોરે આ કામ પુરૂં થયાની ખબર મારી પાસે આવી જાય ત્યાર પછી તમારે મારા આગળ દિલ્લીશ્વરના નામનો જપ કરીને તમારા મનની ઇચ્છા પૂરી કરવી, અને ત્યાં સુધી તમારે તમારા મનના આ વેગને રોકી રાખવો. ”

મંત્રી–પાછો ચૂપ થઇ ગયો. દિલ્લીશ્વરનું નામ મૂકી દઇ તેણે ફરી કહ્યું, “ મહારાજ, યુવરાજ ઉદયાદિત્ય—”

રાજાએ કહ્યું, “ દિલ્લિશ્વર ગયો, પ્રજા ગઇ, હવે આ નાના સરખા બાળકનું નામ સંભળાવી ડર દેખાડવા માગો છો ? ”

મંત્રીએ કહ્યું:–“ મહારાજ, આપ સમજવામાં મોટી ભૂલ કરો છો ! ” પ્રતાપાદિત્યે સ્વસ્થ થઇને કહ્યું:–“ તો શું કહો છો કહો ? ”

મંત્રીએ કહ્યું—“ કાલે રાતે યુવરાજ ઘોડાપર સ્વાર થઇને એકાએક કોણજાણે ક્યાં ગયા છે, તે હજુસુધી પણ પાછા આ-વ્યા નથી. ”

પ્રતાપાદિત્ય—“ તે ક્યાં ગયો છે ? ”

મંત્રી—“ પૂર્વ તરફ. ”

પ્રતાપાદિત્યે દાંત કસકસાવીને કહ્યું—“ ક્યારે ગયો ? ”

મંત્રી–“ કાલે અડધી રાતે. ”

પ્રતાપાદિત્ય—“ શ્રીપુરના જમીનદારની પુત્રી અહીં છે ? ”

મંત્રી—“ જી, હા. ”

પ્રતાપાદિત્ય—" તે પોતાના બાપને ઘેર રહે તેજ સારૂં છે."

મંત્રીએ આ વાતનો કાંઈ જવાબ ન આપ્યો.

પ્રતાપાદિત્યે કહ્યું:—" ઉદયાદિત્ય કોઇ પણ વખતે રાજકુમાર થવાને યોગ્ય નથી. નાનપણથીજ તે પ્રજાની સાથે હળીમળીને રહે છે. મારો પુત્ર આવો નિવડશે એ કોણ જાણતું હતું ? સિંહના પુત્રને કંઇ સિંહ બનાવવો પડતો નથી. તેને સિંહ બનવાને માટે કોઇની પાસે શિક્ષણ લેવાની પણ જરૂર રહેતી નથી. ત્યારે ખરી વાત તો એ છે કે **नराणां मातुलक्रमः** " અનુસાર તેનામાં તેના મોશાળનો ગુણ વધુ જણાય છે. તે ઉપરાંત પાછો તેને શ્રીપુરના જમીનદારને ત્યાં પરણાવ્યો, જેથી તે પાછો બીલકુલ હલકા સ્વભાવનો થઈ ગયો છે. ઇશ્વર કરે ને હવે નાનો રાજકુમાર રાજ્યને યોગ્ય થાય તો સારૂં કે જેથી મરતી વખતે મને કાંઇ ચિંતા ન રહે. શું તે હજુ સુધી પણ પાછો આવ્યો નથી ?"

મંત્રી—" ના."

પૃથ્વી ઉપર પગ પછાડી પ્રતાપાદિત્યે કહ્યું—" તો એક સિપાઈ સરખો પણ તેની સાથે કેમ ના ગયો ?"

મંત્રી—" સિપાઇ જવાને માટે તો તૈયાર હતો, પણ તેમણે સાથે લઈ જવાનું તેને ના કહ્યું."

પ્રતાપાદિત્ય—" તે તેની પાછળ પાછળ પણ છાનો માનો કેમ ના ગયો ?"

મંત્રી—" જો તેમના ઉપર કોઇ પ્રકારનો કાંઇ વ્હેમ હોત તો તો તે જાત."

પ્રતાપ—" વ્હેમ કેમ ના આવ્યો ? દીવાન, તમે મને સમજાવવા માગો છો કે તે લોકોએ સારૂં કામ કર્યું ? પણ તમારે એવી ગળત

વાતો મારા આગળ કરવી નહિ. પ્હેરેદારે પોતાના કામમાં ગફલત કરી છે. તે વખતે દરવાજા ઉપર કોણ હતું. તેને હમણાંજ મારી પાસે બોલાવી લાવો. પ્હેરેદારોની આવી અસાવધાનીથી જો મારૂં કામ નિષ્ફળ થયું તો યાદ રાખજો કે હું તેમની ખરાબી કરીશ. તમારે પણ સહન કરવું પડશે. તમે મારી સાથે નાહક આડીઅવળી દલીલો કરો છો. આ કામ નિષ્ફળ જશે તો બીજા બધા કરતાં તમે વધુ જવાબદાર છો."

પ્રતાપાદિત્યે પહેરગીરોને બોલાવા મોકલ્યું. પછી તેણે કેટલીકવાર-સુધી તો ગંભીરભાવ ધારણકરીને પછી દીવાંનને પૂછ્યું, "હાં, તમે દિલ્લીશ્વરની શી વાત કહેતા હતા?"

મંત્રી—"મેં સાંભળ્યું છે કે દિલ્લીશ્વરની આગળ આપની ના-લાશીની વાત જાહેર થઇ છે."

પ્રતાપ—"કોણે જાહેર કરી? તમે કે યુવરાજ ઉદયાદિત્યે?"

મંત્રી—"નહીં મહારાજ, હું તે શી રીતે કહી શકું કે કોણે કરી? તેની ખબર હજુ સુધી મળી નથી."

પ્રતાપાદિત્ય—ભલેને ગમે તે કહે, તેને માટે કાંઇ ચિંતા કરવાની જરૂર નથી. દિલ્લીશ્વરનો વિચાર કરવાનો મારે છેને? હુંજ તેના દંડનો પ્રયત્ન કરીશ. હા, પેલા બે પઠાણો હજુ સુધી પાછા આવ્યા નહિ કે? ઉદયાદિત્ય પણ હજુ સુધી નથી આવ્યો કે? પહેરેદારને જલ્દી બોલાવો."

---

## પ્રકરણ ૩ જું.

### યુવરાજનું યશોહર તરફ પ્રયાણ.

યુવરાજ તે ઉજ્જડ અને સુનકાર રસ્તામાં ઘોડો પુરપાટ દોડાવતો ચાલ્યો જાય છે. રાત અંધારી છે. સડક સીધી અને લાંબી છે. નિઃશબ્દ રાત્રે ઘોડાની પડઘી ચારે તરફ પ્રતિધ્વનિત થઇ રહી છે. કંઇ કંઇ જગ્યાએ કુતરાં ભસે છે. વળી કંઇક શિયાળ રસ્તા ઉપરથી નાસી જઇ પાસેની ઝાડીમાં ભરાઇ જાય છે. કંઈ કંઇ પક્ષીઓ કૌરવ કરી રહ્યાં છે. રસ્તામાં એક પણ મુસાફર આવતો જણાતો નથી. માત્ર એક હાડકાં નીકળેલો વૃદ્ધ ભિખારી એક ઝાડ નીચે સડકને કિનારે સુતેલો જણાયો, પાંચ ગાઉ રસ્તો કાપ્યાપછી યુવરાજ એક મોટા મેદાનની વચ્ચે આવી રહ્યો. ઘોડાનો વેગપણ કાંઇક કમી કરવો પડયો. દિવસે વરસાદ પડયો હતો, જેથી જમીન ભીની થઈ જવાથી તેમાં ઘોડાના પગ પણ પેસી જતા હતા. કેટલીક વાર તો ઘોડો ઠોકર વાગતાં પડતો પડતો રહી જતો હતો. થાકી જવાથી તેનું નાક ફુલી ગયું હતું, તેના મોંમાંથી ફીણના ફીસોટા નીકળી રહ્યા હતા તેનું પેટ વારંવાર શ્વાસ લેવાથી ફુલી ગયું છે પરસેવાથી તેનું આખું શરીર પલળી ગયું છે પવન બીલકુલ નથી. ગરમી વધતી જાય છે, હજુ પણ રસ્તો ઘણો બાકી છે, કેટલાંક જલા-

શય, કેટલાંક ખેતરો, કેટલાંક મેદાનો અને ઝાડીઓને વિતાવીને યુવરાજ એક કાચી સડક પાસે આવી પહોંચ્યો તેણે ત્યાંથી પાછો ઘોડાને તીરની માફક છોડયો અને તેની પીઠ થાબડી, ઉત્સાહ આપતાં કહ્યું "સુગ્રીવ!" આ સાંભળી ઘોડે ચકિત થઇ પોતાના કાનની ટીસીઓ ટટાર કરી પોતાના માલિકની તરફ ગરદન વાંકી કરીને જોયું, તે પછી તેણે ખૂબ હણહણાટ કર્યો, અને લગામ ઢીલી થતાં શ્વાસ ખેંચતો દોડવા લાગ્યો. તે એટલો બધો તીવ્રગતિથી દોડવા લાગ્યો કે ઉદયાદિત્યને પાસેનાં ઝાડ પણ બરોબર દેખાઇ શકતાં ન્હોતાં. આકાશ તરફ જોતાં ઢગલાબંધ તારા અગ્નિના તણખાની માફક ઉડતા જણાતા, બંધ પવન હવે કાનમાં સણસણાટ કરતો. જ્યારે ત્રણ પહોર રાત વીતી ત્યારે યુવરાજ સિમલતલીની ઓરડી પાસે આવી પહોંચ્યો તેનો ઘોડો તેજ વખતે પછાડ ખાઇને પૃથ્વીઉપર પડયો જે ફરી ઉઠયોજ નહિ. યુવરાજે નમીને તેની પીઠ ઠોકી, તેનું મોં સીધું કરીને પોતાના ભણી ફેરવ્યું અને સુગ્રીવ કહી વારંવાર બૂમ મારી, પણ તે જરાય હાલ્યો નહિ. યુવરાજે દિર્ઘનિશ્વાસ લઈ જોરથી બારણું ધકેલ્યું તેણે વારંવાર ધકેલવા છતાં પણ બારણું ઉઘડયું નહિ, પણ કોઇએ અંદરથી પૂછ્યું:-"કોણ છે? આટલી રાત્રે કેમ બારણું ધકેલો છો?" તેણે જોયું તો એક હથિયારબંધ માણસ બારણા આગળ ઉભેલો છે.

યુવરાજે કહ્યું:—"કામ છે, બારણું ઉઘાડો."

તેણે અંદરથી કહ્યુ:—"બારણું ઉઘાડવાની શી જરૂર છે? જે પૂછવું હોય તે ત્યાંથીજ પૂછો ને?"

યુવરાજે કહ્યું:—"રાયગઢના રાજા વસંતરાય અહિં છે?"

તેણે કહ્યું:—સાંજ સુધી તેમની આવવાની રાહ જોઈ હતી પણ

તે હજુ સુધી અહીં આવ્યા નથી. મને લાગે છે કે કાંઇક કારણવશાત તે આજે આવ્યા નથી."

યુવરાજે બે રૂપિયા હાથમાં લઇને કહ્યું:—"આ લ્યો." તેણે ઝટ લઇને બારણું ઉઘાડી બે રૂપિયા હાથમાં લીધા. ત્યારે યુવરાજે તેને કહ્યું, "સાહેબ, મારે એકવાર તમારી ઓરડી તપાસવી છે કે કોણ કોણ અહીં છે."

ઓરડીના રક્ષકે કાંઇક વ્હેમાઇને કહ્યું:—"નહિ, મહાશય, એ બની શકશે નહિ."

ઉદયાદિત્યે કહ્યું:—"મને રોકશો નહિ, હું રાજધાનીનો અમલદાર છું અને બે ગુન્હેગારોની શોધમાં અહીં આવ્યો છું."

આમ કહીને તેણે કોટડીમાં પ્રવેશ કર્યો, કોટડીના માલીકે પછી કાંઈ રકઝક ન કરી, તેણે કોટડી તપાસી નાંખી પણ વસંતરાયને કે તેના નોકરને અંદર જોયા નહિ. તેમજ પેલા પઠાણો પણ અંદર મળ્યા નહિ, માત્ર બે યુવાન સ્ત્રીઓ અંદર સુતેલી જોઈ, તે ચમકીને બેઠી થઇ ગઇ અને બોલી–"ખસો, કોણ છે? અહિ શું તાકી રહ્યા છો?" પછી કોટડીની બહાર નીકળી રસ્તાઉપર ઉભા રહી યુવરાજ વિચાર કરવા લાગ્યો, "ઠીક થયું કે તે આજે અહીં આવ્યા નથી કદાચ તે પૂર્વ તરફની કોઈ કોટડીમાં તો નહિ હોય? અને ત્યાં તેમની શોધમાં પઠાણો પણ ગયા હોય તો!"

આ પ્રકારના અનેક વિચારો કરતો કરતો તે ધીરે ધીરે આગળ ચાલ્યો. કાંઇક આગળ જતાં જોયું તો એક ઘોડેશ્વાર આવતો જણાયો. જ્યારે તે ઘણોજ પાસે આવ્યો ત્યારે યુવરાજે તેને પૂછ્યું કે–"કોણ છે? રતન તો ન હોય? આ સાંભળી તે તરતજ ઘોડા ઉપરથી ઉતરી પડ્યો અને યુવરાજને સલામ કરી બોલ્યોઃ "જી, હા, આપ આટલી રાત્રે અહીં કયાંથી?"

યુવરાજઃ—"તેનું કારણ હું તને પછી કહીશ, પણ એતો કહે કે દાદાજી ક્યાં છે."

રતનઃ—"તેમનો તો આજે આ કોટડીમાં રહેવાને વિચાર હતો."

યુવરાજઃ—"તો એમ કેમ ? અહીં તો તે છે નહિ."

તેણે ક્ષુબ્ધ થઇને કહ્યુંઃ—"તેમને આજે સાંજ સુધીમાં મહારાજાએ મળવા બોલાવેલા હોવાથી તે તો આજે ત્રીસ નોકરને સાથે લઇને યશોહર તરફ ગયા છે. હું કામમાં રોકાઇ જવાથી પાછળ રહી ગયો છું.

ઉદયાદિત્યઃ—"મને તમારો ઘોડો આપો. હું દાદાજીની શોધમાં જઉં છું. તમે પગ રસ્તે પણ આવી શકશો."

## પ્રકરણ ૪ થું.

### વસંતરાયનું મરણના પંઝામાંથી બચી જવું.

સુનકાર જગ્યામાં, સડકના કિનારા ઉપર, પીંપળના ઝાડ નીચે એક પાલખીની અંદર વસંતરાય બેઠેલા છે. તેમના નોકરો કોણ જાણે કે ક્યાંય ચાલ્યા ગયા છે. એક પઠાણ પાલખીથી જરા દૂર બેઠેલો છે. રાત એટલી બધી વિતી ગઇ છે કે તેમાં કોઇનો એક શબ્દ પણ સંભળાતો નથી. વસંતરાયે પૂછ્યુંઃ—"ખાંસાહેબ, તમે કેમ ન ગયા ?"

પઠાણે કહ્યું,—"જી હજુર, હું કેમ જઉં ? આપે અમારાં ધન, અને માણસોના રક્ષણને માટે આપના તમામ નોકરોને મોકલ્યા તો આ ભયાનક રાત્રે આપને અહીં એકલા મૂકીને મારે પણ જતા

રહેવું એ શું વ્યાજબી છે ? આપ મને એવો સ્વાર્થી ન સમજશો. કોઈ શાયરે કહ્યું છે કે,—" જે મારૂં ભુંડું કરે છે તે મારો રૂણિ છે, બીજા જન્મમાં તેને તે રૂણ મને આપવું પડશે. જે મારૂં ભલું કરે છે તેનો હું દેવાદાર છું. તે દેવું કોઈ વખતે પણ હું ચૂકવી શકું તેમ નથી."

**વસંતરાયે** મનમાં કહ્યુંઃ—" વાહ, આ માણસ તો ઘણો સારો જણાય છે. કેટલીકવારે તેમણે પાલખીમાંથી પોતાનું માથું બહાર કાઢીને કહ્યુંઃ—" ખાંસાહેબ, તમે ઘણાજ સારા માણસ જણાવ છો."

ખાંસાહેબે ઝટ સલામ કરી, ખાંસાહેબ પણ પોતાને તેવાજ સમજતા હતા. વસંતરાયે મશાલના અજવાળામાં તે પઠાણનું મોં જોઇને કહ્યું;—" તમે તો સારા ખાનદાન જણાવ છો."

**પઠાણે** ફરી સલામ કરીને કહ્યુંઃ—" શું કહેવું, ઘણીજ અચરજની વાત છે! મહારાજની વાત યોગ્ય છે."

વસંતરાયે કહ્યુંઃ—" હાલ તમારી સ્થિતિ કેવી છે ?"

**પઠાણે** દીર્ઘશ્વાસ લઇને કહ્યું, " હજુર, હાલની સ્થિતિની વાત ન પૂછો, ઘણીજ ખરાબ હાલત છે. ઘણીજ મૂશ્કેલીથી દિવસ જાય છે. હાલ તો ખેતીવાડીથી થોડોઘણો ગુજારો નભે છે. કોઈ શાયરે કહ્યું છે કે;—" હે વિધાતા ! તેં જે ઘાસને ઘણુંજ નાનું બનાવ્યું છે, તેમાં તારી કાંઈ પણ કઠોરતા નથી, પરંતુ પીંપળના ઝાડને આટલું મોટું બનાવીને પણ તેને તું જુવાનીમાંજ નીચે પાડી દઇને ઘાંસની સાથે ભેગું કરી જમીન ઉપર સુવાડી દે છે. એથી તારા પાષાણહૃદયની કઠોરતાની તો અવધિજ જણાય છે."

**વસંતરાય** ઘણાજ ઉલ્લાસની સાથે બોલી ઉઠયા, " વાહ, વાહ ! શાયરે કેવી ઉત્તમ વાત કહી છે. તમે હાલ જે બે વાતો કહી તે લખી લેવા જેવી છે."

**પઠાણે** મનમાં ને મનમાં વિચાર કર્યો કે, “ મારૂં નસીબ ઠીક જણાય છે, આ બુઢ્ઢો તો ઘણો રસીલો જણાય છે. તેના દ્વારા ગરીબોને ઘણોજ ઉપકાર થતો હશે. ”

**વસંતરાયે** પોતાના મનમાં કહ્યું:—“ અહા ! જે એક વખતે મોટા માણસ ગણાતો હતો તેની આજે આવી ખરાબ હાલત ? ચંચળલક્ષ્મીની એ એક મહાન વિચિત્ર લીલા છે ” આખરે તેણે અધીર થઇને **પઠાણને** કહ્યું:–“ તમારૂં બદન જેવું મજબુત અને સુશોભિત છે તેથી તો તમારી ઘણીજ ખુશીની સાથે પલ્ટણમાં ભરતી થઇ શકે. ”

**પઠાણ** તુરત બોલી ઉઠયો:—“ હાં હજુર, શામાટે નહિ, હું પણ તેવુંજ ઇચ્છું છું. મારા બાપદાદા અને પરદાદા સર્વ તલવાર હાથમાં લઇનેજ મરેલા છે. ”

વસંતરાયે હસતાં હસતાં કહ્યું:—“ જો તમે મારૂં કહેવું કબુલ કરો તો તલવાર હાથમાં રાખીને મરવાનો તમારો મનોરથ પૂરો થઈ શકશે; પરંતુ તે તલવાર કદી મ્યાનમાંથી બહાર પણ કાઢવી નહિ પડે. હું હાલ વૃદ્ધ થયો છું. પ્રજાગણ સુખચેનમાં છે. ઇશ્વર ન કરે કે કદી યુદ્ધ કરવાની જરૂર પડે, ઉમર વીતી ગઈ છે, મેં તલ્વારને હવે હાથમાંથી મૂકી દીધી છે. હવે તલ્વારને હાથમાં રાખવાની જરૂર પણ શી છે ? તલ્વાંરને બદલે હાલમાં એક બીજી વસ્તુએજ મારો હાથ પકડયો છે “ તેમણે એવું કહેતાંજ બગલમાં રાખેલા સતારના તાર ઉપર એક બે આંગળી ફેરવી દીધી. ”

પઠાણે માથું હલાવીને કહ્યું:—“ હજુર, બરાબર છે. કહ્યું છે કે–તલ્વારથી દુશ્મનને જીતાય છે; પરંતુ સંગીતથી તો શત્રુ પણ મિત્ર બની જાય છે. ”

વસંતરાયે કહ્યું:—"ખાંસાહેબ, શું કહ્યું ? સંગીતથી શત્રુ પણ મિત્ર બની જાય છે, કેવો ચમત્કાર ?" આમ કહી કાંઇકવાર શાંત બની વિચાર કરવા લાગ્યા. જેટલો વિચાર કરવા લાગ્યા તેટલાજ તે વધુ ક્ષુબ્ધ થવા લાગ્યા કેટલીકવાર વિચાર કરીને બોલ્યા:—"તલ્વાર કે જે આવી ભયાનક વસ્તુ છે, તેનાથી શત્રુની શત્રુતાનો નાશ નથી થતો, કેવી રીતે કહું કે નાશ થાય છે ? રોગીને મારીને રોગને નિવૃત્ત કરવો એ શું આરોગ્ય બનાવવાનું કહેવાશે ? પરંતુ સંગીત એવી મધુર વસ્તુ છે કે, જેથી શત્રુનો નાશ ન થતાં તેનામાંથી માત્ર શત્રુત્વનોજ નાશ થાય છે."

વૃદ્ધ વસંતરાય આ વિચારમાં એટલા બધા ઉત્તેજીત થઈ ગયા કે તે પાલખીમાંથી પગ બહાર કાઢીનેજ બેઠા, ને કહ્યું કે:—"ખાંસાહેબ, તલ્વારથી દુશ્મન જીતાય છે, પરંતુ સંગીતથી તો શત્રુ પણ મિત્ર બની જાય છે."

પઠાણ:—"જી હાં, હજુર."

વસંતરાયે કહ્યું:—"તમે એકવાર રાયગઢ આવો. હું યશોહરથી પાછો આવીને તમારો યોગ્ય સત્કાર કરીશ."

પઠાણે ખુશીથી ફુલાઈ જઇ કહ્યું:—"આપ ચાહો તો શું ન કરી શકો ?" તેણે મનમાં "મેં પણ એક ઉત્તમ ચકલી ફસાવી છે." આવો વિચાર કરીને કહ્યું—"સરકાર સતાર તો વગાડતા હશો."

વસંતરાય:—"હા," તેમણે તરતજ હાથમાં સતાર લઇને આંગળીએ ટોટી પહેરી બિહાગ રાગ ગાવા માંડયો. વચ્ચે વચ્ચે પઠાણ માથું હલાવીને કહેવા લાગ્યો કે—"વાહ, વાહ ! શું કહેવું. બહુજ ઉત્તમ." આથી વધુ ઉત્સાહિત થતાં પાલખીમાં બેસી રહેવું એ વસંતરાયને અસહ્ય થઇ પડયું. તેથી તે પાલખીમાંથી બહાર નીકળીને

સતાર વગાડવા લાગ્યા તે વગાડવાની ધુનમાં પોતાની રાજમર્યાદા, ગંભીરતા અને આત્મગૌરવ વિગેરે પણ ભૂલી ગયા. સતાર વગાડતા વગાડતા તાલસૂર મેળવવા લાગ્યા. ગાયન સમાપ્ત થતાં પઠાણે કહ્યું: "વાહ સાહેબ, આપનો સ્વરપણ કેવો મધુર છે."

વસંતરાયે કહ્યું:—મારો સ્વર તો કાંઇ એવો ઉત્તમ નથી. પણ આ નિઃશબ્દ રાતમાં, અને ખુલ્લા મેદાનમાં સર્વનો અવાજ મધુર લાગે. મેં મારા સ્વરને સુધારવા જો કે પ્રયત્ન તો ઘણો કર્યો છે, તોપણ લોકો મારા રાગને વધુ વખાણતા નથી એતો શું, પણ વિધાતાએ જેટલા રોગ બનાવ્યા છે, તે સર્વની પણ એકેકી દવા તો તેણે બનાવી રાખેલી જ હોય છે. એવીજ રીતે જેટલા રાગ છે તેને સાંભળનાર પણ હોય છેજ.

પઠાણે મનમાં વિચાર કર્યો, "આપણી કાંઇ ઉત્કંઠા હવે પૂરી થવા આવી છે, તેમણે ગાઇ બજાવી દિલને ખુશ કર્યું જણાય છે. માત્ર જીવનો બોજો રહ્યો છે, શું હું તેને હમેશને માટે હલકો કરી દઉં? તોબા તોબા, એવું કામ થઇ શકે, કાફરોને મારવામાં પૂણ્ય તો છે, પણ આ વખતે આ બુઢાને મારવો કે નહિ તેનો મને વિચાર આવે છે. અત્યારે તો એમ થાય છે કે તેને ન મારતાં મારે તેની પાસેથી કાંઇક કામ કાઢી લેવું એમાંજ સાર છે."

આ તરફ નોકરોને આવતાં વિલંબ થતાં વસંતરાયના મનમાં ચિંતા થવા લાગી અને શોચ કરવા લાગ્યા. પાછા સતાર લઇને ગાવા લાગ્યા.

એક ઘોડેશ્વારે સામે આવીને કહ્યું:—"હા, હવે મારો જીવ ઠેકાણે આવ્યો. દાદાજી, આપ આટલી રાત્રે સડકના કિનારે બેસીને કોને ગાયન સંભળાવો છો?"

વસંતરાયે ચકિત થઇને તરતજ પોતાના સતારને પાલખીમાં મૂકીને ઉદયાદિત્યનો હાથ પકડી ઘોડા ઉપરથી નીચે ઉતાર્યો અને આલિંગન દઈ પૂછ્યું. " ભાઈ, ખુશી છું ? શી ખબર છે ? ત્યાં સર્વે ખુશીમાં છે ? "

ઉદયાદિત્યે કહ્યું:—" હા, સર્વે ખુશીમાં છે. "

પછી વસંતરાયે હસતાં હસતાં સતાર હાથમાં લઇને પગથી તાલ દેતાં માથું હલાવતાં પાછું ગાયન શરૂ કર્યું."

ઉદયાદિત્યે પઠાણને પાસે ઉભેલો જોઈ વસંતરાયના કાનની પાસે મોં લઈ જઇને પૂછ્યું:-" આ અહિં આપની પાસે ક્યાંથી આવ્યો છે ?"

વસંતરાયે કહ્યું:—" ખાંસાહેબ, ઘણા સારા માણસ છે. સમજુ છે, તેમની સાથે મેં આ આખી રાત ગમ્મતમાં વિતાવી છે."

ઉદયાદિત્યને જોતાંજ તે પઠાણ મનમાં ને મનમાં વધુ વ્યગ્ર થઈ ગયો. હવે શું કરવું તે તેને સમજાયું નહિ.

ઉદયાદિત્યે વસંતરાયને પૂછ્યું:—" આપ ઘેર ન જતાં અહીં ક્યાંથી ? "

પઠાણ હવે ચૂપ રહી શક્યો નહિ. તે એકાએક બોલી ઉઠયો. " હજુર, કસુર માફ કરો તો હું એક અરજ કરૂં, હું મહારાજા પ્રતાપાદિત્યનો માણસ છું. મહારાજાએ મને અને મારા ભાઇને આજ્ઞા કરી છે કે:—જ્યારે તેમના કાકા વસંતરાય યશોહર તરફ આવવા નીકળે ત્યારે તેમને રસ્તામાં મારી નાંખવા. "

વસંતરાય ચમકીને બોલ્યા:—" રામ. રામ. "

ઉદયાદિત્ય—" હાં, પછી. "

પઠાણ:—' અમે કદી પણ એવું કામ કરતા નથી. મહારાજાએ અમને અનેક પ્રકારનો ડર બતાવીને આ હુકમનું પાલન કર-

વાનું કહ્યું તેથી અમે આવ્યા છીએ. અહીં રસ્તામાં આપની મુલાકાત થઇ જેથી મારો ભાઈ મારા ગામમાં લુંટ થઈ છે એમ જુઠું કહી આપના નોકરોને લઇ ગયો છે અને તે કામ મારા ઉપર મૂક્યું છે જો કે મને રાજાસાહેબની આજ્ઞા આપસાહેબનું ખૂન કરવાની છે; તથાપિ મારાથી એવું કામ કદીપણ થઇ શકે તેમ નથી. કારણ કે અમારી કિતાબમાં લખ્યું છે કેઃ–" માલિકના હુકમથી આખી પૃથ્વીનો નાશ કરી નાંખો, પણ ખબરદાર સ્વર્ગના એક ખૂણાને પણ ન બગાડો." આ તાબેદાર હજુરની ત્હેનાતમાં હાજર છે, મહારાજના હુકમનું પાલન કર્યાસિવાય યશોહર પાછા જવાથી મારો જીવ બચવાનો નથી. આપ અમારૂં રક્ષણ નહિ કરો તો, અમારે બચવાનો કોઈ ઉપાય નથી "એટલું કહી તે ઉદયાદિત્યની આગળ હાથ જોડી ઉભો રહ્યો.

પઠાણની આ વાત સાંભળીને વસંતરાયના તો હોશ ઉડી ગયા. તે અવાક થઈ ચિત્રમાફક ઉભા થઈ રહ્યા, કેટલીકવારે તેમણે પઠાણને કહ્યું;–" હું તમને એક ખેતર આપું છું. તમે અહીંથી સીધા રાયગઢ ચાલ્યા જાવ. હું યશોહરથી પાછો આવીને તમારી જીવીકાનો બંદોબસ્ત કરીશ."

ઉદયાદિત્યઃ—" દાદાજી, આમ છતાં પણ આપ પાછા શું યશોહર જવા ઇચ્છો છો ?"

વસંતરાયઃ—" હા."

ઉદયાદિત્યઃ—" કેમ ?"

વસંતરાયઃ—" પ્રતાપ મારો ગમે તેટલો અપરાધ કરે તોપણ તે મારો ભત્રીજો છે. હું હવે મારે મરવાની કે જીવવાની પરવા કરતો નથી. કેમકે હવે મારૂં નાવ કિનારે આવી પહોંચ્યું છે. મારા જીવનના ગણ્યા ગાંઠયા દિવસો હવે બાકી રહેલા છે, પરંતુ આ પિતૃહત્યાથી

પ્રતાપના આલોક અને પરલોક બંને બગડશે તેથીજ મને અત્યંત ખેદ થાય છે. કોણજાણે કે આ પ્રાણ પંખેરૂ ક્યારે આ દેહરૂપી પીંજરામાંથી ઉડી જશે, જેથી એકવાર પ્રતાપને મળીને હું તેને સારી રીતે શિખામણ આપીશ. "

આમ કહેતાં કહેતાં વસંતરાયની આંખોમાં પાણી ભરાઇ આવ્યું. ઉદયાદિત્યે બંને હાથે પોતાનાં અશ્રુપૂર્ણ નેત્રોને ઢાંકી દીધાં. આ વખતે શોરબકોર કરતા વસંતરાયના નોકરો ત્યાં આવી પહોંચ્યા, અને સર્વે એક અવાજે બોલી ઉઠયા કે, " મહારાજ ક્યાં છે ? મહારાજ ક્યાં છે ? "

વસંતરાય ઘણીજ આતુરતાથી તે નોકરોની વચ્ચે ઉભા રહી બોલ્યા, " હાં, હાં, ખબરદાર ! તમારે આ ખાંસાહેબને કાંઇ ન કહેવું."

આ સાંભળી એક નોકરે કહ્યું:—" મહારાજ, આજ અમારા દુ:ખની હદ રહી નથી. આજ આ–"

બીજો:—તમે છાના રહો, હું સર્વ વાત કહું છું. તે દુષ્ટ પઠાણે અમને બરોબર સીધા લઇ જઇને આખરે ડાબી તરફ એક આંબાના બાગમાં–"

ત્રીજો:—" અરે તે તો બાગ ન્હોતો પણ બાવળીનું જંગલ હતું."

ચોથો:—" તે ડાબી તરફ નહિ પણ જમણી તરફ હતું. "

બીજો:—" ના જી, તે તો ડાબી તરફજ હતું. "

ચોથો—" તમારી વાત સાચી છે, તે ડાબે હાથે હતું. "

બીજો—" ડાબે હાથ ન હોત તો તે બો... "

ઉદયાદિત્ય—" હાં, તે ડાબી તરફ હશે, પણ પછી શું થયું તે કહો. "

બીજો—" જી હાં, તે પઠાણ અમને તે ડાબા હાથે આવેલા આ-

બાના બાગની વચ્ચે થઇને એક મેદાનમાં લઇ ગયો. અમે તેની સાથે કેટલાય ખેતરો, મેદાનો, બાગો, અને તળાવોને મૂકીને દોડયા, પરંતુ ગામનું કંઈ નામનિશાન દેખાયું નહિ. એવી રીતે તેણે સાળાએ અમને ત્રણચાર કલાક સુધી આમતેમ ફેરવી ગામની આસપાસ ફેરવ્યા અને પછી તે ક્યાં નાસી ગયો તે જણાયોજ નહિ."

પહેલો—"એ બદમાશને જોતાંજ હું તો તેને ઓળખી ગયો હતો."

બીજો—"હું પણ સમજ્યોજ હતો કે આમાં કાંઈક ભેદ હશે."

ત્રીજો—"જ્યારે મેં તેને નજીકમાંથી જોયો ત્યારે મારા મનમાં પણ વ્હેમ તો આવ્યોજ હતો. આખરે એકેએક સર્વેએ જણાવ્યું કે તે તેમને ખેતરીને લઇ ગયો હતો.

## પ્રકરણ ૫ મું.

### પ્રતાપાદિત્ય પાસે વસંતરાયનું અચાનક આવવું.

"પ્રતાપાદિત્યે કહ્યું જુવો દિવાન તે બંને પઠાણ હજુ આવ્યા નહિ." મંત્રીએ ધીમેથી કહ્યું:—"તેમાં તો મારો કાંઇ અપરાધ નથી."

પ્રતાપાદિત્યે કહ્યું:—"તેમાં અપરાધની ક્યાં વાત છે? વાર થવાનું કારણ તો હશેજ ને? તમે શો વિચાર કરો છો એજ પુછું છું."

મંત્રી—"સિમલતલી અહીંથી ઘણે દૂર છે. જેથી ત્યાં જઇ આ કામ પુરૂં કરીને આવવામાં વિલંબ થવાનો સંભવ છે."

પ્રતાપાદિત્ય મંત્રીની વાતથી સંતોષ ન પામ્યા. તે ધારતા હતા કે હું જે અનુમાન કરૂં છું તેજ અનુમાન મંત્રી કરતો હશે. પણ મંત્રીનો ખ્યાલ તે વાત ઉપર ગયો ન્હોતો.

પ્રતાપાદિત્યે કહ્યું:—"ઉદયાદિત્ય કાલે રાત્રે કંઇ ગયો છે ને?"

મંત્રી—" એ તો મેં આપને પહેલાંથીજ કહ્યું છે."

પ્રતાપાદિત્ય—" પ્રથમથીજ વાત કહી દીધી છે. ઠીક, યોગ્ય વખતે તમે તે વાત જણાવી એટલે બસ તમારૂં કામ પૂરૂં થઈ ગયું ? ઉદયાદિત્ય તો પહેલાં એવો ન્હોતો પણ મને એમ લાગે છે કે, શ્રીપુરના જમીનદારની પુત્રીએ તેને ખરાબ સલાહ આપી હશે. તમારો શો વિચાર છે ?

મંત્રી—" મહારાજ, એ હું શી રીતે કહી શકું ?"

પ્રતાપાદિત્ય બોલી ઉઠયો—" તો શું તમારા મોંઢે હું વેદવાક્ય સાંભળવા માગું છું ? તમે આ વિષયમાં શું અનુમાન કરો છો તે તો કહો."

મંત્રી—" આપ મહારાણીસાહેબદ્વારા વહુજીની સર્વ હકીકત સાંભળતા હશો, માટે આ વિષયમાં આપજ અનુમાન કરી શકો તેમ છો. હું કેવી રીતે અનુમાન કરી શકું ?" આ વખતે એક પઠાણ દ્વાર આગળ આવી પહોંચ્યો.

પ્રતાપાદિત્યે પઠાણને પૂછ્યું:—"શું થયું ? કામ પુરૂં કરીને આવ્યો?"

પઠાણ—" હા મહારાજ, હવે કામ પુરૂં થઇ ગયું હશે."

પ્રતાપાદિત્ય—" કામ થયું કે નહિ તેની તને ખબર નથી ?"

પઠાણ—" હાં, હજુર, ખબર કેમ ન હોય કામ થઇ ગયું છે. તેમાં સંદેહ નથી, પણ સાચી વાત એ છે કે હું તે વખતે ત્યાં હાજર ન્હોતો."

પ્રતાપાદિત્ય—" તો તમને શી રીતે ખબર પડી કે કામ થઇ ગયું ?"

પઠાણ—હું આપના હુકમ પ્રમાણે તેમના નોકર અને સાથેના માણસોને તેમની પાસેથી વેગળા વીખેરી નાંખી, ત્યાંથી બારોબાર અહિ ચાલ્યો આવ્યો છું અને હુસેનખાંએ કામ પુરૂં કરી દીધું હશે."

પ્રતાપાદિત્ય—અને ન કર્યું હોય તો ?"

પઠાણ—"મહારાજ, હું મારૂં માથું તેની જામીનગીરીમાં આપને આપું છું."

પ્રતાપાદિત્ય—"ઠીક, અહીં હાજર રહે, તારા ભાઇના આવ્યા પછી ઇનામ મળશે."

પઠાણને ત્યાંથી થોડેક દૂર દરવાજા ઉપરના પહેરગીરોની દેખરેખ નીચે સોંપ્યો.

પ્રતાપાદિત્યે ઘણીવાર સુધી શાંત રહી પછી મંત્રીને ધીમેથી કહ્યું–"આ વાત કોઇના જાણવામાં ન આવે હોં"

મંત્રીએ કહ્યું—"મહારાજ, આપ નારાજ ન થાવ તો ખરી વાત કહું, એ વાત છાની નહિ રહે."

પ્રતાપાદિત્ય—તે તમે શી રીતે જાણ્યું ?"

મંત્રી—"આપે પ્રથમથી જ આપના કાકાને માટે દ્વેષ જાહેર કર્યો છે. આપની પુત્રીના લગ્નમાં આપે વસંતરાયને બોલાવ્યા ન્હોતા છતાં તે વગર બોલાવે જાતે અહીં આવ્યા હતા. અને આજે આપે તેમને એકાએક કાંઇ પણ કામવગર બોલાવા મોકલ્યું છે. આવી હકીકતમાં પ્રજા આ બનાવનું મૂળકારણ આપ જ છો એમ સમજી શકશે."

પ્રતાપાદિત્યે ગુસ્સે થઇ કહ્યું—"દિવાન, તમારી મતલબ મારા સમજવામાં ન આવી. મને લાગે છે કે, આ વાતને બહાર પાડવામાં તમે જ ખુશી છો, મારૂં બદનામ થવાથી જ તમારૂં મન સંતોષ પામશે. જો તેમ ન હોય તો તમે રાત દિવસ એમ કેમ કહો છો કે "આ વાત છાની નહિ રહે." આ વાત પ્રકટ થવાનાં કાંઇ ચિન્હ મને તો જણાતાં નથી. પણ મને લાગે છે કે તમે જાતે જ આ વાત ઘેરેઘેર જઈને કહી આવશો."

મંત્રી—" મહારાજ, માફ કરો, આપ મારા કરતાં સર્વ હકીકત સારી રીતે જાણો છો, આપને સલાહ આપવી એ મારા સરખા અલ્પજ્ઞ માણસનું કામ નથી. છતાં આપે જ મને યોગ્ય ગણીને મંત્રી તરીકે નીમેલો છે. એથી જ હું મારી અલ્પબુદ્ધિ પ્રમાણે મને જે યોગ્ય લાગે છે તે આપના આગળ નિવેદન કરૂં છું, જો આપને મારી સલાહ ન રૂચતી હોય, તો આપ મને મંત્રીપણામાંથી મુક્ત કરો."

પ્રતાપાદિત્ય આ સાંભળી કંઇક ઠેકાણે આવ્યો. ઘણીવાર જ્યારે મંત્રી તેમને એકએ કડવી વાતો સંભળાવતો, ત્યારે જ તેના મનમાં સંતોષ થતો. તેણે થોડીવાર વિચાર કરી કહ્યું—"મને લાગે છે કે આ બે પઠાણને મારી નાંખવાથી આ વાત બહારપડવાની બીક રહેશે નહિ."

મંત્રી—" એક ખૂનને છુપાવવું તો કઠિન છે, તેમાં ત્રણ ત્રણ ખૂનની વાત છાની રાખવી એ અસંભવિત છે. પ્રજા જાણ્યાવગર રહેશે જ નહિ. " મંત્રીએ પોતાની ખરી વાતને પ્રકટ કરી.

પ્રતાપાદિત્ય—" ત્યારે તો હવે મારે બીકથી ઘર છોડી ચાલ્યા જવું પડશે ! પ્રજા જાણશે કે યશોહર એ કાંઈ રાયગઢ નથી. અહીં પ્રજાનું રાજ્ય નથી. અહીં રાજાવગર બીજો કોઇ રાજા નથી, હવે પ્રજાનો કોઇ પણ માણસ આ વિષે મારાવિરૂદ્ધ કાંઇ પણ વાત કરશે તો તપાવેલા લોઢાથી તેની જીભ જ ખેંચી કઢાવીશ."

મંત્રી મનમાં ને મનમાં હસ્યો, તેણે પોતાના મનમાં કહ્યું ''પ્રજાની જીભનીપણ તેમને બીક લાગે છે, છતાં કહે છે કે હું પ્રજાથી ડરતો નથી. "

પ્રતાપાદિત્ય—" શ્રાદ્ધાદિ કાર્ય પુરૂં થતાં લોકોને સાથે લઇને

એક વાર રાયગઢ જવું પડશે, કારણ કે મારા સિવાય ત્યાંની ગાદીનો બીજો કોઈ વારસ નથી."

એવામાં વૃદ્ધ વસંતરાયે ધીરેધીરે ઘરમાં પ્રવેશ કર્યો.

પ્રતાપાદિત્ય એકદમ વસંતરાયને જોઈ ચમકી ઉઠયો. એકાએક તેના મનમાં આવ્યું કે આતો ભૂત બનીને અહીં આવ્યો હશે કે શું ? તેને જોતાં જ તે ચૂપ થઈગયો અને એક અક્ષર પણ મોંમાંથી બોલી શકયો નહિ. વસંતરાયે પ્રતાપાદિત્યની પાસે જઇને, તેના શરીર ઉપર હાથ ફેરવી કોમલ સ્વરે કહ્યું:–"પ્રતાપ, મારી બીક કેવી ? હું તારો કાકો વસંતરાય છું."

તે છતાં પણ જો તને મારાઉપર વિશ્વાસ ન હોય, તો હું તો વૃદ્ધ છું, મારાથી તારૂં કાંઇપણ અહિત થઇ શકે તેવું મારામાં સામર્થ્ય પણ નથી."

પ્રતાપાદિત્યને કાંઇક ભાન આવ્યું, પરંતુ હજુ સુધી તેનાથી બોલી શકાતું ન્હોતું. જેથી તે કાંઇ પણ ઉત્તર ન આપતાં ચુપ રહ્યો. કાકાને પ્રણામ પણ ન કરી શકયો. વસંતરાયે ધીમે ધીમે કહ્યું:–"પ્રતાપ, કાંઇ તો બોલ, જો કે દૈવવશાત્ તારાથી કાંઇ એવું ખરાબ કામ થઇ ગયું હોય કે જેથી મને જોઈ તને શરમ અને ખેદ ઉત્પન્ન થતો હોય, તો તેની ચિંતા ન કર, હું તે વાતને પ્રકટ કરવાનો નથી. આવ, ભાઇ, હું તને એક વાર મળું. આજે ઘણે દિવસે મેં તને જોયો છે. તને જોવા માટે હવે હું બહુ દિવસ સુધી થોડો જ રહેવાનો છું."

આટલીવાર પછી પ્રતાપાદિત્યે તેમને પ્રણામ કર્યા અને પોતાના કાકાને મળ્યો. આ વખતે મંત્રી ત્યાંથી બહાર ગયો. વસંતરાયે મશ્કરીમાં પ્રતાપાદિત્યના શરીરઉપર હાથ મૂકી કહ્યું–"પ્રતાપ, વસંતરાય

હવે પાછો ઘણાદિવસ સુધી જીવવામાં ભળી ગયો. વખત વહી ગયો? હજુપણ મારૂં મોત દૈવ જાણે કે કેમ આવતું નથી પણ હવે વધુ વખત હોય એમ મને લાગતું નથી."

વસંતરાય કાંઇકવાર સુધી શાંત રહ્યો, પણ પ્રતાપાદિત્યે તેના પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ.

વસંતરાયે પાછું કહ્યું—"સાંભળ પ્રતાપ, હું તારા આગળ સર્વ વાતનો ખુલાસો કરૂં છું. તું જે મારૂં ખુન કરવાની ઇચ્છા રાખે છે તેથી મારા હૃદયમાં ઘણું જ દુઃખ થાય છે. (આટલું કહેતાં તો તેમની આંખોમાંથી આંસુ નીકળી પડયાં.) તોપણ હું તારા ઉપર જરા પણ દ્વેષભાવ રાખતો નથી, હું તને માત્ર એક બે વાત કહેવા માટે જ આવ્યો છું. એક તો એ કે તું મારા ખુનનું પાપ તારા ઉપર ન વ્હોરી લે. તેથી તારો આલોક અને પરલોક બંને બગડશે, બીજું એ કે તેં આજસુધી મારા મરણની વાટ જોઇ, તો હજુ પણ જરા ધીરજ રાખ. મારા મરણની થોડા દિવસની જ વાર છે અને તેટના માટે તું તારો પરલોક કેમ બગાડે છે?"

આ સાંભળી પ્રતાપાદિત્ય કાંઇ ન બોલ્યો. વસંતરાયે જાણ્યું કે પ્રતાપાદિત્ય કાંઇ ઉત્તર આપતો નથી તેમ પોતાનો દોષ પણ કબુલ કરતો નથી, પણ પશ્ચાતાપનો કાંઇક ભાવ તેનો ચ્હેરા ઉપર જણાય છે. ત્યારે તેણે આ વાત પડતી મૂકીને બીજી વાત કહાડી, તેણે કહ્યું:—"પ્રતાપ એકવાર રાયગઢ ચાલ, તું ઘણા દિવસથી રાયગઢ આવ્યો નથી હાલ ત્યાં પ્રથમ કરતાં ઘણો ફેરફાર થઇ ગયો છે. સૈનિકોએ તલ્વારનો ત્યાગ કરી હાથમાં કોદાળીઓ ઝાલી છે. જ્યાં સૈન્યને રહેવાનું સ્થાન હતું ત્યાં ધર્મશાળા બની ગઈ છે."

તેજ વખતે પ્રતાપાદિત્યે દૂરથી જોયું કે પેલો પઠાણ નાસવાનો

લાગ શોધ્યાં કરે છે, એ જોઇ હવે સ્થિર તે રહી શક્યો નહિ. તેના હૃદયમાં જે ક્રોધાગ્નિ સળગી રહ્યો હતો, તે ફરી પ્રજ્વલિત થઈ ઉઠ્યો, તેણે વજ્રસ્વરે પહેરેદારને બોલાવીને હુકમ કર્યો કે;—" ખબરદાર, જો, પેલો પઠાણ નાસી ન જાય, તેને પકડી રાખો, એમ કહી તે તરત જ બહાર નીકળ્યો. તેણે મંત્રીને બોલાવીને કહ્યું કેઃ—" રાજકાર્યમાં તમારી બેપરવાઇ જણાય છે."

મંત્રીએ ધીરેથી કહ્યું, " મહારાજ, એ વિષે મારી કાંઇ કસુર નથી."

પ્રતાપાદિત્ય ઉચ્ચસ્વરે બોલ્યો—" હું એ વિષયને માટે તમને ક્યાં કહું છું ? હું તો કહું છું કે રાજકારભારમાં તમારી બેપરવાઇ જણાય છે, મેં તે દિવસે તમને એક કાગળ તમારી પાસે રાખવાને માટે આપ્યો હતો તે પણ તમે ખોઈ નાંખ્યો હતો."

" અને એક દિવસ મેં તમને ઉમેદરાયની પાસે જવાનું કહ્યું હતું; છતાં તમે કોઇ બીજાને તેમની પાસે મોકલ્યો હતો, ચુપ રહો ! દોષ છુપાવવાને માટે બીજી જુડી વાતો કહેવાનો પ્રયત્ન ન કરો. જે થયું તે ખરૂં, પણ હું તમને સાવધાન કરૂં છું કે રાજકાર્યમાં તમે હવે બરાબર જીવ રાખતા નથી"

રાજાએ પ્હેરેદારોને બોલાવ્યા, ગઈ રાત્રે તેમનો પગાર કાપી લીધો હતો અને આજે તેમને કેદખાનામાં મોકલવાનો હુકમ કર્યો.

પ્રતાપાદિત્યે અંદર રાજમ્હેલમાં જઈને રાણીને કહ્યું કે—" હું હાલ ઘરમાં ઘણી ઘાલમેલ જોઉં છું, ઉદયાદિત્ય પહેલાં આવો ન્હોતો, પણ હવે તો તેની મરજી પડે ત્યારે ગમે ત્યાં જવા નીકળે છે. પ્રજાનો પક્ષ લેઇ મારા વિરૂદ્ધ કામ કરવા તૈયાર થાય છે. આ સર્વનું શું કારણ ?

રાણીએ ભયભિત થઇ કહ્યું—"મહારાજ, તેમાં તેની કાંઇ કસુર નથી. એ સર્વ અનર્થોનું મૂળ આ મોટી વહુ જ છે, મારો પુત્ર પહેલાં કાંઇ એવો ન્હોતો; પણ જે દિવસથી શ્રીપુરના જમીનદારને ત્યાં એને પરણાવ્યો, તે દિવસથી જ તે બદલાઇ ગયો લાગે છે. મને તો કાંઇ સમજણ પણ પડતી નથી કે હવે શું થવા બેઠું છે"

મહારાજ સુરમા ઉપર સાવચેતી રાખવાની રાણીને આજ્ઞા કરી બહાર ગયા, મહારાણીએ ઉદયાદિત્યને બોલાવવા મોકલ્યું. ઉદયાદિત્ય આવતાં તેના સામું જોઇ રાણીએ કહ્યું કે:—"વાહ, મારા દિકરા, તું કેવો કાળો પડી ગયો છું. લગ્ન પહેલાં તારૂં શરીર કેવું સારૂં હતું ! હાય, તારૂં શરીર ચૂસી ખાધું ! બેટા, તારી સ્ત્રી કહે તે પ્રમાણે તારે ચાલવું નહિ, જોને તારી દશા કેવી થઇ ગઈ છે ?"

સુરમા આધું ઓઢી પાસે જ ઉભી હતી, રાણીએ કહેવા માંડયું:—"જો તેનો હલકા કુળમાં જન્મ થયો છે, તે શું તારે લાયક છે ? તે તને સારી સલાહ પણ આપી શકતી નહિ હોય, તારૂં બગાડવામાંજ તે સુખ માનતી હશે, હાય ! મહારાજાએ આવી રાક્ષસિણીની સાથે તારૂં લગ્ન કયાં કર્યું ?" આમ કહી રાણી રડી પડી.

ઉદયાદિત્યના વિશાળ કપાળઉપર પરસેવાનાં ટીપાં જણાવા લાગ્યાં, તેના મનની અધીરતાને તે પ્રકટ કરી શકયો નહિ, તેથી તેણે પોતાના વિશાળ નેત્રોને અવળાં ફેરવી દીધાં.

ત્યાં એક જુના જમાનાની વૃદ્ધ દાસી બેઠી હતી, તે હાથ લાંબા કરી કરીને કહેવા લાગી કે:—"શ્રીપુરની બૈરીઓ જાદુ જાણે છે, વહુએ જરૂર આપણા છોકરા ઉપર કાંઇ ટૂચકો કર્યો હશે" એમ કહી તે ઉદયાદિત્યની પાસે જઇને બોલી:—"બાબુ, એણે તારા ઉપર કાંઇક જાદું કર્યું લાગે છે, જેથી તું એનેજ જોઇ રહ્યો છું. એ કાંઇ

સાધારણ છોકરી જેવી નથી. એ તો શ્રીપુરના જમીનદારની છોકરી છે. ત્યાં તો બધી ડાકણો જ વસે છે. હાય, હાય, છોકરામાં કાંઇ રહેવા ન દીધું." આમ કહી તેણે સુરમાની તરફ એક તિવ્ર દૃષ્ટિપાત કર્યો. અને પાલવવડે આંખો ચોળી લાલચોળ બનાવી દીધી. આ જોઇ મહારાણીને પાછું દુઃખ સાંભળી રડવું આવ્યું, રણવાસમાં જેટલી ઘરડી દાસીઓ હતી તે સર્વેએ રડવા માંડયું. રડવા માટે સર્વે રાણીના દિવાનખાનામાં એકઠી થઈ ઉદયાદિત્યે દયાદૃષ્ટિથી સુરમાના મોં સામું જોયું. સુરમા ઘુંઘટમાંથી તેના સામું જોઈ આંસુ લ્હોતી પોતાના ખંડમાં ચાલી ગઇ,

સંધ્યાકાળે રાણીએ પ્રતાપાદિત્યને કહ્યું કે:—"આજે મેં ઉદયને સર્વ વાત સમજાવી છે. મારો પુત્ર એવો નથી, સમજાવતાં તે તરત સમજી જાય એવો છે. આજે તેની આંખ ઉઘડી છે.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### વિભાના દુઃખનો ઉપાય.

વિભાનું મ્હોં ઉદાસ જોઇ સુરમાને ઘણું દુઃખ થયું તેણે વિભાને ગળે વળગી પડી કહ્યું:—"મારી વ્હાલી વિભા બ્હેન, આજ તમે આટલાં ઉદાસ કેમ લાગો છો ? તમારા મનમાં જે દુઃખ થતું હોય તે તમે મને કેમ કહેતાં નથી ?"

વિભાએ ધીરે ધીરે કહ્યું:—"ભાભી, મારા મનમાં જે દુઃખ થાય છે તે શું તું નથી જાણતી ?"

સુરમા—“ તમે ઘણા દિવસથી એમને ( પતિને ) જોયા નથી, તેમાંજ તમારૂં મન ઉદાસ હશે ! તમે તેમને તેડવા આવવા એક કાગળ તો લખો, હું તમારા ભાઈની મારફતે તે કાગળ ગુપચુપ તેમને પહોંચડાવી દઈશ. ”

વાચક, જાણતા હશે કે આ વાત વિભાના પતિ, ચંદ્રદ્વીપના રાજા, રામચંદ્રરાયના સંબંધી થતી હતી.

વિભા માથું નિચું નમાવીને કહેવા લાગી:—“ એ અહીં આવે ને તેમનો અહીં કોઈ આદરસત્કાર ન કરે, તેમને બોલાવે પણ નહિ, તો તેથી તે અહીં ન આવે તેજ સારૂં છે. કદાચ જો તે પોતેજ અહીં આવવાની ઇચ્છા કરે તો હું જ તેમને ના કહું. તે પણ આખા દેશના જ રાજા છે, જ્યાં તેમનું યોગ્ય સન્માન ન થાય ત્યાં તે કેવી રીતે આવી શકે ? આપણા કરતાં તે કયે અંશે ન્યુન છે કે પિતા તેમનું અપમાન કરે છે. ” એમ કહેતાં કહેતાં વિભાનું ગળું ભરાઇ આવ્યું. તેનું મુખ ક્રોધ અને ખેદથી લાલચોળ થઇ ગયું. તેની આંખમાંથી આંસુ નીકળવા મંડયાં, સુરમાએ તેને પોતાની છાતી સરસી દબાવી પોતાના પાલવવતી તેની આંખોમાંથી આંસુ લોહી નાંખી કહ્યું:— “ ઠીક, હું તમને બીજી વાત પૂછું છું કે જો તમે પુરુષ હોત તો શું કરત ? આમંત્રણ ન આવત ત્યાં સુધી સાસરે ન જાત ? ”

વિભા—“ નહિ, કદી ન જાત, જો હું પુરુષ હોત, તો આવી સાસરીનું સ્વપ્ને પણ નામ ન દેત. તુંજ કહે કે તેમને અહીં કોઇ સન્માનપૂર્વક ન બોલાવે તો તે અહિ કેમ આવે ? ”

વિભા આવી રીતે પોતાના મનની વાત ખુલ્લાદિલથી કદી કરતી નહોતી, આજે આવેગમાં આવી તેણે ઘણી વાત કહી દીધી.

આટલી વાત કર્યા પછી તે શું બોલે છે તેના ઉપર તેને વિચાર આવ્યો, અને મનમાં ને મનમાં પસ્તાવા લાગી કેઃ—" આજે મેં લાજ શરમ મૂકી દીધી. કોણ જાણે કે આજે મેં શું શું ભસી દીધું, આજે હું હદથી બહાર બોલી ગઈ, આ બોલવું મને ઉચિત નહોતું. " ક્રમે ક્રમે તેના મનમાં ગ્લાનિ અને ચિંતા વધવા લાગી. તે ત્યાંજ પોતાના મોંઉપર આધુ ઓઢી સુરમાના ખોળામાં પોતાનું માથું રાખીને સુઇ ગઇ. સુરમા માથું નિચું રાખી પોતાના કોમળ હાથ વિભાના શરીર ઉપર ફેરવવા લાગી. કેટલોક વખત આમ વિતિ ગયો, બંનેમાંથી કોઇ કાંઇ બોલતું ન્હોતું, વિભા રડતી હતી અને સુરમા તેનાં આંસુ લ્હોતી હતી.

જોતજોતામાં સાંજ પડી, વિભા ધીમે રહી ઉઠી બેઠી થઇ અને આંખાનાં આંસુ લોહી નાંખી મોં ધોઇ, જરા હસી, આ હસવાનો ભાવાર્થ એ હતો કે આજે મેં કેવી નાની છોકરી જેવી વાત કરી છે! તે ત્યાંથી હવે મોં ફેરવી જવા માટે તૈયાર થઇ, સુરમાએ પણ કાંઇ બોલ્યાચાલ્યા વગર તેનો હાથ પકડી રાખ્યો. પ્રથમની વાત છોડી દઇ સુરમાએ કહ્યું—" વિભા બ્હેન, દાદાજી આવ્યા છે ?"

વિભા—" શું દાદાજી આવ્યા છે ? "

સુરમા—" હા. "

વિભાએ ઘણા આગ્રહથી પૂછ્યુંઃ—" ક્યારે આવ્યા ? "

સુરમા—" ઘણુંખરૂં આજ સવારે. "

વિભા—" તો કેમ હજુ સુધી આપણી પાસે આવ્યા નથી ?

વિભાના મનમાં કાંઇક ખેદ થયો દાદાજીના મિલનસાર સ્વભાવથી વિભા ઘણી સાવધાન રહે છે કેમકે, એક દિવસ વસંતરાયે ઉદયાદિત્યની સાથે ઘણીવાર સુધી વાતચિત કરીને વિભાને ત્રણ ઘડી

વાર સુધી રાહ જોવરાવી હતી, અને તે તેને મળવા માટે ન આવ્યા તેથી વિભાના મનમાં ઘણો ખેદ થયો હતો જો કે તે વિષે તે કાંઇ કહેતી નથી તોપણ હજુ સુધી પ્રસન્ન મુખે દાદાજીની સાથે તે વાતચિત કરતી ન્હોતી."

આ વખતે વસંતરાયે હસતાં હસતાં ઘરમાં પ્રવેશ કરીને ગાયન શરૂ કર્યું. વિભા ગાયન સાંભળીને માથું નિચું રાખી હસી પડી, તે ઘણો આનંદ થયો, અને તેથી તે ખડખડાટ હસી પડી.

સુરમાએ વિભાના મોં ઉપર હાથ રાખી કહ્યું:–" દાદાજી, વિભાનું હસવું જોઇને તો હવે આપ ધરાઈ ગયા હશો !"

વસંતરાય—" નહિ, વિભા ધારે છે કે એકદમ બહુ હસવાથી જો બુઢો જતો ન રહે તો વળી વધુ હસું, તેની મતલબ હું બરોબર સમજી ગયો છું. મને કાઢી મૂકવાનું તેણે આ કપટ રચ્યું છે, પણ યાદ રાખજે કે, હું હવે તરતમાં જતો રહું તેમ નથી. હવે જ્યારે હું આવ્યો છું ત્યારે બરોબર તને પણ ખબર પાડીનેજ જઇશ, પછી ફરી ઘણા દીવસ સુધી મળવાનોજ નથી યાદ રાખજે."

સુરમાએ હસીને કહ્યું:—" અરે દાદાજી, વિભા મારા કાનમાં કહે છે કે,–"હવે હું નહિ પજવું, માટે હવે તમે મને ન પજવશો."

આ વાત સાંભળી વસંતરાયને આનંદ થયો અને તે હસવા લાગ્યા.

વિભા એકાએક બોલી ઉઠી, ના, મેં તો કાંઇ કહ્યું નથી, ભાભીએ મારાવતી જુઠી બનાવટી વાત કહી છે.

સુરમા—" દાદાજી હવે આપની અભિલાષા તો પુરી થઇને ? આપ વિભાને હસતી જોવા ઇચ્છતા હતા, તેનાં મધુરવચન સાંભળવાની લાલસા હતી, તે પણ આપની ઇચ્છા પુરી થઈ, હવે શું બાકી રહ્યું ?"

વસંતરાય—"મારા માથામાં જેટલા પાકા (ધોળા) વાળ છે, તે એકએક વિભા પાસે ચુંટાવી નાંખીશ અને જેટલાં નવાં ગાયન મને યાદ છે તે સર્વ વિભાને પ્રથમ સંભળાવીશ ત્યારેજ હું જઇશ."

હવે વિભા ચુપ રહી શકી નહિ, તે હસીને બોલી, "દાદાજી, તમારા અડધા માથામાં તો વાળ પણ નથી."

. દાદાજીનો મનોરથ પૂર્ણ થયો, ઘણા દિવસો પછી વિભાને મળવા છતાં અને તેને હજારો વખત બોલાવા છતાં પણ તે કદી બોલતી ન્હોતી, તેનો એક એવો વિચિત્ર સ્વભાવ હતો કે જ્યાં તે એકવાર બોલી કે પછી તેને બોલતી બંધ કરવા માટેજ અનેક પ્રયત્ન કરવા પડતા. ઘણે ભાગે તેનો આ સ્વભાવ દાદાજીની આગળ તો વધુ પ્રકટ થતો હતો, વસંતરાય પહેલાં તો વિભાની બોલી સાંભળવાને માટેજ ઇચ્છતા હતા, અને હવે તેના સવાલનો જવાબ દેવામાંજ આચકો ખાતા હતા, આ માત્ર વૃદ્ધત્ત્વનુંજ લક્ષણ હતું.

વસંતરાય પોતાના તાલ પડેલા માથે હાથ ફેરવતાં બોલ્યા;—"એ જમાનો હવે ન રહ્યો. જે દિવસે વસંતરાયના માથે કેશ ભરચક હતા તે દિવસે આટલે બધે વેગળે આવી તમારી ખુશામત કરવાની શી જરૂર હતી? ત્યારે તો એક વાળ પાકી જતાં તમારા જેવી પાંચ પાંચ કામિનિયો વાળ ચુંટી કાઢવાને માટે ઉત્સુક રહેતી હતી, અને ચિત્તની વ્યગ્રતાંથી પાકા વાળની ભ્રમણામાં સારા વાળને પણ ઉખાડી નાંખતી હતી."

વિભાએ ગંભીરતાપૂર્વક કહ્યું:—"ઠીક, દાદાજી, જ્યારે તમારા માથાઉપર ઘણા વાળ હશે ત્યારે તમે હાલ કરતાં ઘણા રૂપવાન હશો કેમ વારૂ?

આ વિષયને માટે વિભાના મનમાં ઘણો સંદેહ હતો.

વસંતરાયે કહ્યું—એ વિષયમાં અનેક મતભેદ છે, મારી નાની અને મારી મોતી મારા માથાના વાળ જોઇનેજ મોહિત થઇ જતી હતી, કેમ કે તેમને મારા કાળા વાળ જોવાનો વખત પણ મળતો ન્હોતો. મારી નાની મારી કાળા ભ્રમર જેવા વાળ જોઇનેજ મુગ્ધ થઈ જતી હતી. તેને મારૂં બોડું માથું જોવાનો વખતજ ન આવ્યો. જેણે મારા માથાના બંને સ્થિતિમાંના વાળ જોયા હશે તે હજુ પણ નિર્ણય કરી શકતાં નથી કે બંને અવસ્થામાં કઈ ઉત્તમ છે."

વિભા હસતાં હસતાં બોલી—"આપ ગમે તે કહો તોપણ આપના જેટલા વાળ હાલ જતા રહ્યા છે તેથી વધુ જતા રહ્યા પછી આપના ચ્હેરાની આવી સુંદરતા જણાશે નહિ."

સુરમા—" દાદાજી, ધોળા કાળાની પરીક્ષા પછી થશે, પણ હાલ વિભાનો તો કાંઈ ઉપાય કરો ?"

વિભા ઝટ વસંતરાયની પાસે જઇને બેઠી અને બોલી "દાદાજી, હું આપના પાકેલા વાળને હમણાંજ ચુંટી નાંખું છું."

સુરમા—"હું હજું વાત કરૂં છું તેમાં તમે વચમાં કયાં બોલ્યાં."

વિભાએ સુરમાની વાત સાંભળી ન સાંભળી કરી વસંતરાયને કહેવા લાગી કેઃ—'સાંભળો દાદાજી, તમારા..."

સુરમા—વિભા તમે મને કાંઇ કહેવા દેશો કે નહિ, હું તેમની સાથે વાત કરૂં છું તેમાં તો તમે તેમની પાસે જઇને..."

વિભા—"સાંભળો દાદાજી, તમારા માથામાં તમામ વાળ પાકી ગયેલાજ છે. તેને ચુંટી નાંખવાથી તો આખું માથું હથેળી જેવું ચિકણું થઈ જશે"

વસંતરાય—"વિભા જો તું મને સુરમાની વાત સાંભળવા નહિ દઉં, અને તારીજ વાતનો લખારો કરી મને ખીજવીશ તો હું

હમણાં હિંડોલ રાગ ગાવા માંડીશ." એમ કહી તેણે સતારના તાર ઉપર હાથ ફેરવવા માંડ્યા. વિભાને હિંડોલ રાગની ઘણી ચીડ હતી.

વિભા—"હિંડોલ રાગ ગાશો તો હું અહીંથી હમણાંજ જતી રહીશ, એમ કહી તે ત્યાંથી બહાર ચાલી ગઈ."

વિભાના ગયા પછી સુરમાએ કહ્યું:—"વિભા મનમાં ને મનમાંજ કષ્ટ સહન કરે છે, તે જાણીને મહારાજના હૃદયમાં પણ દયા ઉપજી આવશે."

વસંતરાય—"હેં વિભાને શું દુઃખ છે?" આમ પૂછતા તે સાંભળવાની ઇચ્છાથી તરતજ સુરમાની પાસે જઇ બેઠા.

સુરમા—"આખા વર્ષમાં એકવાર પણ જમાઇને અહીં કોઇ તેડાવતું નથી."

વસંતરાય—"ઠીક, પછી?"

સુરમા—"આપજ કહોને કે આ પ્રમાણે સ્વામીનું અપમાન કઇ સ્ત્રી સહન કરી શકે? વિભા ઘણીજ સુશીલ છે જેથી તે કંઇ વાત કોઇને કહેતી નથી, પણ તે રાતદિવસ ચિંતામાં ને ચિંતામાં સુકાયાં કરે છે ને રડ્યાં કરે છે."

વસંતરાય—"અહા, ચિંતાથી તે મરવા બેઠી? અને રોજ રડ્યાં કરે છે?"

સુરમા—"હા, આજે મારી પાસે બેસીને પણ કેટલું રડતી હતી."

વસંતરાય—"હેં આજે વિભા તારી પાસે બેસીને રડતી હતી?"

સુરમા—"હા."

વસંતરાય—"અહા, એને એકવાર અહીં મારી પાસે બોલાવો, હું એને મળું તો ખરો."

સુરમા વિભાને બીજા ખંડમાંથી ત્યાં પકડી લાવી, વસંતરાયે

વિભાનો હાથ ઝાલીને પૂછ્યું:—"તું કેમ રડે છે? તને જે દુઃખ થતું હોય તે તું મને કેમ કહેતી નથી! હું તે દુઃખ મટાડવાનો બનતો પ્રયત્ન કરીશ, હું હમણાંજ જઇને પ્રતાપને તે વાત કહું છું."

વિભા બોલીઃ—"દાદાજી, હું તમને પગે લાગું છું, મારે માટે પિતાજીને કાંઈ ન કહેશો, દાદાજી, હું પગે લાગું છું તમે ન જાવ,"

વિભા એમ કહ્યાંજ કરતી હતી, પણ વસંતરાય તો ઝટ ત્યાંથી વિદાય થયા, તેમણે પ્રતાપાદિત્ય પાસે જઇને તેને કહ્યું:—તેં આપણા જમાઇને ઘણા દિવસથી બોલાવ્યા નથી, તેથી તેમનું અપમાન ગણાય. યશોહરાધિશના જામાત્રનું જેટલું સન્માન કરવું જોઇએ એટલું ન થાય તો તેમાં તારીજ અપ્રતિષ્ટા ગણાય તેમાં તારી કાંઇ મોટાઈ ન ગણાય."

પ્રતાપાદિત્યે તેમની વાત સાંભળી કાંઇ જવાબ ન આપ્યો પણ એક માણસને પત્ર લઇને ચંદ્રદ્વિપ મોકલવાનો હુકમ કર્યો. વસંતરાય ત્યાર પછી અંદર ગયા અને વિભા અને સુરમાની પાસે જઇને સતાર વગાડવા મંડ્યા.

વિભાએ શરમાઇને કહ્યું—"દાદાજી શું તમે મારા બાપની પાસે મારી સર્વ હકીકત કહી દીધી?" વસંતરાયે કાંઈ જવાબ ન આપતાં ગાવા માંડયું,

વિભાએ સતારના તાર ઉપર હાથ મૂકી સતારનો અવાજ બંધ કરીને પાછું કહ્યું;—"શું તમે મારા બાપની આગળ મારી સર્વ વાત કહી નાંખી?"

આ વખતે ઉદયાદિત્યનો નાનો ભાઇ સમરાદિત્ય કે જે આઠ વર્ષનો હતો, તેણે ઘરમાં પ્રવેશ કરીને કહ્યું;—"વાહ બ્હેન! તું પણ

દાદાજીની સાથે ઘણી ઘણી વાતો કરે છે કે, હું હમણાંજ જઇને માને તે હકીકત કહી દઉં છું.”

“આવ ભાઇ, આવ, આવ તો ખરો,” આમ કહીને વસંતરાયે તેને ઉંચકી લીધો,

રાજકુટુંબના સર્વ માણસોની એવી માન્યતા હતી કે વસંતરાય અને સુરમા આ બંને મળીને ઉદયાદિત્યને બ્હેકાવે છે આથી વસંતરાયના આવતાંજ રાજધાનીના સર્વ લોકો સાવધાન થઈ જતા હતા,

સમરાદિત્યે વસંતરાયની પાસેથી છુટા થવા માટે આમતેમ ઘણો પ્રયત્ન કર્યો, પણ વસંતરાયે તેને સતાર આપી તેના ખભે મૂકયો અને પોતાનાં ચસ્માં પહેરાવી થોડીજ વારમાં એવો વશ કરી દીધો કે તેણે આખો દિવસ તેમની પાછળજ ફર્યા કર્યું, સમરાદિત્યે તેમનો સતાર વગાડી પાંચ તાર તોડી નાંખ્યા, અને તેમની આંગળીમાંથી ટોટી કહાડી લઈ પોતાની આંગળીએ ઘાલી દીધી.

## પ્રકરણ ૭ મું.

### રામચંદ્રરાયનું રાજતંત્ર.

ચંદ્રદ્વિપના રાજા રામચંદ્રરાય પોતાના દિવાનખાનામાં બેઠા છે, દિવાનખાનું અષ્ટકોણવાળું છે, કપડાથી વીંટાળીને અનેક પ્રકારનાં ઝાડ આજુબાજુ લટકાવી દીધેલાં હતાં, છટ સાથે ગણેશની અને શ્રીકૃષ્ણની અનેક અવસ્થાઓની અનેક મૂર્ત્તિઓ જડેલી હતી, તે સર્વ છબીયો ઓઇલપેન્ટ કરેલી હતી, નીચે મખ-

મલનો ગાલીચો પાથરી દીધેલો હતો, વચમાં જરીયાનનો ગાદીતકીયો બીછાવેલો હતો, તેના ઉપર રાજા રામચંદ્રરાય બેઠેલા છે. આજુ-બાજુ બે તકિયા પડેલા છે, ભીંતોએ બીજા અનેક પ્રકારના તકતાઓ લટકાવેલા છે કેટલાક મોટા આયનાઓ પણ આજુબાજુ જડેલા છે, રાજાની પાસે દિવાન હરિશંકર બેઠેલા છે, રાજાની જમણી તરફ વિદુષક રામો અને ચસ્માં લગાવીને સેનાપતિ ફરનાન્ડિજ પણ બેઠેલા છે.

રાજાએ કહ્યું--" રામા ! "

રામો—(વિકૃત ને વાંકું મોં કરીને) " જી હજુર "

રામાનું વિકૃત મોં જોઇને રાજા હસનાં હસતાં તકીયા ઉપર પડયા, મંત્રીને રાજા કરતાં પણ વધુ હસવું આવ્યું,

ફ્રર્નાન્ડિજ હાથે તાળી વગાડીને મશ્કરી કરવા લાગ્યો, એ જોઇ રામાએ ઝીણી ઝીણી આંખો મચમચાવી આનંદ પ્રદર્શીત કર્યો.

રાજા એમ સમજી હસે છે કે રામાની વાત સાંભળી ન હસવાથી રસીકતામાં ખામી આવશે, મંત્રી એમ સમજી હસે છે કે, રાજા હસે તો આપણે પણ હસવું જ જોઇએ, જેથી તે ખડખડીને હસે છે, ફ્રર્નાન્ડીજ હસવાનું કારણ કાંઇ સમજતો નથી, પણ કાંઈ કારણ હશે એમ માની તાળી વગાડી ચુપ થઈ જાય છે. દરબારમાં એવો કોઇ માણસ નથી કે જે રામાની વાત સાંભળી ન હસે, જે હસતા નહિ તેને રામો ચિડવતો. રામાની જુની વાતો સાંભળીને લોકો પોતાની મેળે કાંઇ હસતા ન્હોતા, પણ સર્વ કોઇ રાજાના ભયથી અથવા તો રામાની મશ્કરીયોના ડરથી ઉપલક હસતા હતા. પહેરેદારો પણ તેની વાત સાંભળી હસતા હતા

રામે જાણ્યું કે હવે કાંઇ મશ્કરીની વાત કરવી જોઇએ જેથી તેણે મોં વિકૃત કરીને કહ્યું:—" સરકાર, સાંભળ્યું છે કે સેનાપતિ મહાશયના ઘરમાં ચોર પેઠા હતા,

સેનાપતિ એ સાંભળી ગભરાયો કે રામો કોઇ જુની પુરાણી વાત કાઢી તેની મશ્કરી તો નહિ કરે ? તે રામાની મશ્કરીથી જેટલો બ્હીતો હતો તેટલો જ રામો તેને ભર દરબારમાં બનાવતો હતો.

રામો ગમે તેવી અશ્લીલમાં અશ્લીલ વાત ભલેને કહે, તોપણ તેની વાત સાંભળી રાજાને ઘણો જ આનંદ પડતો હતો. રામાના આવતાંજ રાજા રામચંદ્રરાય ફર્નાન્ડીજને બોલાવી મંગાવતા હતા. રાજાના જીવનમાં આનંદની મુખ્ય વસ્તુ આ બેજ હતી, એક ઘેટાંની લડાઈ, અને બીજી રામાની આગળ ફરનાન્ડિજ ને બેસાડીને મશ્કરીઓની વાત સંભળાવવી. રાજાને ત્યાં તો સેનાપતિના શરીરમાં તીર કે તલવાર વાગવાની તો બીક હવે રહી ન્હોતી, પણ તે બિચારો ઠઠ્ઠા મશ્કરીઓના ગોળા ખાઇને હાલ બેચેન રહ્યા કરતો હતે.

રાજાએ આંખો બંધ કરીને રામાને પૂછ્યું:—" હાં, તે પછી,"

રામો—' હજુર અરજ કરૂં છું. ( ફરનાન્ડિજ કોટ પહેરવા લાગ્યો ) ત્રણ ચાર દિવસથી સેનાપતિના ઘરની રાત્રે ચોર તપાસ કરતા હતા. સાહેબનાં સ્ત્રીએ સાહેબને જગાડવાને ઘણી બૂમ મારી પણ તેમની ઉંઘ ઉડી નહિ, તેમની ઉંઘે કુંભકરણને પણ જીતી લીધો."

રાજા અને મંત્રી હસતા હસતા તકીયા ઉપર આડા પડયા, તે બંનેને હસતા જોઇ સેનાપતિ પણ કૃત્રિમ હસવા મંડયા.

"જ્યારે સેનાપતિ પોતાની સ્ત્રીનું મ્હેણું સહન કરી શક્યા નહિ, ત્યારે તેમણે હાથ જોડીને કહ્યું;—" ક્ષમા કર, હું આજ રાત્રે જરૂર ચોર પકડીશ."

બે ઘડી રાત વીતતાં પાછા ચોર તેમને ઘેર આવી પહોંચ્યા તે જોઇ સેનાપતિની સ્ત્રીએ કહ્યું, " જુવો, જુવો, ચોર આવ્યા, સેનાપતિએ કહ્યું—હજુ ચોર ! ઘરમાં દીવો બળ્યાં કરે છે. જેથી ચોર

આપણને જોઇને જ નાસી જશે." તેણે ચોરને બુમ પાડીને કહ્યું:- "આજ તમને નહિ પકડું, દીવાના પ્રકાશથી ઘરમાં અજવાળું છે તેથી આજ તમને નહિ પકડું, આજ તમે નાસી જાવ, કાલે જો ફરી આવો તો હું તમને હિંમતવાન માનું? જોઉં છું કે કાલે અંધારામાં તમે કેવા નાશી જાવ છો?"

રાજાએ ખડખડાટ હસીને કહ્યું:—"તે પછી."

રામાએ જાણ્યું કે હજુ રાજાને આટલી વાતથી તૃપ્તિ થઇ નથી, જેથી તે ફરીવાર કહેવા લાગ્યો. "કાંણુ જાણે કે કેમ ચોરને વધુ બીક ન લાગી. તે બીજે દિવસે પાછા રાત્રે તેમને ત્યાં આવ્યા, સ્ત્રીએ સેનાપતિને જગાડયા અને કહ્યું કે—"ઉઠો, ઉઠો ચોરી થઇ."

સેનાપતિએ કહ્યું—"તું કેમ ઉઠતી નથી?"

સ્ત્રી—"હું ઉઠીને શું કરૂં?"

સાહેબ—"દીવો સળગાવ, અંધારે કશું જણાતું નથી."

સાહેબની વાત સાંભળી તેમની સ્ત્રી નારાજ થઇ, તેમણે ગુસ્સે થઇ કહ્યું તારે લીધે જ સર્વ નાશ પામ્યું. જ્યારે તું ચોરના આવવાની વાત જાણતી હતી ત્યારે પ્રથમથી તેં દીવો કેમ ન સળગાવી રાખ્યો? જલ્દી દીવો સળગાવ અને બંધુક લાવ."

એટલામાં ચોરે પોતાનું કામ કરી લઇને કાંઇક વેગળે ખસીને કહ્યું—"સાહેબ એક ચલમ તંબાકુ મ્હેરબાની કરીને આપો, ઘણી મહેનત કરી છે." સાહેબે ગુસ્સે થઇ કહ્યું. "ઉભા રહો સાળા, હું તમને તમાકુ પીવરાવું છું. ખબરદાર, મારી પાસે આવ્યા તો આ બંધુકથી તમારૂં માથું ઉડાવી દઇશ." તંબાકુ પીને ચોરે કહ્યું—"ઘરમાં દીવો કર્યો હોત તો ઘણો ઉપકાર થાત. ઘર કોણી કઇ તરફથી હું આવ્યો છું તે જણાતું નથી." સેનાપતિએ કહ્યું, "સાલો

બ્હી ગયો, ત્યાં જ ઉભો રહે, જો પાસે ન આવતો." એમ કહી ને સાહેબે તરત દીવો સળગાવ્યો. ચોર ખુશીની સાથે સર્વ વસ્તુઓ લઈને ચાલ્યા ગયા. સાહેબે પોતાના ઘરવાળીને કહ્યું. "સાલાને આજે ખૂબ બડાવ્યો છે, સાલો એકદમ બ્હીને ન્હાસી ગયા."

રાજા અને મંત્રી આ સાંભળી હસી પડયા અને હસતાં હસતાં પણ થાકી ગયા. ફરનાન્ડિજ વચમાં 'હી, હી' કરતો ઉપલકીયું હંસવા લાગ્યો.

રાજાએ વચમાં જ કહ્યું:—"રામા, તું જાણે છે કે હું સાસરે જવાનો છું."

રામો મોં લાંબુ કરીને બોલ્યો—"**असारंखलु संसार सारं श्वसुरं मान्दिरम्**" (આમ કહી પોતે હસ્યો તે પછી રાજા, મત્રી અને સેનાપતિ પણ હસી પડયા.) સાસરે સર્વ સાર પદાર્થ છે. માત્ર એક સ્ત્રી અસાર છે."

રાજાએ હસીને કહ્યું—શું તારી અર્ધાંગિની તારાથી રાજી રહેતી નથી?

રામે હાથ જોડી કહ્યું;—મહારાજ, તેને અર્ધાંગિની ન કહો. ત્રણ જન્મ સુધી તપસ્યા કર્યા છતાં પણ હું તેના અર્ધાંગ બરોબર થઈ શકું તેમ નથી" રામાની વાત સાંભળીને દરબારના સર્વ લોકો હસી પડયા. રામાની વાતનો મર્મ સર્વ સહજમાં સમજી ગયા. માત્ર મંત્રીના સમજવામાં ન આવ્યો જેથી તે બીજા કરતાં વધુ હસ્યા.

રાજાએ કહ્યું—"મેં સાંભળ્યું છે કે તારી બ્રાહ્મણી, ઘણી જ સુશીલ અને ઘરકામમાં ચતુર છે."

રામો—હું તેને માટે શી અરજ કરૂં, મારા ઘરમાં એક કરતાં એક વધે તેમ છે. હું ક્ષણવાર પણ ઘરમાં ટકી શકતો નથી જતાં

વેંતજ બ્રાહ્મણી મને એવો ફટકારે છે કે નાસવાનો રસ્તો પણ જડતો નથી જ્યારે મહારાજાની પાસે આવું છું ત્યારે કંઇ જીવને સ્હાયતા વળે છે.”

આ સ્થળે રામાની સ્ત્રીનો પરિચય વાચકોને સ્હેજ કરાવી દેવો યોગ્ય લાગે છે રામાની સ્ત્રી ઘણી જ દુબળી અને પાતળી હતી. તેનું શરીર દિન પ્રતિદીન ખીન્ન થતું હતું, રામાને ઘેર આવીને કાંની પાસે ઘડી સુખ દુ:ખની વાત કરવી તે તેને સમજાતું ન્હોતું. રામો રાજસભામાં આવીને અનેક પ્રકારના ભાવ કરી દાંત ખખડાવતો હતો પણ ઘેર આવીને તો જુદી જ રીતે તે દાંત પીસી ખડો થતો હતો. પરંતુ તેની ઘરવાળીના અસીલ સ્વભાવનું વર્ણન કરવાથી હાસ્યરસની જગ્યાએ કરુણરસ પ્રકટ થતો હતો. જેથી રામો રાજસભામાં પોતાની સ્ત્રીને જાડા શરીરવાળી અને ઉગ્રસ્વભાવા કહીને તેનુ વર્ણન કરતો હતો.

હાસ્યલીલા સમાપ્ત થતાં રાજાએ રામાને કહ્યું:—“ તારે મારી સાથે આવવું પડશે, સેનાપતિને પણ હું મારી સાથે લેવાનો છું.”

સેનાપતિ ચમકી ઉઠયો. તેણે જાણ્યું કે રામો આ જોઇ તેના ઉપર વાકયબાણ તો નહિ છોડે ? તે ચસ્માં ઉતારી પાછાં તેને પહેરીને કોટનાં બટન જોવા લાગ્યો.

રામો—“ સેનાપતિને જલસા વખતે આવવામાં કાંઈ અડચણ નથી કારણ કે ત્યાં કંઇ લડાઇનું મેદાન નથી.”

રાજાએ જાણ્યું કે વાત તો મઝાની નીકળી છે જેથી તેમણે આગ્રહની સાથે રામાને પૂછ્યું:—‘ કેમ ? સેનાપતિ જલસાવાળી જગ્યાએ જવાનું પસંદ કરશે ?”

રામો—સાહેબની આંખોએ રાત દિવસ ચસ્મા લગાવેલાં રહે

છે. સુતી વખતે પણ ચસ્માં તેમની આંખોએ ચઢાવેલાંજ હોય છે. જો ચસ્માં તેમની આંખો પર ન રહે તો તેમને સારાં સારાં સ્વપ્નાં દેખાય નહિ, સેનાપતિ સાહેબને લડાઇમાં જવાને પણ કાંઈ અડચણ નથી. તેમને માત્ર બીક એટલી જ રહે છે કે કાચનાં ચસ્માં વખતે ગોળી વાગીને કંઇ ફુટી ન જાય, કેમ સાહેબ એજ વાતને ?"

સેનાપતિએ માથે હાથ ફેરવતાં કહ્યું:—"હા, એજ વાત છે."

સેનાપતિ ઉઠીને ઉભો થયો, તેણે મહારાજને કહ્યું,— જો હુકમ હોય તો હું ઘેર જાઉં."

રાજા—"આપને અમારી સાથે યશોહર આવવું પડશે, માટે જલ્દી તૈયાર થઈને આવો."

અમારી મુસાફરીનો સર્વ સામાન તૈયાર કરો, અમારે માટે ચોસઠ પતવાર વાળી નાવ તૈયાર રાખો.

તે પછી મંત્રી અને સેનાપતિ રજા લઇને ચાલ્યા ગયા.

રાજાએ કહ્યું:—"રામા, તેં તો સર્વ સાંભળ્યું જ હશે, પેલી વખતે સાસરામાં તે લોકોએ મને ખૂબ બનાવ્યો હતો."

રામો—"જી હા, સાંભળ્યું છે. મહારાજની પાછળ કુવેચ પણ લટકાવી દીધી હતી."

આ સાંભળી રાજા હસ્યા. તેમની દંતપંક્તિની શોભા વધી જવા લાગી. આ વાત રામો પણ જાણે છે એ જાણતાં તેમને વધુ દિલગીરી થઇ." તે છાનામાના હુકો ગગડાવા લાગ્યા.

રામાએ કહ્યું—"આપના એક સાળે મને આવીને કહ્યું હતું કે, તુરૂગારમાં તમારા રાજાને એક લાંબી પૂછડી ફુટી નીકળી હતી. તે રામચંદ્ર નહિ પણ રામ–દૂત હનુમાન હશે, એની પણ મને પહેલી ખબર પડી નહોતી." આ સાંભળી મેં કહ્યું કે;–પહેલાં શી રીતે ખબર

પડે ? પહેલાં તો કાંઇ ન્હોતું તમારે ત્યાં લગ્ન કરવાને આવ્યા એટલે **यास्मिन् देशे यदाचार:"** નું અવલંબન કરવું પડયું."

રાજા આ સાંભળી ઘણા ખુશી થયા. તેણે વિચાર કર્યો કે રામાએ તો મારૂં અને મારા પૂર્વજોનું મોં ઉજ્વલ કર્યું અને પ્રતાપાદિત્યના આદિત્ય (સૂર્ય) ને એકવાર ચિરકાળને માટે રાહુગ્રસ્ત બનાવી દીધો.

રાજા યુદ્ધવિગ્રહના વિષયમાં કાંઈ જાણતો ન્હોતો જેથી તે આવા નાના બનાવોને મોટા યુદ્ધવિગ્રહનું રૂપ આપતો હતો. આટલા દિવસ સુધી તેના મનમાં એમ હતું કે તેનો આપમાનસૂચક ભારે પરાજય થયો છે. આ કલંકની વાત તેના હૃદયને રાતદિવસ સંતપ્ત કરતી હતી જેથી તેને ઘણી શરમ આવતી હતી. આજે તેના મનમાં ઘણી પ્રસન્નતા થઇ કે સેનાધ્યક્ષ રામો લડાઇ જીતી આવ્યો છે; તથાપિ તેના મનમાં શરમનો બોજો એકદમ હલકો ન થયો.

રાજાએ રામાને કહ્યું:—" આ વખતે ત્યાં જઇ વિજય મેળવવો જોઇએ. જો તું જીતીશ તો હું તને મારી અંગુઠી ઇનામમાં આપીશ"

રામો—" હજુર, જીતની ચિંતા શી છે ? આ આપના રામાને જો કાઇ અંદર મહેલમાં લઇ જઈ શકે તો ખુદ સાસુમહારાણી સાહેબને પણ પેટ ભરીને મઠો પાઇ શકીશ.

રાજાએ કહ્યું—" એમાં શી મોટી વાત છે ? હું તને ઘણી જ ખુશીથી અંદર લઇ જઇશ."

રામો—" આપને માટે શું અસાધ્ય છે ?"

રાજાને પણ એવોજ વિશ્વાસ હતો, તે શું ન કરી શકે તેમ હતું આશ્રિત લોકોમાથી જો કોઇ પ્રાર્થના કરે કે " મહારાજની જય થાવ, તાબેદારની ઇચ્છા પૂરી થાવ. " ત્યાં મહારાજા રામચંદ્ર-

રાય બોલી ઉઠતા કે, "હા, જરૂર પૂરી થવાની." જેથી કોઈ એમ ન સમજતું કે જે કોઇ કામ છે તે તેના દ્વારા ના થઇ શકે, તેમણે નિશ્ચય કર્યો કે, રામાને પ્રતાપાદિત્યના અંતઃપુરમાં લઇ જવો, અને મહારાણી સાહેબની રૂબરૂ જ તેમની નકલ કરાવું ત્યારે જ મારૂં નામ રામચંદ્ર રાય સાચો માનવો."
આટલું બધું સારૂ કામ જો તે ન કરી શકે તો તે પછી રાજા શા કામનો.

ચંદ્રદ્વિપના રાજાએ રામમોહનલાલને બોલાવા મોકલ્યું. રામમોહનલાલનું પરાક્રમ ભીમના જેવું હતું. તેના શરીરની લંબાઇ સાડા ચાર હાથની હતી તેના શરીરનો બાંધો મજબુત અને સુદૃઢ હતો, તે સ્વર્ગવાસી રાજાના વખતનો જુનો માણસ હતો તેણે રામચંદ્રને નાનપણથી જ ઉછેર્યો હતો, રામાથી સર્વ કોઇ બ્હીતા હતા, પણ રામો કોઇથી ડરતો ન્હોતો માત્ર રામમોહનથીજ તે ડરતો હતો, રામમોહન તેને ઘણીજ તિરસ્કાર પૂર્ણ દૃષ્ટિથી જોતો હતો. તેને જોઈ રામો શરમીંદો થઇ જતો હતો, રામમોહન રાજાની પાસે આવી હાજર થયો, તેને રાજાએ કહ્યું,—"મારી સાથે પચાસ માણસ આવશે, તમારે તે માણસોના ઉપરી તરીકે આવવું પડશે."

રામમોહને કહ્યું—"જેવી આજ્ઞા, શું રામો પણ આવશે?" આ સાંભળી બેડોળ નેત્રવાળો રામો સંકુચિત થયો.





## પ્રકરણ ૮ મું.

### યશોહરમાં રામચંદ્રરાયનું અપમાન.

યશોહરના રાજભુવનમાં આજે નોકર લોકો ઘણા વ્યગ્ર જણાય છે. આજે જમાઇરાજ આવવાના છે તેથી અનેક પ્રકારની તૈયારીઓ થઇ રહી છે. ખાવાપીવાની વસ્તુઓની સામગ્રી તૈયાર થાય છે ચંદ્રદ્વિપનો રાજવંશ યશોહરની આગળ મામુલી છે. આ વિષયમાં પ્રતાપાદિત્યની સાથે મહારાણીને કાંઇ મતભેદ નથી, તોપણ જમાઇ આવે છે એ ખ્યાલથી તેને અત્યંત ઉલ્લાસ થઈ રહ્યો છે. સવારથીજ તેણે પોતાને હાથે વિભાને શણગાર સજાવા માંડ્યા છે. વિભા ઘણીજ મુશ્કેલીમાં આવી પડી છે. કારણ કે જણસભાવને માટે વૃદ્ધ માતાની સાથે યુવતી દીકરીનો ઘણો રૂચિ ભેદ છે. પણ રૂચિભેદ છતાં કરે શું ? વિભા ગમે તે સમજે પણ રાણી તેને સારૂં સમજતી હતી. વિભાના મનમાં એમ હતું કે પીરોજી રંગની ત્રણ ત્રણ પાતળી ચૂડિયો પહેરવાથી તેના ગોરાગોરા કોમળ હાથે સારી શોભશે, માએ તેને સોનાની આઠ આઠ મોટી બંગડીયો અને એક એક મોટું હિરાજડિત આભૂષણ બંને હાથે પહેરાવીને તે એટલી બધી પ્રસન્ન થઇ ગઇ કે તે જોવાને માટે રાજભૂવનની સઘળી વૃદ્ધ દાસીયોને તેણે બોલાવી મંગાવી.

વિભા ધારતી કે તેના નાના સુકુમાર નાકમાં વાળી ફાવશે નહિ, પરંતુ તેની માએ તેને એક મોટી વાળી પહેરાવીને તેના મોંને આડું અવળું ફેરવી ઘણીજ ઉત્સુકતાથી જોવા લાગી. છતાં પણ વિભા

કાંઇ ન બોલી; પરંતુ માએ જે રીતે તેના વાળનો ચોટલો વાળ્યો છે તે તેને બીલકુલ પસંદ ન પડયો. તે છાનીમાની સુરમાની પાસે જઇને પોતાને જે રીતે ફાવે તેવી રીતે—ચોટલો બંધાવી આવી. પણ તે તેની માના જોવામાં આવ્યા વગર રહ્યો નહિ. રાણીએ જોયું, તો કેવળ આવો બેઢંગો ચોટલો બાંધવાથીજ વિભાની આખા શરીરની શોભા માટીમાં મળી ગઇ. તેણે જોયું કે સુરમાએ નાહક વિભાની શોભા ચોટલો વાળીને બગાડી નાંખી, તેણે ઘણીવાર સુધી તે માટે બકબકાટ કર્યા પછી વિભાનો ચોટલો છોડી નાંખી ફરી વાળ્યો. આવી રીતે વિભા, ચૂડો, ચોટલો, અને વાળીથી સજ્જ થઈ પોતાના હૃદયમાં નવીન ઉત્સાહનો ભાર ભરીને ચંચળ બની, આ અત્યન્ત હર્ષને તે કોઇપણ પ્રકારે અંદર હૃદયમાં છુપાવી શકી નહિ, વિજળીની માફક તેની આંખો અને મોં ઉપર સુંદરતાની છટા જણાતી હતી. યુવરાજ ઉદયાદિત્યે અંદર મહેલમાં આવીને ગંભીર પ્રેમપૂર્ણ આનંદની સાથે વિભાના વિકસિત મોંને જોયું, વિભાનો હર્ષ જોઇ તેના મનમાં એટલો આનંદ થયો કે તેણે ઉલ્લાસના માર્યો ઘેર જઇ સ્નેહપૂર્વક મધુર અને મૃદુ આનંદ પ્રદર્શીત કરતી હસમુખી સુરમાને ચુંબન કર્યું.

સુરમાએ પૂછ્યું—"કેમ ?"

ઉદયાદિત્ય—" કાંઇ નહીં."

આ વખતે વસંતરાય બલપૂર્વક વિભાને ખેંચી ત્યાં લઈ આવ્યા. તેમણે તેની દાઢી પકડી મોં ઉંચું કરી કહ્યું, "જુવો ભાઇ, એકવાર આપણી વિભાનું મોં તો જુવો. સુરમા, ઓ સુરમા, એક વખત તું અહીં તો આવ !" આનંદથી ગદ્ગદ્ થઇ વૃદ્ધ વસંતરાય હસવા લાગ્યા અને તેણે વિભાના મોં સામે જોઇ કહ્યું. "જો

આનંદ થતો હોય તો તું પણ ખુલ્લાદિલથી હસ, કે હું પણ જોઇને ખુશી થઉં તો ખરો."

જો મારી ઉમ્મંર થઇ ગઇ ન હોત તો આજ તારૂં આ સુંદર મોં જોઇને આ જગ્યાએ મારો જીવ આપવા તૈયાર થાત. હાય, હાય ! મરવાનો વખત જતો રહ્યો, જવાન માણસો તો જોતજોતામાં મરે છે, પણ વૃદ્ધાવસ્થામાં તો રોગ પણ થતો નથી."

પ્રતાપાદિત્યને જ્યારે તેના સાળાએ આવીને પૂછ્યું કે;—"જમાઇ સાહેબને સામે તેડવા માટે કોણ ગયું છે?" ત્યારે તેમણે કહ્યું કે:—"હું જાણતો નથી!" રાજાના સાળાએ કહ્યું:—"આજ રસ્તા ઉપર રોશની તો કરવીજ પડશે." મહારાજાએ આંખો ચોળતાં કહ્યું; "કરવી જ એવું કાંઇ નથી" ત્યારે રાજાના સાળાએ કહ્યું: "ચોઘડીયાં બેસશે કે નહિ?" રાજાએ કહ્યું:—"એ સર્વ વાતનો વિચાર કરવાનો હમણાં મને વખત નથી. ખરી વાત એ છે કે વાજતે ગાજતે જમાઇને ઘેર તેડી લાવવા એ પ્રતાપાદિત્યનું કામ નથી."

રામચંદ્રરાયને યશોહર આવતાં ખેદ થયો, તે ધારતો હતો કે જાણીબુજીનેજ મારૂં અપમાન કરવામાં આવ્યું છે. તે પહેલી વાર આવ્યો ત્યારે તેને તેડવા માટે રાજભૂવનના ઘણા લોકો પાંચ માઇલ સુધી સામા લેવા આવ્યા, આ વખતે તે જગ્યા મૂકીને છેક યશોહરની નજીક આવ્યો તોપણ કોઇ સામું તેડવા આવ્યું નહિ, છેક ભાગોળમાં આવ્યો ત્યારે જોયું કે દીવાનજી તેને સામા લેવા માટે આવ્યા છે. દીવાનજીની સાથે વધુ માણસો પણ નથી. રાજાને લેવા માટે હાથી આણ્યો છે, તે રામાના જેવો ઘણોજ ઠીંગણા શરીરનો છે, રામે દીવાનને પૂછ્યું:—"મહાશય, લાગે છે કે આ આપનો નાનો ભાઈ હશે." દીવાનજીએ કાંઇક વિસ્મય પામીને કહ્યું, "ના, આતો હાથી

છે." રામચંદ્રરાયે ક્ષુબ્ધ થઇને દીવાનને કહ્યું. તમારો મંત્રી જે હાથી ઉપર બેસે છે તે હાથી પણ આના કરતાં તો મોટો હશે."

દીવાનજીએ કહ્યું:—"જેટલા મોટા હાથી છે તે સર્વ રાજકીય કામને માટે બહાર મોકલેલા છે. યશોહરમાં હાલ એક પણ હાથી નથી."

રામચંદ્રરાયે જાણ્યું કે:—"મારૂં અપમાન કરવાને માટેજ સર્વ હાથી બીજે મોકલ્યા જણાય છે. નહિતો શા માટે બહાર મોકલે ?" તેનાં નેત્ર ગુસ્સાથી લાલ થઈ ગયાં, તે મનમાં વિચાર કરવા લાગ્યા કે: "હું પ્રતાપાદિત્યથી કયે દરજ્જે ઉતરૂં એમ છું ?"

રામો—ઉમ્મરમાં અને સંબંધમાં, નહિ તો બીજી કઇ રીતે ? આપે તેની છોકરીને પરણી, જેથી ..." રામમોહન ત્યાંજ ઉભો હતો, તેનાથી રામાની વાત આ સહન થઇ શકી નહિ, જેથી અત્યંત ગુસ્સે થઇને બોલ્યો, "રામા, તું બહુ બોલતો જાય છે. ખબરદાર ! જો મહારાજા પ્રતાપાદિત્યની પુત્રી કે જે આપણી માલીક છે, તેના વિષે એક પણ અક્ષર અનુચિત બોલ્યો તો, તરતજ તેનું ફળ તારે ભોગવવું પડશે.

રામમોહનને ગુસ્સે થએલો જોઇ રામે વિભાની વાત જવા દઇ પ્રતાપાદિત્ય તરફ જોઇ કહ્યું. "એવા આદિત્ય તો ઘણાય જોયા છે, મારા મહારાજાએ પણ ઘણા જોયા છે. જે માણસ આદિત્યને ખિલાડીની માફક બગલમાં દબાવીને રાખી શકે છે, તે ચંદ્રદ્વિપના રાજાના નોકરોમાં એક રામા સિવાય બીજો કોણ છે ?"

રાજા મોં ઉપર કપડું રાખીને હસવા લાગ્યો. રામમોહન ક્રોધથી અધીર થઇ હાથ જોડી બોલ્યો;—"મહારાજ, આપના સસરાને આ પ્રમાણે આ અનુચિત વાક્યો કહે છે તે હું સાંભળી શકતો નથી.

આપની આજ્ઞા હોય તો હું આ ખુશામતિ કુતરાનું મોં એકદમ બંધ કરી દઉં.

રાજાએ કહ્યું—"રામમોહન તું જરા શાંત થા."

રામમોહન ત્યાંથી જરા વેગળો ગયો.

રામચંદ્રે તે દિવસે હજારો વખત મનકલ્પિત વિવાદ કરીને નક્કી કર્યું કે પ્રતાપાદિત્યે મારૂં અપમાન કરવાને માટેજ ઘણા દીવસથી ગોઠવણ કરેલી જણાય છે. આ ખેદથી રામચંદ્ર વ્યગ્ર થઇ ગયો. તેણે નિશ્ચય કર્યો કે પ્રતાપાદિત્યની પાસે તેણે એવું સ્વરૂપ ધારણ કરવું કે પ્રતાપાદિત્ય પણ જાણી શકે કે તેનો જમાઇ કાંઇ જેવો તેવો નથી.

જ્યારે પ્રતાપાદિત્ય સાથે રામચંદ્રની મુલાકાત થઇ, ત્યારે પ્રતાપાદિત્ય બેઠકમાં પોતાના મંત્રીની સાથે બેઠો હતો. પ્રતાપાદિત્યને જોતાંજ રામચંદ્રે માથું નમાવી ધીમે ધીમે તેની પાસે જઇને પ્રણામ કર્યા.

પ્રતાપાદિત્યે કાંઇ વધુ ઉલ્લાસ કે વ્યગ્રતાનો ભાવ ન પ્રકટ કરતાં શાંત ભાવે કહ્યું: "આવો, સારા તો છો ને?"

રામચંદ્રે ધીમેથી કહ્યું:—"હા."

મંત્રીની તરફ જોઇને પ્રતાપાદિત્યે કહ્યું:—"ભાગામતી પરગણાના ત્હેસીલદારના નામની જે અરજી આવી હતી તેનું શું થયું?"

મંત્રીએ એક લાંબો કાગળ કહાડીને રાજાના હાથમાં આપ્યો, રાજાએ તે વાંચવા માંડયો. કાગળ વાંચતાં વાંચતાં તેમણે એકવાર જમાઈના તરફ જોઈ પૂછયું:—"પહેરની માફક આ વર્ષે તમારા દેશમાં રેલતો નથી આવીને?"

રામચંદ્ર—"જી ના, આસો મહીનામાં એક વખત પાણી—"

પ્રતાપાદિત્ય—"દિવાન, આ પત્રની એક નકલ તમારી પાસે

રાખો " એમ કહી તે પાછા વાંચવા લાગ્યા. વળી પાછા વાંચતાં બંધ પડીને જમાઇને કહ્યું:–' જાવ, અંદર જાવ." રામચંદ્ર ધીમેથી ઉઠયો, તે પોતાના મનમાં એ વિચાર કરતો હતો કેઃ–"પ્રતાપાદિત્ય મારા કરતાં કોઇ રીતે મોટા નથી."

## પ્રકરણ ૯ મું.

### રામચંદ્રરાયનું ખુન કરવાનો હુકમ.

રામમોહને જ્યારે અંતઃપુરમાં જઇને વિભાને પ્રણામ કરીને કહ્યું કેઃ–" મા, હું એકવાર ફરી તમારાં દર્શન કરવા માટે આવ્યો છું." ત્યારે વિભાના મનમાં ઘણો હર્ષ થયો રામમોહનને તે ઘણી ચ્હાતી હતી. ઘરનાં અનેક કામ હોવાછતાં પણ રામમોહન ઘણીવાર ચંદ્રદ્વીપથી યશોહર આવતો હતો. કાંઇ ખાસ કામ ન હોય તોપણ તે વખત મળતાં વિભાને મળવા માટે ત્યાં આવતો હતો. રામમોહનને જોઇ વિભા જરા પણ શરમાતી ન્હોતી. વૃદ્ધ, બળવાન, અને પુષ્ટ શરીરવાળો રામમોહન જ્યારે "મા" કહીને તેની પાસે ઉભો રહેતો ત્યારે તેના હૃદયમાં એક એવો વિશુદ્ધ, નિશ્ચલ, અને અભિમાન શુન્ય સ્નેહનો ભાવ ઉદય થતો હતો કે વિભા તેની આગળ પોતાને એક નાની બાળકી સમજતી હતી. વિભાએ તેને કહ્યું;–"તમે આટલા દિવસથી કેમ આવતા ન્હોતા ?"

રામમોહન—"માજી, પુત્ર કપુત્ર થાય, પણ માતા કમાતા થતી

નથી. તમે કયારે મારૂં સ્મરણ કર્યું અને હું ન આવ્યો ? મેં એ નિશ્ચય કર્યો છે કે જ્યાં સુધી મા મને બોલાવે નહિ ત્યાં સુધી મારે ન આવવું. હું રાહ જોતો હતો કે આપ મારૂં સ્મરણ કયારે કરો અને હું આવું, પણ શું કહું, આપે એકવાર પણ મને ન સંભાળ્યો !"

વિભા આ સાંભળી શું જવાબ આપવો તેનો વિચાર કરવા લાગી, તેણે ધાર્યું કે મેં આજ સુધી રામમોહનને કેમ ન બોલાવ્યો, આ વિચારમાં તે જવાબ પણ આપી શકી નહિ.

વિભા ભૂલી જવાથી રામમોહનને તેડાવ્યો ન્હોતો એમ નહિ પણ ન બોલાવાનું કાંઇ કારણ બતાવવું જોઇએ એમ તે શોધતી હતી પણ તે કારણ શું બતાવવું તે તેને સમજાયું નહિ

વિભાને ચિંતા કરતી જોઇ રામમોહને હસીને કહ્યું:—" નહિ, માજી આપ ચિંતા ન કરો મને વખત મળતો ન્હોતો તેથી જ હું આવતો ન્હોતો."

વિભાએ પ્રસન્ન થઇ કહ્યું:—" મોહન બેસ, આપણા દેશની હકીકત કહે."

રામમોહન બેસીને ચંદ્રદ્વીપની વાત કહેવા લાગ્યો. અને વિભા ગાલ ઉપર હાથ મૂકી એકાગ્રમનથી તેની વાત સાંભળવા લાગી. ચંદ્રદ્વીપનું વર્ણન સાંભળીને વિભાના મનમાં કેવા કેવા ભાવનો ઉદય થતો હશે, તે બીજો કાંણુ જાણી શકે ? જ્યારે રામમોહને રેલ આવવાની વાત કહી અને કહ્યું કે—ગયે વર્ષે તેનું ઘર પાણીમાં ડૂબી ગયું હતું જેથી સંધ્યાકાળે તે પોતાની વૃદ્ધા માને પોતાની પીઠ ઉપર લઇને તરતો તરતો મંદિરની છત ઉપર ચઢી ગયો, અને ત્યાં બંને જણે આખી રાત વિતાવી હતી." આ સાંભળી વિભાનું કોમળ હૃદય કંપી ઉઠયું.

ચંદ્રદ્વીપનું વર્ણન સમાપ્ત થતાં રામમોહને ઘણાજ વિનીત ભાવે કહ્યું, "માજી, હું તમારે માટે શંખાચૂડી લાવ્યો છું. તમો તે પહેરો કે જે જોઇ હું મારાં નયનોને તૃપ્ત કરૂં."

વિભાએ પોતાના હાથમાંથી સોનાની બએ ચૂડીયો કહાડી નાંખી અને રામમોહનની આપેલી ચૂડી પહેરીને હસતાં હસતાં તે પોતાની માની પાસે જઇ બોલી:—"મા, મોહને તારી બંગડીઓ મારા હાથેથી કહાડી નાંખી સંખાચૂડા પહેરાવી છે.

રાણી તેથી નારાજ ન થતાં તેણે હસીને કહ્યું, "બેટા, શું રામમોહન આવ્યો ? સારૂં થયું, તેં જે તેની આપેલી ચૂડી પહેરી તે કાંઇ જોવામાં ખરાબ લાગતી નથી."

રામમોહન રાણીની આટલી વાત સાંભળી ઘણોજ ખુશ થયો. રાણી રામમોહનને મ્હેલમાં લઇ ગઇ અને તેને પાસે બેસીને જમાડયો. જ્યારે તે ભોજન કરી રહ્યો ત્યારે રાણી ઘણી પ્રસન્ન થઇ બોલી:—"મોહન, તેં જે ગઇ વખતે ગાયન ગાયું હતું ગા જોઉં"

રામમોહન વિભાના મોં સામે જોઇને ગાવા લાગ્યો.

ગાનાં ગાતાં રામમોહનની આંખોમાં આંસુ ભરાઇ ગયાં. રાણી પણ વિભાનું મોં જોઇને પોતાની આંખોનાં આંસુ રોકી શકી નહિ. રામમોહનના આ ગાયનથી રાણીને વિજયા સાંભળી આવી.

સૂર્યાસ્ત થતાં અડોસી પડોસીની સ્ત્રીઓ જમાઇને જોવા માટે અને સંબંધાનુસાર જમાઇની સાથે ઠઠ્ઠા મશ્કરી કરવાને માટે અંતઃપુરમાં એકત્ર થવા માંડી. હર્ષ, ભય અને સંકોચથી વિભાના મનમાં એક અપૂર્વ ભાવ ઉત્પન્ન થઇ રહ્યો.

આ અનિશ્ચિત ભાવથી વિભાનું હૃદય કંપી ગયું. તેનું મોં અને

કાન લાલ થઇ ગયા. તેના હાથ, પગ શિથિલ થઇ ગયા આ દુઃખ છે કે સુખ એ કાંણુ જાણે.

જમાઇજી અંતઃપુરમાં બીરાજેલા છે. સ્ત્રીઓની ઠઠ ત્યાં જામી છે, તેમના સૌંદર્યની શોભાથી અંતઃપુરની શોભા વધી ગઇ છે. તેમના હૃદયમાં આજે આનંદની હદ રહી નથી. રમણીઓ જમાઇરાજની ચારે તરફ કુંડાળું વળીને બેઠેલી છે. ચારે તરફથી મશ્કરી અને હાસ્ય થઇ રહ્યું છે. ચારે તરફથી જમાઇના ઉપર કોકિલ કંઠને મૃદુ પરિહાસ, કમળ જેવા કોમળ બાહુનું તાડન, અને ચંપાના પુષ્પ જેવી આંગળીયોના સ્વચ્છ નખોનો આઘાત ચાલી રહ્યો છે. ચારે તરફથી લલનાઓ ગલી પચી કરી રહી છે. રામચંદ્રરાય શાંતપણે બેટાની માફક બેસીને આ સર્વ ચમત્કાર જોઇ રહ્યા છે. જ્યારે તે ઘણા ગભરાઇ ગયા ત્યારે એક યુવતી સ્ત્રી તેનો પક્ષ લઇને બોલી ઉઠી;—

તે યુવતી સ્ત્રીના મોંમાંથી એવી કઠોર અને કડવી વાતો નીકળવા માંડી અને એવાં અશ્લિલ વાકયોનો વર્ષાદ વર્ષવા માંડયો કે તે સાંભળીને જે આડાસી પાડોસીની સ્ત્રિયો આવી હતી તે સર્વે ચુપ થઇ ગઇ; તેની આગળ ચપળા પણ મૌન સાધીને બેસી રહી. વિમળા ત્યાંથી ઉઠી ચાલી ગઇ. માત્ર વિભૂતિની માએ તેને કેટલીક વાતો સંભળાવી ત્યારે તે યુવતીએ તેને કહ્યું:—“ તમારૂં મોં તો એક ઝાડુ જેવું છે.” વિભૂતિની માએ કહ્યું કે, “ તમારૂં મોં ગંદકીની ભરેલી મોરી જેવું છે. આટલું ઝાડું વાગ્યું તોપણ તે સાફ ન થઇ” એમ કહી તે ગુસ્સાથી લાલ પીળી થઇ ત્યાંથી ચાલી ગઇ. એકે એકે સર્વ સ્ત્રિયો ત્યાંથી ચાલી ગઇ અને અંતઃપુર ખાલી પડયું ત્યારે રામચંદ્રના જીવમાં જીવ આવ્યો.

ત્યારે તે યુવતી તે ઘરમાંથી નીકળીને રાણીના ઘરમાં ગઇ.

ત્યાં રાણી પોતાના નોકરોને જમાડતી હતી. રામમોહન પણ એક તરફ બેસીને જમતો હતો. તે યુવતી રાણીની પાસે આવી અને તેમના મોંની સામે બરોબર તાકીને બોલીઃ—"આતો નિકષામાતા (રાક્ષસોની માતા) જણાય છે." આ સાંભળીને રામમોહન એકદમ ચમકી ઉઠયો. તેણે યુવતીના મોં સામે જોયું. તે તરતજ જમવાનું પડયું મૂકી વાઘની માફક ઉછળી તેના બંને હાથ પોતાની વજ્રમુઠીમાં પકડી અને વજ્ર-સ્વરે બોલી ઉઠયો, "બાંમણ, હું તને ઓળખું છું. એમ કહી તેણે તેના માથા ઉપરથી કપડું કહાડી નાંખ્યું, જોયું તો એ બીજું કોઇ નહિ પણ રામો મશ્કરો હતો. રામમોહન તેને જોઈ ક્રોધથી કંપવા લાગ્યો, પોતાના શરીર ઉપરની ચાદર ખસેડી નાંખી અને ખેલ કરતો હોય તેમ બંને હાથે તેણે રામાને એકદમ ઉપર ઉંચકીને કહ્યું, "આજે મારા હાથે તારૂં મરણ લખ્યું છે." એમ કહીને તેને એક બેવાર માથા ઉપર ફેરવ્યો, એટલામાં રાણી દોડીને ત્યાં આવી અને કહ્યું, "રામમોહન તું આ શું કરે છે?"

રામે ગાભરા બની જઇ કહ્યું, "બાપુજીના સમ છે, બ્રહ્મ-હત્યા ન કરશો," આ જોઇ ચારે તરફથી માણસો ત્યાં ભરાઇ ગયાં તેથી રામમોહને રામાને માથા ઉપર ફેરવી નીચે નાંખીને કહ્યું:— "અભાગી, તારે મરવાની બીજી કોઇ જગ્યા ન મળી?"

રામે કહ્યું—"મહારાજાએ મને આજ્ઞા કરી હતી."

રામમોહને કહ્યું,—"શું કહ્યું, નિમકહરામ! ફરી આવી વાત જો બોલ્યો તો આ પત્થરથી તારૂં મોં ભાગી નાંખીશ." એમ કહીને તેનું ગળું દબાવી પકડી રાખ્યો. રામો બૂમો પાડવા મંડયો. ત્યારે રામમોહન તેને પોતાની ચાદરમાં બાંધી હાથમાં ઝુલાવતો ઝુલાવતો અંતઃપુરમાંથી બહાર લઇ ગયો.

થોડીવારમાં આ વાત સર્વત્ર ફેલાઇ ગઇ. અડધીરાત થઇ હશે, તે વખતે રાજાના સાળાએ આ ખબર પ્રતાપાદિત્યને જણાવી કે, જમાઇજી તો રામા મશ્કરાને સ્ત્રિનાં કપડાં પહેરાવી અંદર મહેલમાં લઇ ગયા હતા ત્યાં તેણે અડોસીપડોસીની સ્ત્રિયોની સાથે, એટલું જ નહિ પણ ખુદ રાણીની સાથે પણ ઠઠ્ઠા મશ્કરી કરી."

આ સાંભળી પ્રતાપાદિત્યનું સ્વરૂપ ઘણું જ ભયંકર થઈ ગયું. ક્રોધથી તેનું હૃદય બળવા લાગ્યું, ગુસ્સાનો માર્યો તે એકદમ પલંગમાંથી ઉછળી બેઠો થયો અને બોલ્યો "લક્ષ્મણ સરદારને બોલાવો." ઝટ લક્ષ્મણ હાજર થયો, તેણે લક્ષ્મણ સરદારને કહ્યું: "હું આજ રાત્રે જ રામચંદ્રરાયનું કાપેલું માથું જોવા ઇચ્છું છું."

તેણે તરતજ સલામ કરીને કહ્યું, "જેવો હુકમ" તે સાંભળી રાજાના સાળાએ તરત પગે લાગી કહ્યું, "મહારાજા, ક્ષમા કરો. એકવાર વિભાને સંભાળો, એવો હુકમ ન કરો," પ્રતાપાદિત્યે પાછા કડક રીતે કહ્યું:—"

આજ રાત્રે જ હું રામચંદ્રનું માથું જોવા ઇચ્છું છું."

તેના સાળાએ તેના પગ પકડીને કહ્યું, "મહારાજ, આજે તે થાક્યા પાક્યા મહેલની અંદર સુઇ રહ્યા છે. ક્ષમા કરો, મહારાજ, ક્ષમા કરો" તે સાંભળી પ્રતાપાદિત્યે કાંઇક મૌન ધારણ કરીને કહ્યું:— "સાંભળ, લક્ષ્મણ, કાલે સવારે જ્યારે રામચંદ્રરાય અંદર મહેલમાંથી બહાર નીકળે ત્યારે તેની બેફીકર કતલ કરી નાંખવી, એવો હું તને હુકમ કરૂં છું." તેના સાળાએ જેટલી વખતની ઇચ્છા રાખી હતી તેથી કાંઇક વધુ તેને વખત મળ્યો. જેથી તેણે ત્યાંથી તરત જ નીકળી છાનામાના વિભાના સુવાના ખંડ પાસે આવી બારણું ખખડાવ્યું.

આ વખતે ત્યાંથી થોડેક દૂર અડધી રાતનાં ચોઘડીયાં વાગતાં હતાં. સનસનાટ રાતમાં આ ચોઘડીયાંનો અવાજ ચંદ્રમાના તેજ અને દખણાતા પવનની સાથે ભળીને અર્ધનિદ્રિત અવસ્થામાં હૃદયની અંદરના સુખ સ્વપ્નની સૃષ્ટિ રચી રહ્યો હતો.

વિભાના શયનગૃહના ઝરૂખામાં થઇને ચંદ્રમાનાં કોમળ કિરણો પ્રવેશ કરીને દુધના ફીણ જેવી શય્યાને વધુ ઉજ્વળ કરી રહ્યાં હતાં. રામચંદ્રરાય ઉંઘતા હતા. વિભા ગુપચુપ બેઠી બેઠી ગાલ ઉપર હાથ મુકી મનમાં ને મનમાં વિચાર કરતી હતી. જ્યાં તેની નજર ચાંદની તરફ ગઈ ત્યાં તેની આંખોમાંથી બે ટપકાં આંસુનાં પડયાં. તેને ખેદ એ થતો હતો કે જેવો તેણે મનમાં વિચાર કર્યો હતો તે પ્રમાણે બન્યું નહિ. જેથી તે વિકલ થઇને રડતી હતી. તે બિચારી આટલા દિવસોથી જેની આવવાની રાહ જોઇ રહી હતી, તેની જ પાસે બેસીને આજે તે વાતો કરવાની ઇચ્છા રાખતી હતી.

રામચંદ્રરાયે ગર્વથી પલંગપર ઉંઘવા સિવાય વિભાની સાથે કાંઇ પણ વાત ન કરી. પ્રતાપાદિત્યે તેનું અપમાન કર્યું છે, જેથી તેણે પ્રતાપાદિત્યના અપમાનનો બદલો શી રીતે લેવો ? વિભાને તરછોડી• ને તે એ જણાવા ઇચ્છતા હતા કે તું યશોહરના પ્રતાપાદિત્યની પુત્રી છે, ચંદ્રદ્વીપના સ્વામી રાજા રામચંદ્રરાયની આગળ તારો શો હિસાબ ? એમ વિચાર કરી તે મોં ફેરવીને સુઇ રહ્યા છે. હજુ સુધી તેમણે પાસુ પણ ફેરવ્યું નથી. તેના મનમાં જે કાંઈ માન, અભિમાન અને ક્રોધ હતો તે સર્વ વિભાના ઉપર અજમાવવાનો વિચાર કર્યો. વિભા બેઠી બેઠી આ સર્વ વાતોનો મનમાં ને મનમાં વિચાર કરવા લાગી. તે એકવાર ચાંદનીની તરફ અને બીજી વાર

સ્વામીના મુખની તરફ જુવે છે. વારંવાર તેનું હૃદય કંપી ઉઠે છે. તે વારંવાર ડસકાં ભરે છે. તેના મનમાં આ વખતે જે કષ્ટ થઈ રહ્યું છે તે અકથનીય છે. થોડીવારે રામચંદ્રરાયની ઉંઘ ઉડી ગઇ, તેણે જોયું તો વિભા ચુપચુપ બેસીને રડયાં કરે છે. સુઇને જાગી ઉઠયા પછીની શાંત અવસ્થામાં જ્યારે તેના મનમાં માન અપમાન કાંઇ યાદ રહ્યું નહોતું, ગાઢનિદ્રા લીધા પછી ચિત્તનો સાત્વિક ભાવ કેટલીક વાર પછી બદલાઇ ગયો હતો, રોષનો ભાવ મનમાંથી જતો રહ્યો હતો, ત્યારે એકાએક વિભાનાં અશ્રુપૂર્ણ નેત્ર અને કરૂણાર્ત્ત કમળા-યેલાં કમળ જેવાં કોમળ મુખ મંડળને જોઇને તેના હૃદયમાં એકાએક દયા ઉભરી આવી. તેણે વિભાનો હાથ પકડી કહ્યું, “અરે, તું આમ કેમ રડે છે!” વિભાનું ગળું ભરાઈ આવ્યું. તે કાંઇ ઉત્તર આપી શકી નહિ. તે સંકોચાઇ છાનીમાની બિછાના ઉપર સુઇ ગઇ ત્યારે રામચંદ્રરાયે બેઠા થઈ વિભાના મસ્તકને ધીરેથી ઉચું કરી પોતાના ઘુંટણો ઉપર રાખી તેની આંખોના આંસુ લોહી નાંખ્યાં પછી તે કાંઇક કહેવા જતો હતો. એજ વખતે કોઇએ બહારથી કમાડ ખખડાવ્યું. રામચંદ્રરાયે ચમકીને પૂછ્યું—“ કોણ છે ? ” બહારથી જવાબ મળ્યો કે—“ જલ્દી કમાડ ઉઘાડો.”





# પ્રકરણ ૧૦ મું.

## રામચંદ્રરાયને બચાવવાની ખટપટ.

રામચંદ્રરાય ઝટ કમાડ ઉઘાડી બહાર આવ્યા. તેમને જોઇ રાજાના સાળા રમાપતિએ કહ્યું:-"રાયજી, તમે હમણાંજ અહીંથી નાસી જાવ, જરા પણ વાર ન કરો."

અડધી રાત્રે એકાએક આવી ભયાનક વાત સાંભળીને રામચંદ્રનો તો જાણે જીવજ ઉડી ગયો. તેનું મોં સુકાઇ ગયું, તેણે લથડતી જીભે પૂછ્યું:-"શું થયું?" "શું થયું એ પૂછવાનો આ વખત નથી. તમે હમણાંજ અહીંથી ચાલ્યા જાવ."

વિભા પલંગમાંથી ઉતરી ધીમે રહીને બહાર આવી અને ધીમેથી પૂછ્યું-"મામા, શું થયું છે?"

રમાપતિ:—"તે વાત તારે સાંભળવાની નથી."

વિભાને આ સાંભળી ફાળ પડી, તેને એકવાર વસંતરાવ અને બીજી વાર ઉદયાદિત્ય યાદ આવ્યા. પછી તેણે ધીરજથી પૂછ્યું: "મામા, કહો તો ખરા કે છે શું?"

રમાપતિએ વિભાના પ્રશ્નનો કાંઈ પણ જવાબ ન આપતાં

રામચંદ્રરાયને કહ્યું:—" નકામો વખત વીતી જાય છે, તમે હમણાંજ છાનામાના નાસી જવાની તજવીજ કરો."

વિભાના મનમાં એકાએક કંઇ ભયંકર અશુભ સમાચાર હશે તેવો વ્હેમ પડયો. મામાને ત્યાંથી જતા જોઈ તેમને રોકીને તે બોલી— " હું તમારે પગે પડું છું, શું થયું તે સાચેસાચું કહો."

રમાપતિએ ભયભિત નજરે ચારે તરફ જોઇ કહ્યું:—" વિભા બહુ ઘોંઘાટ ન કર, છાની રહે, હું તને સર્વ વાત કહું છું."

જ્યારે રમાપતિએ તમામ હકીકત તેને કહી સંભળાવી ત્યારે વિભા એકદમ પછાડ ખાઈ રડવા લાગી. રમાપતિએ ઝટપટ તેનું મોં દાબીને કહ્યું—" ચુપ રહે, જો એકદમ ખેલ બગાડી નાંખી નખોદ ન વાળ." વિભા ધડકતા હૃદયપર હાથ રાખી એકદમ છાની રહી ગઈ.

રામચંદ્રરાય અત્યંત ગાભરો બની જઇને બોલ્યો:—" હું આ વખતે શું કરૂં? નાસવાનો કોઈ રસ્તો તો બતાવો, હું તો અજાણ્યો છું."

રમાપતિ—આજે પ્હેરેદારો હવેલીની ચારે તરફ ઘણીજ સાવધાનીથી પ્હેરો ફર્યા કરે છે. " હું જોઇને આવું છું, ને જો કંઇ નાસવાનો રસ્તો મળે છે તો તરતજ તમને ખબર આપું છું." એમ કહી તેમણે જવા માંડયું. વિભાએ તેમને રોકીને કહ્યું:—" મામા, તમે ક્યાં જાવ છો? તમે અમારી પાસે રહો. તમે જશો તો પછી અમે કોને ભરોંસે અહીં રહી શકીશું."

રમાપતિ—" વિભા, તું શું બાવરી બની ગઇ છું. હું તમારી પાસે બેસી રહીને તમને બચાવી શકીશ નહિ, હું એકવાર ચારે તરફ જોઇને તરત પાછો આવું છું."

વિભા ઘણીજ સ્ફૂર્તિથી ઉઠી બેઠી થઇ, તેનું આખું અંગ ભયથી કંપવા લાગ્યું. તેણે રમાપતિને કહ્યું:—"મામા, થોડી વાર ઉભા રહો, હું એકવાર ભાઈની પાસે જઇને આવું છું." એમ કહી વિભા હાંફતી હાંફતી ઉદયાદિત્યના સુવાના ખંડ પાસે ગઇ.

આ વખતે ચંદ્રમા પાંડુરંગનો થઇ અસ્ત થવાની તૈયાર કરતો હતો. ચારે તરફથી અંધકારે ધીમે ધીમે પોતાનો પ્રભાવ ફેલાવવા માંડયો હતો. સર્વ લોકો નિદ્રાદેવીના ખોળામાં વિશ્રામ લઈ રહ્યા છે, એકપણ શબ્દ સંભળાતો નથી. રામચંદ્રરાયે પોતાના શયનગૃહના દ્વારમાં ઉભા રહીને જોયું તો, હવેલીમાં જેટલાં મકાનો છે તે સર્વે, બંધ છે. ચંદ્ર અસ્ત થવાનો છાંયો આંગણામાં જણાવા લાગ્યો. તેના એક ભાગમાં ચાંદનીનો થોડો ઘણો અંશ બચેલો જણાય છે. જોતજોતામાં અંધકારે સંપૂર્ણ જગતને પોતાના સ્વાધિનમાં લઇ લીધું.

રામચંદ્રરાય કલ્પના કરવા લાગ્યા કે ચારે તરફ આ ભયાનક અંધકારમાં કોણ જાણે કે લોહીની તરસી તીક્ષ્ણ છરી કયાં ચમકાટ કરી રહી હશે ? તે કદી ડાબી તરફ તો ઘડી જમણી તરફ તો ઘડી સામેની તરફ અને ઘડી પાછળની તરફ આંખ ફાડી ફાડીને જોતા હતા. કોણ જાણે કે કઈ તરફથી તેના ઉપર અસ્ત્રનો પ્રહાર થશે. આવો વિચાર કરતાં તેનું હૃદય કંપી ઉઠતું હતું, કદાચિત્ ખૂણામાં કોઈ કપડાંથી પોતાનું શરીર ઢાંકીને છાનોમાનો બેસી રહ્યો હશે, કોણ જાણે કે ઘરની અંદર તો કોઇ નહિ હોય! વખતે ખાટલા તળે તો કોઈ મારવા માટે બેસી રહ્યો નહિ હોય! આ પ્રકારે અનેક કલ્પનાઓ તેના ચિત્તને ચૂર્ણ કરી રહી હતી. તેનું આખું શરીર પરસેવાથી પલળી ગયું છે, એક વાર તેના મનમાં એવી શંકા ઉત્પન્ન થઈ કે વખતે રમાપતિ તો કંઇ ન કરી નાંખે, તે બ્હીને ધીમેથી ત્યાંથી જરા આઘો

ખસી ગયો. પવનના સપાટાથી અકસ્માત ઘરમાંનો દીવો બુઝાઇ ગયો. રામચંદ્રરાયના મનમાં થયું કે કોઇએ દીવો ઓલવી તો નહિ નાંખ્યો હોય! તેણે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો કે કોઇ માણસ જરૂર ઘરમાંજ છે. તે ડરીને રમાપતિની પાસે ખસીને બેઠા. તેણે કંપિત સ્વરે કહ્યું–"મામા." મામાએ કહ્યું–"શું છે?"

રામચંદ્રરાયે મનમાં વિચાર કર્યો કે જો આ વખતે વિભા અહીં હોત તો સારૂં થાત. મામા ઉપર તેનો પુરો વિશ્વાસ નહોતો.

વિભા ઉદયાદિત્યની પાસે જતાંજ રડતાં રડતાં બેશુદ્ધ થઈ જમીન ઉપર પછાડ ખાઇ પડી. તેના મોંમાંથી કાંઈ વાત નીકળી નહિ. સુરમાએ તેને બેસાડીને ભાન લાવવા માટે પ્રયત્ન કર્યો, પૂછ્યું કે "વિભા શું થયું?" વિભાએ સુરમાના બંને હાથ પકડી લીધા પણ તે કાંઇ કહી શકી નહિ. ઉદયાદિત્યે સ્નેહપૂર્વક વિભાના માથા ઉપર હાથ રાખી પૃછ્યું:-"કહે વિભા, શું થયું?" વિભાએ તેના હાથ પકડીને કહ્યું:–"ભાઇ, મારી સાથે ચાલો, મામા તમને બધી હકીકત કહેશે."

ત્રણે ત્યાંથી ઝટ રવાના થઈ વિભાના શયનગૃહના દ્વાર આગળ આવી પહોંચ્યાં. ત્યાં રામચંદ્ર અંધારામાં બેઠા છે, રમાપતિ તેની પાસે ઉભા છે. ઉદયાદિત્યે ત્યાં જતાંજ પૂછ્યું:—

"મામા શું થયું છે?" રમાપતિએ સર્વ વાત તેમને કહી સંભળાવી. ઉદયાદિત્યે પોતાનાં વિશાળ નયનોને સ્થિર કરી સુરમાની તરફ જોઇને કહ્યું:—"હું હમણાંજ પિતાજીની પાસે જઉં છું. હું કદાપિ પણ તેમને એવું કામ કરવા નહિ દઉં."

સુરમા—"શું તે આપની વાત માનશે? જો આપને યોગ્ય લાગે તો એકવાર દાદાજીને તેમની પાસે મોકલો, જો તેમના ગયાથી કંઇ વળે તો."

યુવરાજે કહ્યું—"ઠીક."

વસંતરાય તે વખતે ગાઢ નિદ્રામાં હતા. તેમને જગાડતાં તેમણે ઉદયાદિત્યને સામે ઉભેલો જોઇ જાણ્યું કે વ્હાણું વાયું. તરતજ તેમણે ભેરવીનો તાન લેવો શરૂ કર્યો.

ઉદયાદિત્ય બોલ્યો:—"દાદાજી અમારા ઉપર એક મોટું સંકટ આવી પડયું છે." આ સાંભળી વસંતરાયનું ગાન તરત બંધ થઈ ગયું. તેમણે ભયથી ઉદયાદિત્યની પાસે આવીને કહ્યું:—"હેં, શું કહ્યું ભાઈ ! શું થયું છે ? સંકટ કેવું !"

ઉદયાદિત્યે સર્વ વાત કહી સંભળાવી, વસંતરાય પોતાની શય્યા ઉપર જઇને બેઠા. તેમણે ઉદયાદિત્યના મોં તરફ જોઇને માથું હલાવી કહ્યું;—ના, ના, એમતે કંઈ બને ? એ મનાય નહિ !"

ઉદયાદિત્ય—હાલ વખત નથી. "આપ એકવાર પિતાજીની પાસે જાવ." વસંતરાય ઉઠીને ઉભા થયા અને ધીમે ધીમે જવા લાગ્યા. જતાં જતાં તે કંઇ વાર બોલ્યા, "ભાઇ, એમ તે કાંઈ બને ? એવું કદી બન્યું છે ?"

તેમણે પ્રતાપાદિત્યની પાસે જઇને કહ્યું:—"પ્રતાપ, આ મેં શું સાંભળ્યું ?" પ્રતાપાદિત્ય હજુ સુધી પણ પોતાના સુવાના ખંડમાં ગયા નથી. તે દિવાનખાનામાંજ બેઠેલા છે. એકવાર તેમના મનમાં થયું કે લક્ષ્મણ સરદારને બોલાવું, પણ તરતજ તે સંકલ્પ ઉડી ગયો. પ્રતાપાદિત્ય કદી બે પ્રકારનો હુકમ કરતો નહિ. જે મુખથી હુકમ કરવો તેજ મુખથી હુકમ પાછો ખેંચી લેવો, એ કેવી રીતે બને ? હુકમ આપીને પાછો ખેંચી લેવો એવું બાળકોના ખેલ જેવું કામ કરવું એ એનું કામ નથી. પરંતુ વિભા ! વિભા વિધવા થશે રામચંદ્રરાય જો પોતાની ઇચ્છાથી અગ્નિમાં કુદી પડે તોપણ વિભા તો

વિધવા થાયજ, રામચંદ્ર પ્રતાપાદિત્યના ક્રોધાગ્નિમાં જાણી બુઝીને કુદી પડયો છે. તેનું અનિવાર્ય ફળ વૈધવ્ય વિભાને ભોગવવુંજ પડે. તેમાં પ્રતાપાદિત્યનો શો દોષ? પરંતુ એટલી વાત પણ તેના મનમાં ન આવી, વચ્ચે વચ્ચે જ્યારે બધી હકીકત તેના મનમાં સ્પષ્ટરૂપે ખડી થતી હતી ત્યારે તે એકદમ અધીરો થઇ જતો હતો, અને વિચાર કરતો હતો કે રાત ક્યારે વીતશે?"

એવા વખતે વૃદ્ધ વસંતરાય ઘણાજ વ્યગ્રભાવથી ઘરમાં પ્રવેશ કરીને પ્રતાપાદિત્યના બંને હાથ પકડીને બોલ્યા કે, "પ્રતાપ, આ મેં શું સાંભળ્યું છે?"

પ્રતાપાદિત્ય ક્રોધનો માર્યો બોલી ઉઠયો—"શું સાંભળ્યું છે?"

વસંતરાયે કહ્યું:—એ આજકાલનું છોકરૂં એવી વાતનો મર્મ શું જાણે? તે શું તારા ક્રોધને પાત્ર છે."

પ્રતાપાદિત્ય—"શું કહ્યું? એ છોકરૂં છે? તે ઘરડાના પણ કાન પકડે તેવો છે, દેવતામાં હાથ નાંખવાથી દઝાવાય છે, શું એ સમજવા જેટલી પણ તેની ઉમ્મર નથી? ગમે ત્યાંનો એક દરિદ્ર, અને કંગાલ બ્રાહ્મણ કે, જે મૂર્ખ લોકોની આગળ દાંત બતાવીને રોજગાર કરી ખાય છે તેને બાયડીનો પોષાક પહેરાવી રાણીની મશ્કરી કરાવવા માટે લાવ્યો, આવી મોટી બેઢબ બુદ્ધિનો જે સંગ્રહ કરે તેનું પરિણામ શું આવે? તે બુદ્ધિ હવે તેના મગજમાંથી કાઢી નાંખવી જોઇએ, જે મગજમાં એવી બુદ્ધિ હોય તે મસ્તક તેના શરીરની સાથે ન રહેવું જોઇએ, તે જેમ જેમ જોરથી બોલવા મંડયો તેમ તેમ તેનું શરીર ક્રોધથી કંપવા લાગ્યું, તેની પ્રતિજ્ઞા તેથી પણ વધુ દૃઢ થવા લાગી અને તેનો ક્રોધાગ્નિ વધુ સળગી ઉઠયો.

વસંતરાયે કહ્યું—"તે હજુ બાળક, તેને સારા ખોટાની ક્યાંથી ખબર હોય?"

પ્રતાપાદિત્ય બહાર આવ્યો અને બોલ્યો,—“ જુવો જુવો કાકા સાહેબ, યશોહરના રાયવંશનું શામાં માનછે અને શામાં અપમાન છે એ જ્ઞાન જો તમારામાં હોતતો શું આ વૃદ્ધાવસ્થામાં તમે મુગલ બાદશાહની અધીનતાનો સ્વીકાર કરીને જ્યાં ત્યાં બાદશાહના કૃપાપાત્ર બનીને મોંઢું ઉચું કરીને ફરો છો જેથી પ્રતાપાદિને માથુ નીચું ઘાલવું પડે છે. મુસલમાનોના પગની ધૂળ તમે ભલે માથા ઉપર ચઢાવો, તમારૂં આ યવનને શરણે થયેલું મસ્તક ધૂળમાં રખડતું જોવાનો મારો મનોરથ હતો પણ દૈવદોષથી તેમાં વિઘ્ન આવ્યું. આ જે મેં તમને ખરી હકીકત કહી દીધી છે; પરંતુ આટલું કહેવા છતાં પણ તમે રાયવંશનું અપમાન કરનારને માટે ક્ષમાની ભિક્ષા માગવા આવ્યા છો. ધિક્કાર છે, તમારી આ બુદ્ધિ અને વર્ષોને ! ”

વસંતરાય—“ પ્રતાપ, હું સમજું છું, કે તેં જ્યારે એકવાર અસ્ત્ર ઉગામ્યું છે ત્યારે તે કોઈ પણ એકના ઉપર પડવાનું જ. હું બચી ગયો તો તેને બદલે એક બીજો માણસ તેનો ભોગ થવા બેઠો છે. ઠીક પ્રતાપ, તારા મનમાં જો એ વાત ધ્યાનમાં આવતી હોય, તારો ભૂખ્યો ક્રોધ જો કોઇ મનુષ્યનો જ ગ્રાસ કરવાનું ધારતો હોય, તો મને જ માર. લે, તારા કાકાનું આ માથું છે. ( આમ કહીને વસંતરાયે માથું નીચું નમાવ્યું. ) તેને ઉતારવાથી જો તારો ક્રોધ શાંત પડતો હોય તો હમણાં જ તેને ઉતારી લે. ખંજર લાવ, આ માથામાં હાલ એક પણ કાળો વાળ નથી, આ મોં ઉપર હવે જવાનીની ખૂબસુરતી નથી, એ મહાન દરબારને માટે હું લાયક છું. ( વસંતરાયના મુખ ઉપર કાંઇક હાસ્ય જણાયું ) પરંતુ ખૂબ વિચાર કરીને જો, પ્રતાપ, વિભા આપણી નાની લાડકવાયી બાળકી છે. જ્યારે તેની બંને આંખોમાંથી આંસુની ધારા વહેશે ત્યારે, ( આમ કહેતાં કહેતાં વસંતરાયનું ગળું ભરાઇ

આવ્યું, તે જોરથી શ્વાસ લેતા રડી પડયા. ) પ્રતાપ, મને હમણાં જ મારી નાંખ. મારા જીવવામાં સુખ નથી, એ બાલિકાની આંખોનાં આંસુ જોતા પહેલાં જ મને મારી નાંખ."

પ્રતાપાદિત્ય આટલીવાર સુધી ચુપ રહ્યો હતો, જ્યારે વસંતરાયની વાત થઇ રહી ત્યારે તે ધીમે ધીમે ઉઠીને ચાલ્યો ગયો. તેણે જાણ્યું કે વાત જાહેર થઇ ગઈ છે, જેથી તેણે નીચે જઇને પહેરેદારોને હુકમ આપ્યો કે, રાજભૂવનની પાસેની ન્હેર હમણાં જ લાકડાં, કાંટા અને બીજાં સાધનોથી બંધ કરો. તે ન્હેરમાં રામચંદ્રરાયનું વહાણ છીપાવેલું છે. તેણે પહેરેદારોને સખ્ત હુકમ આપ્યો કે આજ રાત્રે રાજમહેલમાંથી કોઇને બહાર જવા ન દેવા.

---

# પ્રકરણ ૧૧ મું.

---

## રામચંદ્રરાયનું સહીસલામત નાસી છુટવું.



વસંતરાય જ્યારે અંતઃપુરમાં પાછા આવ્યા ત્યારે તેને જોઈ વિભા રડવા લાગી. વસંતરાય તેનાં આંસુને ટાળી શક્યા નહિ, તેણે ઉદયાદિત્યના હાથ પકડીને કહ્યું—"બેટા, તું તેનો કોઇ ઉપાય શોધી કાઢ." રામચંદ્રરાય એકદમ અધીરા થઈ ગયા, ત્યારે ઉદયાદિત્યે પોતાની તલ્વાર હાથમાં લેઇને કહ્યું, "આવો, મારી સાથે સાથે આવો" સર્વે તેની પાછળ પાછળ, ચાલ્યા. ઉદયાદિત્યે કહ્યું,—"વિભા તું અહીં રહે, તું ન આવીશ." વિભાએ માથું હલાવ્યું. રામચંદ્રરાયે કહ્યું:—"ના, એ

છો સાથે આવે." આ નિઃશબ્દ રાત્રે સર્વેએ પગનો ધબકારો ન થાય તેવી રીતે ચાલવા માંડયું. રામચંદ્રરાયને થતું કે જાણે ચારે તરફથી ભયાનકતા તેને પકડવાને માટે હાથ લાંબા નહિ કરતી હોય, તે ઘડીમાં આગળ, ઘડીમાં પાછળ, ઘડીમાં આજુબાજુ ભયભીત થઇને જોવા લાગ્યા. મામાના ઉપર તેમને વારંવાર વ્હેમ આવવા માંડયો. ઉદયાદિત્યે આગળ જઈ જોયું તો હવેલીનો દરવાજો બંધ હતો.

વિભાએ ભયથી કંપિત થઈ રૂંધાયલા કંઠે કહ્યું, ભાઇ, વખતે સુરંગના રસ્તે થઇ બહાર જવાનો દરવાજો ઉઘાડો હશે, માટે ત્યાં ચાલો." આ સાંભળી સવે તે તરફ ચાલ્યા. ઘોર અંધકારમાં સંભાળી સંભાળીને સીડી પર પગ મૂકી મૂકીને નીચે ઉતરવા મંડયાં, રામચંદ્રરાયના મનમાં થયું કેઃ—" આ સીડીયોની નીચે જવાથી વખતે ઉપર નહિ અવાય તો ? જાણે કે વાસુકી નાગનું આ દર તો નહિ હોય કે પાતાળમાં જવાનો રસ્તો તો નહિ હોય ! છેક નીચે ઉતરી જોયું તો દરવાજો બંધ હતો. પાછા સર્વે ધીમે રહીને તેજ રસ્તેથી પાછા ફર્યાં. હવેલીમાંથી બહાર નીકળવાને જેટલા રસ્તા હતા, તે સર્વે બંધ હતા. સર્વે મળીને દરેક દરેક દરવાજે ફરી વળ્યા. દરેક દરવાજે એ ત્રણવાર ગયા પણ સર્વે દરવાજા બહારથી બંધ હતા.

જ્યારે વિભાએ જોયું કે બહાર જવાનો કોઈ રસ્તો જ નથી, ત્યારે તેણે આંસુ લોહી નાંખ્યાં, અને સ્વામીનો હાથ પકડીને પોતાના શયનગૃહમાં તેમને લઈ ગઈ. પછી દ્વાર આગળ ઉભી રહી તેણે સ્થિર સ્વરે કહ્યું," જોઉં છું કે આ ઘરમાંથી તમને કોણ બહાર કાઢી શકે છે ? તમે જ્યાં જશો ત્યાં હું તમારી સાથે આવીશ. જોઉં છું કે મને કોણ રોકે છે ? " ઉદયાદિત્યે દ્વાર પાસે ઉભા રહી કહ્યું–" હું જ્યાંસુધી જીવતો રહીશ ત્યાં સુધી ઘરમાં કોઇને પગ મૂકવા દઇશ નહિ. "

સુરમા કાંઈ ન બોલતાં સ્વામીની પાસે આવીને ઉભી રહી. વૃદ્ધ વસંતરાય સર્વની આગળ આવીને ઉભા રહ્યા, મામા ધીરે ધીરે ચાલ્યા ગયા, પરંતુ રામચંદ્રરાયને આ સર્વ બંદોબસ્ત પસંદ ન પડયો, તે વિચાર કરતા હતા કે:—"પ્રતાપાદિત્ય પ્રચંડ સ્વભાવનો માણસ છે તે શું ન કરી શકે? વિભા અને ઉદયાદિત્ય વચ્ચે પડે તોપણ શું બને? માત્ર અહિંથી બહાર નાસી જવાથી જ પ્રાણ બચે તેમ છે."

થોડીવારે સુરમાએ કોમળ સ્વરે ઉદયાદિત્યને કહ્યું:—આપણા અહીં ઉભા રહેવાથી કાંઈ બની શકશે નહિ; પણ તેનું ફળ ઉલટું જ આવવાનો સંભવ છે. મહારાજના કર્ત્તવ્યમાં જેટલું વિઘ્ન નાખવામાં આવશે તેટલો જ તેમનો સંકલ્પ દૃઢ થશે. જેથી આજ રાત્રે જ કોઇ પણ ઉપાયે તેમને હવેલીમાંથી નસાડવાનો ઉપાય કરવો જોઇએ.

ઉદયાદિત્ય આ સાંભળી કેટલીકવાર સુધી ચિંતિત ભાવથી સુરમાના મોં તરફ જોઇ બોલ્યો; "ઠીક, હું જઉં છું, જોઉં કે કાંઇ નાસવાનો માર્ગ જડે છે?"

સુરમા—"ઠીક, પધારો."

ઉદયાદિત્યે પોતાના ઉપરનું કપડું ઉતારીને ત્યાં મૂકી દીધું. સુરમા થોડે દૂર સુધી તેની સાથે ગઇ, તે એકાંત સ્થાનમાં જતાં ઉદયાદિત્યને ગળે વળગી પડી, ઉદયાદિત્યે માથું નીચું કરીને પ્રેમથી તેને ચુંબન કર્યું, તે પછી તે તરતજ ત્યાંથી આગળ ગયો, સુરમા પાછી વળીને પોતાના શયનગૃહમાં આવી. તેની આંખોમાંથી આંસુની ધારા ચાલી રહી, તે હાથ જોડીને ભગવતીને પ્રાર્થના કરવા લાગી કે;—હે દેવી, જો હું સાચી પતિવ્રતા હોઉં તો આ વખતે મહારાજાના હાથમાંથી મારા સ્વામીનું રક્ષણ કરજો, આજે મેં માત્ર તમારે ભરોસેજ એમને સંકટમાં જવા દીધા છે. જો આવા વિપત્તિ કાળમાં તમે મારા

પતિનું રક્ષણ નહિ કરો તો, પછી જગતમાં તમારા ઉપર કોઇ વિ-શ્વાસ કરશે નહિ." સુરમાનું ગળું ભરાઈ આવ્યું, તે રડવા લાગી, તેણે અંધારામાં બેસીને મનમાં ને મનમાં કેટલીકવાર માજીનું સ્મરણ કર્યું પણ તેના હૃદયે સ્પષ્ટ જણાવી દીધું કે માજીએ તારો પોકાર સાંભળ્યો નથી. તેણે જે મનવડે તેમના ચરણોમાં કુસુમાંજલી ચઢાવી તે,તેમણે ન સ્વિકારી. જાણે તે પગે પડી, સુરમાએ કરુણ સ્વર રડીને કહ્યું:–"કેમ મા, મેં શો અપરાધ કર્યો છે? આ પ્રશ્નનો પણ કાંઇ ઉત્તર ન મળ્યો. આ અંધકારમાં તેને જાણે ચારે તરફ પ્રલયની મુર્તિ નાચતી હોય તેમ જણાવા લાગ્યું, તેની આંખો આગળ વિપદ જણાવા લાગી. તે ભયની મારી પોતાના ખંડમાં એકલી બેસી શકી નહિ જેથી તે ત્યાંથી ઉઠી વિભાના શયનગૃહમાં આવી.

વસંતરાયે અધીરા બની કહ્યું:—"ઉદય હજુ સુધી પાછો ન આવ્યો? કોણ જાણે શું થયું હશે?"

સુરમા દીવાલને અઢેલીને ઉભી રહી.

પછી તેણે કહ્યું:—"કોણ જાણે કે વિધાતાએ શું ધાર્યું છે?"

રામચંદ્ર આ વખતે મનમાં ને મનમાં પોતાના જુના નોકર રામમોહનના વિષે તેનું સર્વ નાશ કરવાનો વિચાર કરી રહ્યો હતો. કેમકે તેને લીધેજ આ બધુ સંકટ આવી પડયું છે, તેને શીક્ષા કર-વાનો તે વિચાર કરતો હતો. પણ વચમાં તેને શિક્ષા કરવાનો વખત હાથ ન આવે તો શું કરવું આવા વિચારથી તે પસ્તાતો હતો.

ઉદયાદિત્યે તલ્વાર હાથમાં લઇને મુખ્ય દરવાજા પાસે જઇ જોરથી કમાડને લાત મારી અને બોલ્યો:–"કોણ છે?"

બહારથી જવાબ આવ્યો—"જી, હું સીતારામ!"

ઉદયાદિત્યે કડકીથી કહ્યું: "એકદમ દરવાજો ઉઘાડ."

તેણે તરતજ દરવાજો ઉઘાડયો, પણ જ્યાં ઉદયાદિત્યે આગળ જવા માંડયું ત્યાં તેણે હાથ જોડીને કહ્યું:—"યુવરાજ માફ કરો, આજ રાત્રે હવેલીમાંથી કોઇને પણ બહાર જવાનો હુકમ નથી."

યુવરાજે કહ્યું—"સીતારામ, તો શું તું પણ મારી સાથે અસ્ત્ર ધારણ કરશે? ઠીક, તો આવીજા." એમ કહીને તેણે મ્યાનમાંથી તલ્વાર ખેંચી.

**સી**તારામે હાથ જોડી કહ્યું—"નહીં યુવરાજ સાહેબ, હું આપની સામે અસ્ત્ર ધારણ કરી શકું તેમ નથી કેમકે આપે બે વાર મારો પ્રાણ બચાવ્યો છે." એમ કહીને તેણે તેના પગ તળેની ધૂળ પોતાને માથે મૂકી.

યુવરાજ—"તો તારી શી ઇચ્છા છે. ઝટ કહે. હાલ મને વખત નથી."

**સી**તારામ—જે જીવનું આપે બે વાર રક્ષણ કર્યું છે, તેનો આ વખતે તેનો વિનાશ ન કરશો, મારાં હથિયાર આપ લઇ લ્યો, અને મારા હાથ પગ ખૂબ કસીને બાંધી દો, નહીંતો મહારાજની આગળ કાલે મારા રક્ષણનો બીજો કોઇ ઉપાય નથી."

યુવરાજે તેનાં અસ્ત્ર લઇ લીધાં, અને તેને કપડાથી તેના હાથ પગ ખૂબ કસીને બાંધી દીધા. પછી તે ત્યાંજ પડયો રહ્યો ને યુવરાજ ત્યાંથી આગળ ચાલ્યો, ત્યાંથી થોડેક વેગળે સાધારણ ઉંચાઇની એક દીવાલ હતી, તે દીવાલમાં માત્ર એક દરવાજો હતો તે પણ આજે બંધ છે. હવેલીમાંથી બહાર નીકળવાનો માત્ર તેજ મુખ્ય રસ્તો છે. યુવરાજ આ વખતે દરવાજો ન ઠોકતાં એકદમ કુદીને તે દીવાલ ઉપર ચડી ગયો. તેણે જોયું તો તે દ્વારનો રક્ષક દીવાલને અઢેલીને નીરાંતે ઉંધે છે. તે પછી યુવરાજ ઘણી જ સાવધાનીથી નીચે કુદી પડયો. અને તેણે ઘણી જ ઉતાવળથી તે પહેરેદારની પાસે જઇને

પહેલાં તેનાં હથિયાર દૂર ફેંકી દઇ તે અસાવધાન પહેરેદારને માથાથી તે પગ સુધી જોરથી કસીને બાંધી લીધો. તેની પાસે કુંચી હતી તે કુંચી લઇને દરવાજાનું તાળું ઉઘાડી નાંખ્યું, આટલીવાર પછી પહેરેદારને ભાન આવ્યું, તેણે વિસ્મીત અવાજે કહ્યું, "યુવરાજ આ શું કરો છો !"

યુવરાજે કહ્યું—"અંદરનો રસ્તો ઉઘાડું છું."

પહેરેદાર—"હું કાલે મહારાજાની પાસે શો જવાબ દઇશ ?"

ઉદયાદિત્ય—"તું કહેજે કે યુવરાજે જબરદસ્તીથી અમને પરાજીત કરીને દરવાજો ઉઘાડી નાંખ્યો છે. તેથી તમારો જીવ બચી જશે."

ઉદયાદિત્ય હવેલીમાંથી બહાર નીકળીને પહેલા જ્યાં જમાઇજીની સાથેનાં માણસો હતાં ત્યાં ગયા. તે ઘરમાં કેવળ રામમોહન અને રામો બેજ જણ સુતા હતા. અને બીજા લોકો ખાઇ પી વહાણપર ચાલ્યા ગયા હતા. યુવરાજે ધીમે રહીને રામમોહનના શરીર ઉપર હાથ મુકીને તેને જગાડ્યો, તે ચમકીને જાગી ઉઠ્યો અને અચંબો પામી કહ્યું:-"યુવરાજ સાહેબ ! શું છે ?"

યુવરાજે કહ્યું:—"બહાર આવ," રામમોહન બહાર ગયો ત્યાં યુવરાજે તેને સર્વ હકીકત કહી સંભળાવી.

ત્યારે રામમોહને માથે ચાદર વીંટી હાથમાં મજબુત લાકડી ઝાલી અને અત્યંત ગુસ્સે થઇ કહ્યું;—"જોઉં છું કે, લક્ષ્મણ સરદાર કેવો બળવાન છે. યુવરાજ. આપ મારા મહારાજાને માત્ર એકવાર મારી પાસે લઇ આવો, હું એકલો જ આ લાકડી વડે સો માણસોને મારી શકું તેમ છું."

યુવરાજે કહ્યું:—"હા, એ હું માનું છું, પરંતુ યશોહરની રાજ-

ધાનીમાં એકસોથી પણ વધુ માણસો છે. તમે જબરદસ્તી કરશો તેમાં નહિ ફાવો માટે કોઇ બીજો ઉપાય શોધી કહાડો, ”

રામમોહને કહ્યું:—“ ઠીક, મહારાજને એકવાર મારી પાસે લઇ આવો; મારી પાસે જ્યારે તે આવી શકશે ત્યારે નિશ્ચિંત થઇને ઉપાય શોધી કાઢીશ. ”

ઉદયાદિત્ય હવેલીની અંદર જઇને રામચંદ્રને બોલાવી લાવ્યો, તેની સાથે બીજાં સર્વે પણ હતાં.

રામચંદ્રરાય રામમોહનને જોતાં જ ગુસ્સે થઇ બોલ્યો; “ તને હું હમણાં જ નોકરીમાંથી રજા આપું છું. તું ચાલ્યો જા, તું જુનો નોકર છે તેથી તને વધુ શું શિક્ષા કરૂં ? ” જો હું અહીંથી બચી ગયો તો પછી કદી પણ તારૂં મોં નહિ જોઉં. આટલું કહેતાં કહેતાં જ તેનું ગળુ ભરાઇ આવ્યું. ખરી રીતે તે રામમોહનને ખરા અંતઃકરણથી ચહાતો હતો.

રામમોહને હાથ જોડી કહ્યું:—“ મહારાજ, મને નોકરીમાંથી કાઢી મૂકનાર આપ કોણ ? મારી આ નોકરી ઈશ્વરે આપેલી છે. જે દિવસે યમરાજને ત્યાંથી બોલાવશે તે દિવસે ઇશ્વર મને આ નોકરીમાંથી છોડાવશે. તમે મને રાખો કે ન રાખો તો પણ હું તો તમારો જ નોકર છું, ” એમ કહી તે રામચંદ્રની આગળ આવીને ઉભો રહ્યો.

ઉદયાદિત્યે પૂછ્યું; “ રામમોહન શો ઉપાય કર્યો ? ”

રામમોહન—“ આપના શ્રીચરણના આશીર્વાદથી આ લાકડી જ ઉપાય છે, અને કાળી માતાના ચરણમાં મને શ્રદ્ધા છે. ”

ઉદયાદિત્યે માથું હલાવી કહ્યું:—“ એ ઉપાય બરોબર નથી, ઠીક, તમારૂં નાવ કઈ તરફ છે ? ”

રામમોહન—“ રાજભૂવનની દક્ષિણે આવેલી નહેરમાં ”

ઉદયાદિત્ય—“ ચાલો, એકવાર કોટની અગાશી ઉપર જઇએ.”

રામમોહનના મનમાં એક ઉપાય જડી આવ્યો તેણે કહ્યું:— “ હાં, બરાબર છે, ચાલો ત્યાં જ ચાલો.”

સર્વ કોઇ કોટના બુરજા ઉપર ચડયા. બુરજાથી નીચે દશેક હાથ ઉંડે નહેર આવેલી છે. તે નહેરમાં રામચંદ્રની ચોસઠ પતવારોવાળું નાવ નાંગરેલું છે. રામમોહને કહ્યું:—“ હું રામચંદ્રરાયને મારી પીઠ ઉપર બાંધીને નીચે કુદી પડીશ. ”

વસંતરાય ભયભીત થઇને રામમોહનને પકડી બોલી ઉઠયા, “ ના, ના, એમ ના કરશો, રામમોહન આવું અસંભવિત કામ ન કરીશ. ”

વિભા તો આ સાંભળી ભયભીત થઇ ચમકીને બોલી ઉઠી: “ ના, મોહન તું એ શું બોલે છે. ”

રામચંદ્રે કહ્યું—“ નહી, રામમોહન એમ કરવું જોખમ ભરેલું છે. ”

તે પછી ઉદયાદિત્ય કોટ ઉપરથી નીચે ઉતરી કેટલીક મજબુત અને લાંબી ચાદરો એકઠી કરીને લઇ આવ્યો. રામમોહને તે ચાદરો એક બીજા સાથે બાંધી, દોરડા જેવી વળ દઇને બનાવી. અને વચમાં કેટલીક જગ્યાએ ગાંઠો વાળી. આ પ્રમાણે ચાદરોને લાંબા દોરડા માફક તૈયાર કરી ઉપરથી એક થાંભલા સાથે મજબુત રીતે બાંધી લીધી અને નીચે લટકાવી, તે ઠેઠ નાવ સુધી પહોંચી. રામમોહને રામચંદ્રરાયને કહ્યું કે:—“ મહારાજ આપ મારી પીઠને બરોબર લપાઈને પકડી રાખો. હું આ ચાદરો ઝાલીને નીચે ઉતરૂંછું. રામચંદ્રરાયે નિરૂપાય થઈ રામમોહનની આ વાત કબુલ કરી લીધી.

રામમોહને ત્યાં જેટલા માણસો હતા તેમને પ્રણામ કર્યા. અને તે પછી 'જય મહાકાલી' કહીને તેણે રામચંદ્રને પોતાની પીઠ ઉપર બાંધી લીધા. રામચંદ્રે પણ આંખો મીચીને ઘણા જ જોરથી રામમોહનની પીઠ પકડી રાખી. જતી વખતે રામમોહને વિભાના તરફ જોઇ કહ્યું:—'મા, હવે હું જઉં છું. તમારો આ બાળક છે ત્યાં સુધી તમારે શો ભય છે?"

રામમોહને બંને હાથે ખૂબ જોરથી દોરડું પકડી નીચે ઉતરવા માંડયું. વિભા પથ્થર જેવી છાતી કરી ત્યાં જ ઉભી રહી. વૃદ્ધ વસંતરાયનું શરીર આ જોઇ ભયથી કંપવા લાગ્યું. તે આંખો મીંચી દુર્ગાદેવીનું સ્મરણ કરવા લાગ્યા. રામમોહન જ્યારે નીચે પહોંચ્યો, ત્યારે તેણે દાંત વડે ચાદરને મજબુતીથી પકડી રાખી, રામચંદ્રને પોતાની પીઠ ઉપરથી ઉતારી બંને હાથ વડે તેમને ઝાલી ઘણી જ સાવધાનીથી નાવ ઉપર મૂકી દીધા. તે પછી તે પણ નાવમાં કુદી પડયો.

રામચંદ્ર નાવ ઉપર પગ મૂકતાં જ બેભાન થઇ ગયો, આ તરફ વિભા પણ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખતી મૂર્છિત થઇ પડી. વસંતરાય આંખો ઉઘાડી બોલી ઉઠયો. "અરે, આ શું? ઉદયાદિત્ય વિભાને તેવી બેભાન હાલતમાં જ ત્યાંથી ઉંચકીને મહેલમાં લઇ ગયો. સુરમાએ ઉદયાદિત્યનો હાથ પકડીને કહ્યું: "હવે આપે આપના બચાવને માટે શો ઉપાય શોધી કાઢયો?"

ઉદયાદિત્ય—"તારે મારે માટે કાંઇ પણ ચિંતા કરવી નહિ."

આ તરફ ખારવાઓ રામચંદ્રરાયને નાવમાં બેસાડી ઘણા જ વેગથી નાવને લઇ ચાલવા લાગ્યા. કેટલેક દૂર ગયા પછી નાવ એકાએક અટકી પડયું. મોટાં મોટાં કાંટાવાળાં લાકડાં અને ઝાંખરાંથી

નહેરનું મોં બંધ કરેલું છે. એ વખતે પહેરેદારોએ દૂરથી જોયું કે;—"નાવ હંકારી જાય છે." તેમણે તે તરફ પત્થર ફેંકવા માંડયા, પણ એકે પત્થર ત્યાં સુધી પહોંચ્યો નહિ. પહેરેદારોના હાથમાં તલ્વારો હતી પણ એકે પાસે બંદુક ન્હોતી જેથી એક માણસ દોડીને બંદુક લેવા ગયો ઘણું જ શોધતાં બંદુક મળી, પણ તે ફોડવા માટે દીવાસળી ન મળી કોઇ ગોળીઓ લેવા ગયું, કોઇ દેવતા લેવા ગયું એમ સર્વ પહેરેદારોએ દોડધામ કરી મૂકી. ત્યાં સુધીમાં રામમોહન અને માછીઓ રસ્તામાંનાં લાકડાંને વેગળાં ખસેડી નાંખી નાવને ખેંચી ખેંચીને આગળ લઇ ગયા. નાવને જતું જોઇ તેને પકડવા માટે પહેરેદારો એક બીજું નાવ લેવા ગયા. જે સિપાઇને નાવ લેવા મોકલ્યો હતો તે રસ્તામાં એક મોદીને ત્યાં બેસીને ચલમ તંબાકુ પીવા મંડયો. તે પછી એક રામશંકર નામના માણસને ઉંઘમાંથી ઉઠાડી પોતાનો લાગાનો રૂપિયો ઝટ આપી દેવાનો તગાદો કરવા મંડયો. જ્યારે નાવની કાંઇ જરૂર ન રહી ત્યારે વેગથી નાવ ત્યાં આણવામાં આવ્યું, નાવ મોડું લાવવાથી સર્વ તેને લલકારવા મંડયા." તેણે કહ્યું;—"હું કાંઈ ઘોડો તો ન્હોતો કે એક ક્ષણમાં દોડીને ત્યાં જઇ શકું." આ પ્રમાણે જ્યારે તેમનો વાદવિવાદ થઇ રહ્યો ત્યારે જોયું તો જણાયું કે નાવ પકડી શકાય તેવું હવે રહ્યું નથી, નાવ લાવવામાં જેટલી વાર થઈ હતી તેથી ત્રણ ઘણી વાર તો અરસ્પરસ લડવા ઝઘડવામાં ચાલી ગઇ. જ્યારે રામચંદ્રનું નાવ ભૈરવનદમાં જઇ પહોંચ્યું ત્યારે સેનાપતિ ફર્નાન્ડિજે એક તોપનો અવાજ કર્યો. પાછલી રાત્રે પ્રતાપાદિત્યને કાંઇક નિદ્રા આવી હતી, પરંતુ આ તોપનો અવાજ સાંભળી તેની ઉંઘ ઉડી ગઇ. તે એકદમ બોલી ઉઠ્યો;—"સિપાઇ" કોઇ આવ્યું નહિ, દ્વારના રક્ષક સિપાઇઓ રાત્રે જ ત્યાંથી નાસી ગયા હતા. પ્રતાપાદિત્યે ફરી ખૂબ જોરથી બુમ પાડી—"સિપાઇ!"



## પ્રકરણ ૧૨ મું.

### વસંતરાયને દેશ નિકાલની સજા.

પ્રતાપાદિત્યે જ્યારે ખૂબ જોરથી બુમ મારી કહ્યું કે—"સિપાઇ" અને જ્યારે કાંઇ જવાબ ન મળ્યો, ત્યારે ઝટ પથારીમાંથી ઉઠીને તે ઉતાવળો ઉતાવળો બહાર આવ્યો અને દીવાનને બુમ મારી, એ સાંભળી એક નોકર દોડીને મંત્રીને બોલાવી જ્યાં પ્રતાપાદિત્ય હતો ત્યાં લઇ આવ્યો.

પ્રતાપાદિત્ય—"દીવાન, પહેરેદારો ક્યાં ગયા ?"

મંત્રી—"દરવાજા બહારના પહેરેદારો નાસી ગયા છે."

મંત્રીએ જોયું કે માથા ઉપર એક મોટી આફત આવે તેમ છે જેથી તેણે પ્રતાપાદિત્યના જવાબનો ઉત્તર સ્પષ્ટ અને યથાર્થ આપી દીધો. કારણકે જવાબ આપતાં જેટલીવાર થાય તેટલામાં તો તે વધુ ગુસ્સે થઇ જતો.

પ્રતાપાદિત્યે કહ્યું:—"અને અંદરના પ્હેરેદારો ?"

મંત્રીએ કહ્યું—"મેં તેમને તો હમણાં આવતી વખતે જોયા છે, પણ તેમના હાથપગ બાંધેલા છે અને તે તો છતાપાટ પડેલા છે." મંત્રી

રાતની કશી વાત જાણતો નહોતો, જેથી શું થયું છે તેનું અનુમાન પણ તે કરી શકયો નહિ. તે માત્ર એટલુંજ સમજ્યો કે કાંઈ ભયંકર બનાવ બન્યો છે. આ વખતે શું બન્યું છે તે મહારાજાને પૂછવું તે પણ અસંભવિત હતું. પ્રતાપાદિત્ય–ક્રોધથી બોલી ઉઠયો;— "રામચંદ્રરાય ક્યાં છે ? ઉદયાદિત્ય ક્યાં છે ? વસંતરાય ક્યાં છે ?"

: મંત્રીએ ધીમેથી કહ્યું:—"મને લાગે છે કે તેઓ હવેલીમાં જ હશે,"

પ્રતાપાદિત્ય—"હશે, એવું તો હું પણ કહું: પણ તમને હું પૂછું છું શા માટે ? અનુમાનથી કહેલી વાત બધી વખતે સાચી હોતી નથી."

મંત્રી કાંઇ ન બોલતાં ત્યાંથી બહાર ગયો. રમાપતિએ રાત્રે બનેલી સર્વ હકીકત તેને કહી, જ્યારે તેમણે જાણ્યું કે, રામચંદ્રરાય નાસી ગયા છે, ત્યારે તેમના મનમાં મહા ખેદ થયો. મંત્રીએ બહાર જઇ જોયું તો ઠીંગણો રામો મશ્કરો બેઠેલો છે. મંત્રીને જોઇ રામે કહ્યું,—"ઓહ ! આતો જાંબુવાન મંત્રી લાગે છે." એમ કહીને તેણે દાંત કહાડયા. તેની આવી હાસ્યલીલાને રામચંદ્રના દરબારમાં સર્વ સભાસદો રસિકતા માનતા હતા. મંત્રી તેનું બોલવું સાંભળી કાંઇ પણ બોલ્યા નહિ, એટલુંજ નહિ પણ તેના સામું પણ ન જોયું તેમણે એક નોકરને બોલાવી કહ્યું કે, "આને પકડી લાવો." મંત્રીએ વિચાર કર્યો કે આ તમામ બખેડાનું મૂળ આજ માણસ છે. માટે તેને જ હાલ પ્રતાપાદિત્યના ક્રોધાગ્નિની આગળ ખડો કરી દેવો જોઇએ. પ્રતાપાદિત્યની આ વખતની ચોટ ગમે તે એક ઉપર પડવાની જ છે. જેથી ભલેને આ માણસ ઉપર જ પડે કે બીજા માણસો બચી જાય.

રામાને જોઇને જ એકદમ પ્રતાપાદિત્ય ગુસ્સે થઇ ઉઠયા, તે છતાં પણ તેણે પ્રતાપાદિત્યને સંતુષ્ટ કરવાને માટે દાંત કહાડી અને હાથ મોંના ચાળા કરી કાંઇક હાસ્યરસની વાત કહેવા માંડી, તોપણ પ્રતાપાદિત્યને સંતોષ ન થયો તે ઝટ આસન ઉપરથી ઉઠી બંને હાથ હલાવી તિરસ્કારથી બોલ્યો, "દૂર કરો, આને મારી આગળથી એકદમ દૂર લઇ જાવ. તેને મારી આગળ લાવવાનું કોણે કહ્યું ?" પ્રતાપાદિત્યને જો ક્રોધની સાથે તિરસ્કાર ઉત્પન્ન થયો ન હોત તો રામો આ યાત્રામાંથી બચી જવા પામત નહિ; કારણ કે નિંદનીય માણસોને પ્રહાર કરવામાં પણ તેનો સ્પર્શ કરવો પડે છે, જેથી રામાને તરતજ ત્યાંથી બહાર કહાડી મૂકયો.

મંત્રીએ કહ્યું;—"મહારાજ, રાજ—જામાતા—"

પ્રતાપાદિત્યે અણગમાથી માથું હલાવી કહ્યું;—"રામચંદ્રરાય—"

મંત્રી—"હા, તે કાલે રાત્રે જ રાજભૂવનમાંથી નાસી ગયા છે."

પ્રતાપાદિત્યે ઉભા થઇ કહ્યું,—"રાજમહેલમાંથી નાસી ગયો, પહેરેદારો સર્વ કયાં ગયા ?"

મંત્રી—"બહારના પહેરેદારો નાસી ગયા છે."

પ્રતાપાદિત્યે ગુસ્સે થઇ મુડી વાળી કહ્યું:—"નાસી ગયો, નાસીને કયાં જવાનો છે? જ્યાં હોય ત્યાંથી શોધી કહાડવો જોઇએ. અંદરના પ્હેરેદારોને હમણાં જ બોલાવો." મંત્રી તે પછી ત્યાંથી બહાર ગયા.

રામચંદ્રરાય જ્યારે નાવમાં બેઠા ત્યારે પણ અંધારૂં જ હતું. ઉદયાદિત્ય, વસંતરાય, સુરમા, અને વિભા સર્વ તે આખી રાત જાગ્યાં હતાં, વિભા કાંઇ બોલ્યાચાલ્યા વગર બેભાનમાં જ પડી

રહી. સુરમા તેની પાસે બેસીને તેના માથે હાથ ફેરવતી હતી. ઉદયાદિત્ય અને વસંતરાય સર્વે છાનામાના ત્યાં બેસી રહ્યા હતા. ઘરમાં અજવાળું ન્હોતું અંધારામાં કોઇ કોઇનું મોં જોઇ શકતાં ન્હોતાં. ઘરની અંદર જાણે કે કોઇ માણસ છુપાઇ રહ્યુ લાગે છે માત્ર તેનો શ્વાસપ્રશ્વાસ જ સંભળાય છે બીજું કાંઇ દેખાતું નથી.

પ્રસન્ન હૃદયના વસંતરાય ચારે તરફ ઉદાસી જોઇને એકદમ વ્યાકુળ થઇ ગયા. તે પોતાના બોડા માથે હાથ ફેરવતા મનમાંને મનમાં વિચાર કરે છે કે,—"હાય, આ શું થયું ! આ સર્વ બનાવ તેના સમજવામાં ન આવ્યો. આ સર્વ બીના તેને એક ભયંકર સ્વપ્ન જેવી લાગતી હતી. તેણે ઉદયાદિત્યનો હાથ ઝાલીને અધીરા અવાજે કહ્યું,—"બેટા !"

ઉદયાદિત્ય—"કેમ દાદાજી !"

વસંતરાય શાંત રહ્યા, ઉદયાદિત્યને શું પૂછવું તેનો કાંઇ નિશ્ચય તે કરી શક્યા નહિ. તેમના મનમાં હજારો પ્રશ્નો ઘોળાયા કરતા હતા. તે સર્વનો સાર એ હતો કે,—"આ શું બની ગયું ?' ચારે તરફ અંધારામાં આ પ્રકારનો ગભરાટ બતાવી એક અપરિચિત શબ્દમાં તેના કાનની પાસે શુ કહ્યાં કરે છે, તે તો કાંઈ સમજી શક્યા નહિ. આવા વખતે ઉદયાદિત્યને બોલતો સાંભળી તેમના મનમાં ધૈર્ય આવ્યું. તેમણે ઉદયાદિત્યનો હાથ પકડીને અધીરતાથી કહ્યું,—"આ સર્વ ફીશાદ શું મારે લીધે ઉત્પન્ન થઇ લાગે છે ? વસંતરાયના મનમાં વારંવાર એ શંકા થવા માંડી કે. મને ન મારી શકવાથી પ્રતાપાદિત્યે આ ઉત્પાત મચાવી દીધો છે, અને તેથી આ ભયંકર બનાવ બની ગયો હશે.

ઉદયાદિત્ય આ વખતે ચિંતામાં નિમગ્ન હતા જેથી બહુ વાત

કરવાનું તેને ચેન પડતું ન્હોતું તેથી તેણે ટુંકામાં કહ્યું કે;—" નહીં, દાદાજી !" કેટલીકવાર સુધી તે પછી તે કાંઇ બોલ્યો નહિ. પાછું વસંતરાયે કહ્યું;—વિભા, તું કેમ કાંઇ બોલતી નથી ?" વિભાએ પણ તેમના પ્રશ્નનો કાંઇ ઉત્તર ન આપ્યો ત્યારે તે સુરમાની પાસે જઇને બેઠા અને તેને બોલાવી. સુરમાએ તેમના સામું જોયું, પણ તે કાંઇ બોલી નહિ. આથી વૃદ્ધ વસંતરાય છાનામાના બેસી રહ્યા અને માથા ઉપર હાથ ફેરવતા પોતાને માટે કોઇ અનિશ્ચિત ભાવી વિપદ આવવાની શંકા કરવા લાગ્યા. સુરમા બેઠી બેઠી વિભાના માથા ઉપર છાનીમાની હાથ ફેરવતી હતી, પણ તેના અંતઃકરણમાં આ વખતે જે દુઃખ થતું હતું તેને અંતર્યામી પરમાત્મા સિવાય બીજું કોઇ જાણી શકે તેમ નહોતું. સુરમાએ તે અંધારામાં એક-ઉદયાદિત્યના માં સામે જોયું, ઉદયાદિત્ય તે વખતે ભીંત સાથે માથું રાખીને એકાગ્રમનથી કાંઇ વિચાર કરી રહ્યો હતો. તે જોઈ સુરમાની આંખોમાંથી આંસુ નીકળી પડયાં, તેણે જો કે તે ધીમેથી લોહી નાંખ્યાં છતાં પણ તે વિભા જાણી ગઇ

જ્યારે સારી રીતે અંધારૂં મટી ચારે તરફ સૂર્યનાં કિરણો ફેલાયાં ત્યારે વસંતરાયને લાંબો શ્વાસ લેતાં શાંતિ થઈ. તે વખતે તેના મનની અણધારેલા ભયની શંકા દૂર થઇ તે પછી તેમણે સ્થિર ચિત્તે આજે શો બનાવ બની ગયો તેનો વિચાર કર્યો. તે વિભાના ઘરમાંથી નીકળી હવેલીના દરવાજા પાસે જ્યાં સીતારામને બાંધેલો હતો ત્યાં ગયા, અને તેને કહ્યું,—" જો સીતારામ. તને જ્યારે પ્રતાપ પૂછે કે તને કોણે બાંધ્યો છે, ત્યારે તારે મારૂં નામ દેવું. પ્રતાપ જાણે છે કે એક વખતે વસંતરાય બળવાન હતો, જેથી તે તારી વાત માની શકશે.

સીતારામ પ્રતાપાદિત્ય પાસે જઇને શો જવાબ આપવો તેનો વિચાર કરતો હતો. આવા વખતે ઉદયાદિત્યનું નામ લેવું તેને ઠીક લાગતું ન્હોતું. તે મનમાં વિચાર કરતો હતો કે પૂછશે તો કહીશું કે,—એક વાંકા પગ, ત્રણ આંખ અને તાડ જેટલું ઉંચું ભૂત આવ્યું હતું, તેણે મારી આ દશા કરી હતી. પરંતુ વસંતરાયની વાત સાંભળી તેણે હવે બિચારા નિર્દોષી ભૂતનુ નામ દેવાનું માંડી વાળ્યું. વસંતરાયની વાત સાંભળી તે રાજી થયો.

તેથી વસંતરાયે બીજા પહેરેદાર પાસે જઇ કહ્યું " ભાગવત, પ્રતાપ તને પૂછે તો તારે કહેવું કે વસંતરાયે મને બાંધ્યો છે."

ભાગવતને એકાએક ધર્મનું જ્ઞાન થઈ આવ્યું. અને અસત્યને માટે તેને ક્રોધ ઉત્પન્ન થયો. કારણ કે ઉદયાદિત્યની ઉપર તે ઘણો જ ગુસ્સે થઈ ગયો હતો.

ભાગવતે કહ્યું;—', હરે હરે ! એવી વાત મને ન કહો, એવું જુઠું બોલવાથી હું પાપમાં પડું."

વસંતરાયે તેના ખભા ઉપર હાથ મૂકીને કહ્યું;—" ભાગવત, મારી વાત સાંભળ, એમાં કાંઇ પાપ નથી. સારા માણસનો જીવ બચાવવા માટે જુઠું બોલવામાં જો પાપ થતું હોત તો એમ કરવા હું તને શા માટે આગ્રહ કરત ?" વસંતરાયે તેના ખભે અને તેને બરડે હાથ ફેરવી વારંવાર સમજાવવાનો પ્રયત્ન કર્યો; પરંતુ માણસમાં જ્યારે ધર્મનું જ્ઞાન એકાએક અધિક પ્રબળ થઇ ઉઠે છે, ત્યારે તેની પાસે કોઇ યુક્તિપ્રયુક્તિ ચાલી શકતી નથી. તેણે કહ્યું; " નહિ મહારાજ, મારા માલિકની આગળ હું જુઠું શી રીતે બોલી શકું."

વસંતરાયે જ્યારે તેને મક્કમ જોયો ત્યારે તે ગભરાયા અને

વ્યાકુળ થઇને બોલ્યા;—"ભાગવત, મારી વાત સાંભળ, હું તને ખરૂં કહું છું કે આવા કારણ માટે જુઠું બોલવું એમાં કાંઇ પાપ નથી. જો તું મારી વાત માનીશ તો હું તને રાજી કરીશ. ઠીક, હાલ મારી પાસે છે તે આ લે."

ભાગવતે તરત હાથ લાંબો કર્યો અને વસંતરાયે જે રૂપિયા આપ્યા તે તેણે લઇને ખીસ્સામાં મૂકી દીધા. વસંતરાય તેથી કાંઈક નિશ્ચિંત થઇ ત્યાંથી ઘેર ગયા.

પ્રતાપાદિત્યે એ બંને પહેરેદારોને બોલાવ્યા, જેથી મંત્રી તેમને. સાથે લઇને રાજાની પાસે ગયા. પ્રતાપાદિત્ય પોતાના ઉકળેલા ક્રોધને દબાવીને ગંભીર ભાવે બેઠા છે. તેણે ધીમે રહી સ્પષ્ટ શબ્દોચ્ચાર પૂર્વક કહ્યું;—"કાલે રાત્રે હવેલીનો દરવાજો શી રીતે ઉઘડયો ?"

સીતારામનો જીવ ગભરાઇ ગયો, આ સાંભળી તે કંપી ઉઠયો, તેણે હાથ જોડીને કહ્યું;—"મહારાજા, તેમાં મારી કાંઇ કસુર નથી."

મહારાજાએ કંઈક મોં ચઢાવીને પૂછ્યું—"કસુરની વાત તને કોણ પૂછે છે ?"

સીતારામે કહ્યું—"જી નહિ, હજુર અરજ કરૂં છું કે, યુ...યુ...યુવરાજ, મને જબરદસ્તીથી બાંધીને હવેલીમાંથી બહાર ગયા હતા."

યુવરાજનું નામ તેના મુખમાંથી એકાએક બહાર આવી ગયું. તે બધા કરતાં એ નામ તેના મોંમાંથી ન નીકળી પડે તેનો બરોબર વિચાર કર્યા કરતો હતો; છતાં ગભરાટને લીધે સર્વથી પહેલાં જ તેના મોંમાંથી યુવરાજનું નામ નીકળી ગયું. એક વાર જ્યારે તેના મોંમાંથી તે નીકળી ગયું એટલે પછી તેને છુપાવવાનો કોઈ ઉપાય રહ્યો નહિ.

વસંતરાયે સાંભળ્યું કે, પહેરેદારોની બુમ પડી કે તરત જ તે દોડધામ કરીને પ્રતાપાદિત્યની પાસે જઇ પહોંચ્યા. સીતારાંમની જુબાની લેવાતી હતી, તે કહેતો હતો કે—"યુવરાજને મેં ના કહ્યું છતાં પણ તેમણે ન માન્યું."

વસંતરાય એ સાંભળી તરત બોલી ઉઠયા;—"હાં, હાં, સીતારામ, શું કહ્યું? અધર્મ ન કર, સીતારાંમ, સમજીને બોલ, ભગવાન રાજી નહિ રહે. ઉદયાદિત્યનું જુઠું નામ કેમ લે છે?"

સીતારાંમે તરત જ કહી નાંખ્યું;—"જી નહિ, યુવરાજની કાંઇ કસુર નથી."

પ્રતાપાદિત્યે કડકાઇથી કહ્યું;—"તો શું તારી કસૂર છે?"

સીતારાંમ—"જી નહિ."

"ત્યારે કોની કસૂર છે?"

"જી—યુવરાજ........"

ભાગવતને જ્યારે પૂછવામાં આવ્યું ત્યારે તેણે સર્વ હકીકત બરાબર કહી દીધી. માત્ર તેણે—પોતાની બેભાન થઇ સુઇ ગયાની વાત છુપાવી. આ સાંભળી વૃદ્ધ વસંતરાયે ચારે તરફ અક્કલ દોડાવી, પણ કાંઇ ઉપાય ન જડયો, આખરે તેમણે આંખો મીંચીને દેવનું સ્મરણ કર્યું. બંને પહેરેદારોને તે જ વખતે તેમની નોકરી ઉપરથી ડીસ્મીસ કરવામાં આવ્યા, જો કે તેમને બીજા કોઇએ બળપૂર્વક બાંધી લીધા હતા, તો પણ તેવા નિર્બળ હોવા છતાં. તે ઓ અહીં નોકરી કરવા શું જોઇને આવ્યા હતા? એ અપરાધને માટે તેમને ફટકા મારવાની સજા કરી.

તે પછી પ્રતાપાદિત્ય વસંતરાયના સામે જોઇને વજસ્વરે ગરજીને બોલી ઉઠયા;—"ઉદયાદિત્યને આ ગુન્હાની માફી આપવામાં

નહિ આવે.” તે એવા ભાવથી બોલ્યા કે જાણે ઉદયાદિત્યનો આ ગુન્હો વસંતરાયે જ કરાવ્યો હશે. જાણે કે ઉદયાદિત્યને વચમાં રાખીને તે તેમને જ ફટકારે છે, વસંતરાયના અપરાધની આગળ તે ઉદયાદિત્યના પ્રાણને પણ તુચ્છ સમજે છે.

વસંતરાયે કહ્યું;—“ પ્રતાપ, ઉદયનો તેમાં કશો વાંક નથી.”

પ્રતાપાદિત્યે ગુસ્સે થઇ કહ્યું—“ ઉદયનો વાંક નથી ? તમારા બોલવા ઉપરથી જ તમે તેને વધુ ગુન્હેગાર બનાવી દીધો છે. તમારે શી પડી છે કે તમે અહીં વચમાં પંચાત કરવા આવ્યા છો ? ઉદય ગુન્હેગાર છે કે નહિ, તેનો વિચાર કરનાર તમે કાંણ ? ”

વસંતરાયે જે ઉદયાદિત્યનો પક્ષ લીધો છે, તેથી પ્રતાપાદિત્યનું મન ઉદયાદિત્ય ઉપરથી એકદમ ઉઠી ગયું છે. વસંતરાયે જોયું કે, તેને જ લીધે ઉદયાદિત્યને આ શિક્ષા થવા માંડી છે, જેથી તે મનમાં ને મનમાં અનેક પ્રકારની ચિંતા કરવા લાગ્યા.

કેટલીક વારે પ્રતાપાદિત્ય કાંઇક શાંત થઇને બોલ્યા, “ જો કે હું જાણત કે ઉદયાદિત્યનામાં કાંઇક માનસિક બળ છે, તેનામાં કાંઇ સમજણ છે, ને તે જે કરે છે તે પોતાના જ વિચારથી કરે છે, તેમ જ જો હું એ જાણતો ન હોત કે તે બુદ્ધિ વગરનાને ગમેતે આંખોના ઇશારાથી નચાવી શકે છે, જો તે એવો તદ્દન મૂર્ખ ન હોત તો આજે તેના પ્રાણ બચવા કઠિન હતા, હું તે પતંગ જેવા ઉદયને જ્યાં ઉડતાં જોઉં છું, ત્યાં હું જાણું છું કે તેને કાંણ ઉડાવી રહ્યું છે. એજ કારણથી તેને શિક્ષા કરવાનો મારો જીવ ચાલતો નથી. તે મૂર્ખ બાળક જેવો હોવાથી શિક્ષા કરવાને યોગ્ય નથી. એ સમજીને હું તેને જવા દઉં છું; પરંતુ આ વખતે હું તમને કહી દઉં છું કે

જો ફરીથી તમે કોઇ દહાડો યશોહરમાં આવીને ઉદયાદિત્યને મળશો તો ઉદયાદિત્યનો પ્રાણ બચવો કઠિન થઇ પડશે. ”

વસંતરાય કેટલીક વાર સુધી તો છાનામાના શાંત થઇને બેસી રહ્યા. આખરે તેમણે ધીમેથી ઉઠીને કહ્યું:—“ઠીક પ્રતાપ, આજ સાંજે હું અહીંથી ચાલ્યો જઇશ.” બીજું કાંઇ તે ન બોલતાં ત્યાંથી ઉઠી ચાલતા થયા.

પ્રતાપાદિત્યે મનમાં પાકો નિશ્ચય કર્યો કે;—“જે કોઇ ઉદયાદિત્યની સાથે સ્નેહ રાખે છે, તેના કહેવા પ્રમાણે ઉદયાદિત્ય ચાલે છે. માટે તેમને ઉદયાદિત્યની પાસેથી દૂર કરી દેવા જોઇએ.” તેમણે મંત્રીને કહ્યું,—“વહુજીને પણ હવે અહીં રહેવા દેવાં ન જોઇએ. કોઇ પણ યુક્તિથી તેમને તેમના બાપને ઘેર મોકલી દેવાં પડશે.”

વિભાના ઉપર પ્રતાપાદિત્યને કાંઇ શંકા નહોતી. ગમે તેવી હોય તોપણ તે તો પોતાની દીકરી હતી ને!

—(૦)—

# પ્રકરણ ૧૩ મું.

## વસંતરાયની યશોહરમાંથી વિદાયગીરી.

વસંતરાયે ઉદયાદિત્યની પાસે આવીને કહ્યું:—“બેટા, હવે તને ફરી આ જીવતરમાં તો હું મળી શકીશ નહિ.” આમ કહીને તેમણે ઉદયાદિત્યને પોતાના બંને હાથે લઇ પોતાની છાતી સરસો ચાંપ્યો.

ઉદયાદિત્યે વિસ્મિત થઇને કહ્યુ, કેમ દાદાજી?”

વસંતરાયે સર્વ હકીકત યુવરાજને કહી સંભળાવી અને રડીને કહ્યું—"હું જે તમારી સાથે સ્નેહ રાખું છું, તમને ખરા અંતઃકરણથી ચાહું છું, એથી જ તમારી આ દુર્દશા થઇ રહી છે. મારે લીધે તમને આટલું બધું દુઃખ પડે એવું હું કદાપિ પણ ઇચ્છતો નથી. તમે જ્યાં રહો ત્યાં સુખમાં જ રહો એવું હું ઇચ્છું છું. હું મારા બાકીના જીવનને કોઇપણ રીતે પુરૂં કરીશ.

ઉદયાદિત્યે માથું હલાવી કહ્યું:—"ના, એમ તો કદી પણ ન બને, આપણે તો મળવાના જ. તેમાં કોઇ અડચણ કરી શકે તેમ નથી. દાદાજી, જો તમે અહીંથી ચાલ્યા જશો તો ખરેખર અમારા દુઃખની હદ રહેશે નહિ."

વસંતરાયે વ્યાકુલ થઇને કહ્યું—"પ્રતાપે મને જીવથી ન મારી નાંખતાં તેને બદલે તને મારી પાસેથી ખુંચાવી લીધો, એ શું મને પ્રાણદંડ કરતાં ઓછી શિક્ષા છે? હું હવે જો અહીંથી ચાલ્યો જઉં તો ભૂલે ચૂકે પણ કદી તમારે મારૂં નામ સંભાળવું નહિ. જાણજોકે જાણે-'વસંતરાય મરી ગયા છે."

ઉદયાદિત્ય ત્યાંથી ઉઠીની શયનગૃહમાં સુરમાની પાસે ગયો. વસંતરાય વિભાની પાસે જઇને તેના માથે હાથ ફેરવી બોલ્યા, "એક વાર મારૂં કહ્યું માન, ઉઠીને બેઠી થા અને આ ડોસાના બોડા માથે એક વાર તારો હાથ ફેરવ."

વિભા ઉઠી બેઠી થઇ અને દાદાજીના માથાના પાકા વાળ ચુંટી નાંખવા લાગી. આ તરફ ઉદયાદિત્યે સુરમાને સર્વ હકીકત કહી સંભળાવી. અને કહ્યું કે;—"આ સંસારમાં મારે માટે જે કાંઇ બાકી રહ્યું છે, તેને પણ મારી પાસેથી દૂર કરવાની વાત ચાલી રહી છે."

તેણે સુરમાનો હાથ ઝાલીને કહ્યું:—" સુરમા, જો તને પણ મારી પાસેથી કોઈ છીનવીને લઈ જાય તો ?"

સુરમાએ ઉદયાદિત્યને ગાઢ આલિંગન દઇને કહ્યું:—"આપની પાસેથી મને છીનાવી યમદૂત લઇ જાય તો લઇ જાય, બાકી બીજો કોઇ લઇ જઇ શકે તેમ નથી."

સુરમાના મનમાં પણ કેટલાક દિવસોથી આ પ્રકારની શંકા થયાં કરતી હતી. તેને જણાતું હતું કે જાણે એક કઠોર હાથ તેના પ્રિયતમને તેની પાસેથી દૂર કરવાને માટે ધીરે ધીરે લાંબો થઇ રહ્યો છે. સુરમાએ ઉદયાદિત્યને પોતાની છાતી સરસો ચાંપી મનમાં ને મનમાં કહ્યું;—" પ્રાણનાથ ! હું તમને મારા હૃદયમાંથી અલગ થવા દઇશ નહિ. મને કોઇ આપનાથી જુદી પાડી શકે તેમ નથી." આવો વિચાર કરી તેણે કહ્યું:—" હું આપને છોડીને કંઇ પણ જઈ શકું તેમ નથી, આપની પાસેથી મને કોઈ દૂર કરી શકે તેમ નથી."

સુરમા આ પ્રમાણે બેત્રણ વાર બોલી, તે પોતાના હૃદયમાં એવું બળ પ્રાપ્ત કરવાને ઇચ્છતી હતી કે જેથી તે ઉદયાદિત્યની છાતીમાં એવી રીતે લપાઇ જાય કે કોઇ પ્રબલમાં પ્રબલ શક્તિ પણ તે બેને જુદાં પાડી શકે નહિ. તે એ વાતનો વિચાર કરીને પોતાના મનમાં વજ્રના જેવું બળ એકઠું કરી રહી છે.

ઉદયાદિત્યે સુરમાના મોં તરફ જોઇ એક દિર્ઘ નિઃશ્વાસ લઇ કહ્યું;—" સુરમા, આપણે હવે દાદાજીને ફરી જોવા પામીશું નહિ."

સુરમાએ આ સાંભળી એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

ઉદયાદિત્યે કહ્યું—" સુરમા, હું મારા દુઃખને રડતો નથી. પણ દાદાજીના મનમાં આ વાતથી મોટો આઘાત થશે, જોઉં છું હવે વિધાતા શું કરે છે તેની હવે બીજી શી ઇચ્છા છે."

ઉદયાદિત્યે વસંતરાયના સંબંધી કેટલીક વાતો સુરમાને કહી. વસંતરાયે કયાં શું કહ્યું હતું, કયાં શો ઉપકાર કર્યો હતો એ સર્વ વાતો તેને યાદ આવવા લાગી. વસંતરાયના કોમલ હૃદયની ઘણી સાધારણ વાતોને તેણે પોતાના અંતઃકરણ રૂપી ભંડારમાં રત્નોની માફક સંગ્રહ કરી રાખી હતી. આજે તે સર્વને એક પછી એક સુરમાની આગળ કહેવા માંડી.

સુરમાએ કહ્યું—"આ–હા! દાદાજીના જેવું શું બીજું કોઇ હશે?" સુરમા અને ઉદયાદિત્ય બંને વિભાના ખંડમાં ગયાં.

એ વખતે વિભા પોતાના દાદાજીના પાકા વાળને ચુંટતી હતી અને તે બેઠા બેઠા ગાયન ગાતા હતા.

ઉદયાદિત્યને જોઇ વસંતરાયે હસીને કહ્યું—" જુવો ભાઇ, વિભા મને છોડવા ખુશી નથી. હું જવાનો છું એ સાંભળી વિભા રડે છે. મારાથી તો વિભાનું રડવું જોવાતું નથી. એમ કહી તે પાછા ગાવા લાગ્યા.

" આ જુવો, આ જુવો, વિભાના સામું જુવો! જો વિભા, તું આ પ્રમાણે રડશે તો—......" આમ કહેતાં કહેતાં વસંતરાયની જીભ અટકી પડી, અને આગળ કાંઇ બોલી શક્યા નહિ. તે વિભાને ધીરજ આપવા જતાં પોતાનું ધૈર્ય ખોઇ બેઠા, તેમણે જલ્દીથી પોતાની આંખો લોહી નાંખી પાછા હસીને કહ્યું—" આ જો, વળી સુરમા પણ રડવા લાગી, તમે આ વખતે વિભાને ધીરજ આપો, નહિ તો હું સાચું કહું છું કે, હું જઇશ નાહ. વસંતરાયે જોયું કે કોઇ જવાબ આપતું નથી, ત્યારે તેમણે અધીરા થઇને પોતાનો સતાર ઉઠાવી લઈ અને ઘણા તેજ સુરથી ગાવા માંડયું; પરંતુ વિભાની આંખોમાં આંસુ જોઇને તેમને સતાર વગાડવાનું પણ ફાવ્યું નહિ. તેમની આંખોમાં રહી રહીને આંસું આવવા લાગ્યાં, વચમાં

વચમાં વિભાને અને ત્યાં ઉભેલાં બીજાં માણસોને કાંઇક કહેવાનું મન થતું હતું, પરંતુ તે કાંઇ બોલી શક્યા નહિ. તેમનું ગળું ભરાઇ આવ્યું: તેમણે સતાર વગાડવાનું બંધ રાખી તેને નીચે મૂકી દીધો. એમ કરતાં તેમને જવાનો વખત પણ થઇ ગયો.

તેમણે ઉદયાદિત્યને ગળે વળગાડીને છેવટની વાત એ કહી કે—"હું આ સતાર અહીં મૂકી જઉં છું. હવે ફરી હું કદી પણ સતાર વગાડીશ નહિ. સુરમા તમે બંને જણ સુખેથી રહો, વિભા—" આગળ તે કાંઇ બોલી શક્યા નહિ, આંસુ લ્હોતા તે પાલખીમાં બેસી ગયા.

## પ્રકરણ ચૌદમું.

### જાદુગર–મંગળાની ખટપટ

યશોહરમાં એક તરફ મંગલાની ઝુંપડી હતી, તે ત્યાં બેસીને રોજ માળા ફેરવ્યાં કરતી હતી. એક દિવસ તે પોતાની ઝુંપડીમાંની બહાર બેસી મનમાં ને મનમાં કાંઇક ગણગણાટ કરતી હતી, તે વખતે શાકભાજીની ટોપલી માથે લઈ રાજભૂવનની દાસી માતંગિની તેની પાસે આવીને ઉભી રહી.

માતંગિનીએ કહ્યું,—આજે હું થોડીક ચીજો લેવા માટે બજારમાં આવી હતી, ત્યારે કહ્યું, લાવ, ઘણા દિવસથી મંગળા બ્હેનને જોયાં નથી તે એકવાર એમની પાસે જઇ આવું. બ્હેન, આજે ઘણું કામ છે, તેથી વધુ વખત બેસાય તેમ નથી." એવું કહી ટોપલી નીચે મૂકી તે મંગળાની પાસે બેઠી. પછી પાછી કહેવા લાગી કે;—

બ્હેન, તમે તો સર્વ જાણો છો, મારો ધણી મ્હને પહેલાં તો ખરા દિલથી ચ્હાતો હતો, જો કે હાલ પણ ચ્હાય છે તો ખરો, પણ હાલ તેનું મન કોઇ બીજીની સાથે જોડાયું છે, એવી મને ખબર મળી છે, જેથી તમે મને એવું કાંઇ કરી આપો કે જેથી ત્રણ રાતની અંદર તે બાઇરી મરણ પામે."

મંગળાની પાસે બધા રોગોની દવાઓ છે. મારણ, મોહન, ઉચ્ચાટન, અને વશીકરણ વિગેરે સર્વ તેની મુઠીમાં છે. વિશેષે કરીને તે વશીકરણ તો એવું જાણે છે કે રાજભૂવનના મોટા મોટા નોકરો પણ મંગળાને ત્યાં વારંવાર કામકાજે ફેરા માર્યા કરે છે. જે સ્ત્રીના મરવાથી માતંગિનું કાળજું ટાઢું પડે તેમ છે તે સ્ત્રી બીજી કોઇ નહિ પણ મંગળા પોતે જ છે.

મંગળાએ મનમાં ને મનમાં હસીને કહ્યું, "એ સ્ત્રીને મરવાનું હાલ કયાં વાટમાં પડયું છે. યમરાજનું કામ વધારી દીધા પછી, છેવટે તે મરે તેમ છે." તે પછી તેણે હસીને માતંગીને કહ્યું;—તમારા જેવી સુંદરીને છોડીને તેનું બીજે કયાં મન ચોટયું છે? શું તે ગમાર છે? બેટી, તારે કાંઇ ચિંતા ન કરવી, તે હવે પછી તને ખરા દીલથી જ ચ્હાશે. દવા તો માત્ર તારી આંખોની અંદરજ છે. કાંઇક વધુ પ્રેમ બતાવીને રસભર્યાં ચિંતનથી તેના તરફ જોતી રહેજે, જો તેથી કદાચ તારૂં કામ સિદ્ધ ન થાય તો લે, આ જડી બુટ્ટી, તેને પાનમાં નાંખીને તેને ખવરાવી દે જે." એમ કહીને તેણે એક સુકી જડી બુટ્ટી લાવીને તેના હાથમાં આપી.

મંગલાએ માતંગિનીને પુછયું—કહે, રાજમહેલની શી ખબરો છે?"

માતંગિનીએ હાથનો લ્હેકો કરતાં કહ્યું,—"આપણે એવી વાતોની શી પડી છે ?"

મંગલાએ કહ્યું—"ઠીક"

મંગલા આ વિષયમાં એકાએક આ પ્રમાણે હા પાડી દેશે તેવો ભરોંસો માતંગિનીને નહોતો, તેથી તેણે તેની કપટજાળમાં ફસાઇને કહ્યું;—"તમને કહેવામાં કાંઇ હરકત નથી, પણ આજે મને ઘણો વખત થઈ ગયો છે, જેથી કોઇ બીજી વખતે આવીશ ત્યારે સર્વ જણાવીશ."

મંગલાએ કહ્યું:—"ઠીક, વળી ફરી આવું ત્યારે કહેજે."

માતંગિની ગભરાઇ ગઈ, તેણે કહ્યું "બ્હેન! હવે હું જઉં છું વળી વાર થશે તો ઠપકો ખાવો પડશે, જુવો બ્હેન, તે દહાડે અમારા રાજમહેલમાં રાજાના જમાઇ આવ્યા હતા, તે જે દિવસે આવ્યા તેજ રાત્રે કોઇને કાંઇ કહ્યા વગર છાનામાના જતા રહ્યા."

મંગલાએ કહ્યું—"હેં, સાચું કહે? તે જતા રહ્યા? કેમ ચાલ્યા ગયા? કહે બ્હેન કહે, એટલા માટે જ કહું છું કે માતંગિની વગર મ્હને અંદરની હકીકત કોઈ કહી શકે તેમ નથી."

માતંગિની ખુશી થઇને બોલી:—"ખરી વાત એવી છે કે, અમારાં જે વહુજી છે તે કોઇનું પણ પોતાની આંખે સારૂં ઇચ્છતી નથી. તે કાંઇક મંતર જાણે છે, તેથી તેણે તેના પતિ યુવરાજને એકદમ ઘેટા જેવો બનાવી દીધો છે; તે—ના બ્હેન, આપણે મતલબ શી, કોઇ વળી સાંભળી જાય ને જઇને કહી દે તો માતંગિ વાત બહાર જઇને કહી દે છે તો વળી મને દુઃખ પડે."

મંગલા આશ્ચર્ય ચકિત થઈ પોતાના મનના વેગને રોકી શકી નહિ; જો કે તે જાણતી હતી કે જરા છાના રહેવાથી કે ચૂપ થઈ

બેસવાથી માતંગિ પોતાની મનની સર્વ વાત તેની મેળે જ કહી દેશે; તથાપિ તેનાથી વિલંબ સહન કરી શકાયો નહિ. તેણે કહ્યું;—કહે બેટા, અહીં કોઇ નથી, ખરી વાત છે તેમાં ખોટું શું છે? ઠીક, પછી તમારી વહુજીએ શું કર્યું?"

તેણે કહેવા માંડયું—"તેણે અમારી બણુબ્હેન (વિભા) ને માટે કાંણુ જાણે કે જમાઇજીને શું ભરવ્યું કે તેથી જમાઇરાજ વિભાને મૂકીને રાતો રાત ચાલ્યા ગયા. બણુબ્હેનની તો રડી રડીને આંખો પણ સૂજી ગઇ, મ્હારાજા તો તેથી નારાજ થઈ ગયા છે. તે વહુજીને તેના બાપને ઘેર શ્રીપુર મોકલી દેવાનો વિચાર કરે છે. જુવો બ્હેન, તમે સર્વ વાત સાંભળીને હસો છો, પણ તેમાં હસવાની શી વાત છે?"

રામચંદ્રરાયના નાસી જવાનું ખરૂં કારણ રાજમહેલના સર્વ દાસ દાસીઓ જાણતાં હતાં; પરંતુ કોઇની સહાનુભૂતિ નહોતી.

મંગળાએ કહ્યું;—"તમે જઇને તમારી રાણીજીને કહો કે વહુજીને તેના બાપને ઘેર મોકલવાની એટલી બધી ઉતાવળ ન કરશો. મંગળા એવી જડી બુટી આપી શકશે કે, યુવરાજનું મન તેના ઉપરથી ઉઠી જશે." એમ કહીને તે હસવા લાગી.

માતંગિએ કહ્યું—"હા, એ ખરી વાત."

મંગળાએ પૂછ્યું:—"શું તમારી વહુજીની સાથે યુવરાજ ઘણો પ્રેમ રાખે છે?

તેણે કહ્યું—"એતો કહેવાની જ વાત નહિ. તેના જોયા વગર તે ક્ષણુ ભર પણુ રહી શકતા નથી. યુવરાજ તો કંઇ રહ્યા, પણ 'તું' કહી બોલાવતાં જ તે વહુજીની પાસે દોડી આવે છે."

મંગળા—ઠીક, હું જડી બુટ્ટી આપું છું, શું દિવસે પણ યુવરાજ તેની પાસે જ રહે છે?"

માતંગિ—" હા."

મંગલાએ કહ્યું:—" એ બંને રાત દિવસ સાથે રહીને શું કરે છે, એ કાંઇ સમજવામાં ન આવ્યું. તે યુવરાજને શું કહે છે, અને તેની સાથે રહીને શું કરે છે, તે તેં કદી જોયું છે?"

" ના બ્હેન, એતો મેં કદી જોયું નથી."

" જો તું મને એકવાર રાજમહેલમાં લઇ જઉં તો હું સર્વ જોઇ આવું તેમ છું."

માતંગિએ કહ્યું—" કેમ બ્હેન, એ જોવાને માટે તમને આટલો બધો કેમ વિચાર થયા કરે છે?"

મંગળાએ કહ્યું—" ના, ના, એકવાર જોતાં જ હું સમજી જઇશ કે કયા મંત્રથી તેણે યુવરાજને વશ કરી દીધો છે. અને મારો મંત્ર તેના ઉપર ચાલશે કે નહિ, તે પણ હું જાણી શકીશ."

માતંગિએ કહ્યું—" ઠીક, તો હવે હું જઉં છું." આમ કહી તે પોતાની ટોપલી લઈ ચાલતો થઇ.

માતંગિના ગયા પછી મંગળા ક્રોધાકુળ થઇ ગઈ, તે દાંત પીસી મનમાં ને મનમાં કાંઇ બોલવા મંડી.

# પ્રકરણ ૧૫ મું.

## સીતારામ અને ભાગવતને પગાર ન આપવાનો હુકમ.

વસંતરાય ચાલ્યા ગયા. સાંજ પડી ગઇ. વિભા કોટના બુરજ ઉપર ચ્હડી, વસંતરાયે પાલખીની અંદરથી માથું બહાર કાઢી એકવાર પાછું જોયું, અને સાયંકાળના અંધકાર વખતે અશ્રુપૂર્ણ આંખોએ રાજ્યભુવનની દૃઢ પાષાણ-રચિત લાંબી દીવાલો ઝગમગતી જોઇ. પાલખી રવાના થઈ ગઇ, પરંતુ વિભા ત્યાં ઉભી રહી અને દાદાજીની પાલખી તરફ નિહાળી રહી. આકાશમાં તારા ઝગમગવા લાગ્યા, અને શહેરમાં દીવાઓ પ્રગટાઇ ગયા. રસ્તા પર કોઈ પણ માણસ ચાલ્યું જતું નહોતું, તોપણ વિભા તે તરફ ચુપકાથી ઉભી ઉભી એકી નજરે જોઇ રહી છે. સુરમાએ વિભની દરેક ઠેકાણે તપાસ કરી પરંતુ જ્યારે તેનો બિલકુલ પત્તો લાગ્યો નહિ ત્યારે તે અગાશી પર ગઈ. ત્યાં તેને જોઇ તેણે વિભાને આલિંગન કરી મધુરતાથી કહ્યું:—"વિભા ! શું જોઇ રહી છે ?" વિભાએ શ્વાસ લેતાં કહ્યું:—"હું નથી જાણતી કે હું શું જોઇ રહી છું." વિભાને ચારે બાજુ શૂન્યકાર દેખાઇ રહ્યો છે. તેનું ચિત્ત વ્યગ્ર કેમ ? તે ઘડીમાં ઘરમાં કેમ જાય છે અને ઘડીમાં પાછી કેમ આવે છે ? કેમ સુઇ રહે છે ? કેમ ઉઠે બેસે છે અને હવેલીની અંદર આ ઘરમાંથી આ ઘરમાં આખો દિવસ કેમ ઘૂમ્યા કરે છે ? તેનું કારણ બીજું કોણ બતાવી શકે ? ધારો કે, રાજભૂવનમાંથી તેનું મન વિહ્વળ થયું છે, અગર તો હવેલીની અંદર તેને રહેવા લાયક જગ્યા નથી. અત્યન્ત બાલ્યાવસ્થાથી જાતજાતના નાટક-ચેટક, નાના પ્રકારના સુખ-દુઃખ અને હાસ્ય-મશ્કરીએ મળી રાજભુવનની અંદર તેને માટે જે એક

આનંદનું સ્થાન બનાવી દીધું હતું તે જ સ્થાનને એક જ દિવસમાં કોઇએ ઉજડ કરી દીધું. તે ઘર ખરી રીતે હવે તેનું નથી તે હવે એવડી મોટી હવેલીમાં ઘર વગરની થઈ ગઈ છે. તેના દાદાજી હતા, તે ચાલ્યા ગયા ચન્દ્રદ્વીપથી તેને તેડી જવાને માટે માણસો કયારે આવશે ? રખે રામમોહન રવાના થયો હોય પણ તે લોકોએ ન આવવા દીધો હોય ? વિભાને હવે સુખનો અંશ માત્ર હજુ બાકી છે. તેને હજી દાદાજી છે, અને તેની પ્રાણાધાર સુરમા પણ છે. પરંતુ તેમને પણ પોતાની પાછળ વિપત્તિ છાયાની માફક લાગી રહ્યાની શંકા છે. જે ઘરના છાપરામાં એક ભયંકર ગુપ્ત રહસ્યરૂપી અગ્નિ અપ્રકટરૂપે સળગી રહ્યો હોય તેને પછી ઘર કેમ કહી શકાય ?"

ઉદયાદિત્યે સાંભળ્યું કે, સીતારામ બરતરફ થવાથી ભારે દુર્દશામાં આવી પડેલો છે. એક તો તેની પાસે પૈસા નથી, વળી તેની પાછળ અનેક સગાસંબંધિયો છે. જ્યારે તેને રાજદરબાર તરફથી પુરતો પગાર મળતો ત્યારે તેના મામા તે પ્રેમાસ્પદ સીતારામની જુદાઈના ભયથી એકાએક પ્રેમાબ્ધિકપવશ થઇ પોતાના ઘરનો સર્વ કામ-ધંધો છોડી દઇ અધીરા બની ગયા અને સીતારામ પાસે આવી તેને આનંદથી ગદ્દગદ્દ સ્વરે કહેવા લાગ્યા કે, "તને જોવા માત્રથી જ મારી ભૂખ અને તૃષા દૂર થઇ જાય છે." ભૂખ અને તૃષા દૂર થવાનાં અનેક કારણ છે. પરંતુ સીતારામને ફક્ત જોવા માત્રથી જ તેની ભૂખ અને તૃષા દૂર થઇ જતી હતી, તે બાબતનો કાંઈ પુરાવો નથી. સીતારામ એ તેની એક બીજી નજીકના સગાઇની વિધવા બહેન હતી, તેનો એકનો એક દીકરો હતો. તેને કામધંધે વળગાડવાનો તે પ્રયત્ન કરી રહ્યો હતો. આ વખતે તેના માનવામાં એમ આવ્યું કે, ભાણાને હલકા કામે લગાડવાથી મારૂં અપમાન

થશે, એમ ધારી તેના પોતાના સન્માર્ગે તેણે તેને તેવા હલકા કામોમાં જોડયો નહિ. આ પ્રમાણે માનરક્ષા કરી તેણે સીતારામને દેવાની જાળમાં ફસાવ્યો અને તેને બદલે પોતાના રોજગારનો બંદોબસ્ત કરી લીધો. તે સિવાય સીતારામને વિધવા મા છે અને એક નાની અવિવાહિતા કન્યા છે. સીતારામ પોતે ભારે શોખીન અને ખુશમિજાજી છે. રંગ—રહસ્ય વિના તેનાથી રહી શકાતું નથી. સીતારામની અવસ્થામાં ફેરફાર થયેલો છે, પરંતુ તે સાથે તેના સ્વભાવમાં થોડો ઘણો પણ ફેરફાર થયો નથી. તેના મામાની ભૂખ અને તૃષા જેવી ને તેવીજ છે. તેમના ભાણેજની જેટલી ઉંમર થઇ છે તેટલોજ તેમના પેટનો ભરાવો છે અને મામાના માન—અપમાન ઉપર પૂર્ણતાથી તેનું ધ્યાન ખેંચાઈ રહ્યું છે. સીતારામ પાસેથી રૂપીયાની થેલી ખાલી થઇ ગઇ છે, પરંતુ કોઇનું પેટ ખાલી થયાનું બીલકુલ લક્ષણ જણાતું નથી. સીતારામને સગાસબંધીની સાથે બીજી અનેક પ્રકારની આફતોનો શોક પણ વ્યાપી રહ્યો છે. તેને માથે દિવસે દિવસે કરજ વધતું જાય છે. જે પ્રમાણે વ્યાજની વૃદ્ધિ થઇ રહી છે, તેના પ્રમાણમાં દેવું પણ દિવસે દિવસે વધતું જાય છે. ઉદયાદિત્યે સીતારામની આ પ્રમાણેની દરિદ્રતાની વાત સાંભળી તેને અને ભાગવતને કાંઇક માસિક આવકની ગોઠવણ કરી આપી.

સીતારામ રૂપિયા મેળવી ઘણોજ શરમાઈ ગયો. મહારાજની પાસે ઉદયાદિત્યનું નામ દીધું તે દિવસથી જ ઉદયાદિત્યની આગળ તે પોતાને ભારે અપરાધી માને છે. ઉદયાદિત્ય પાસેથી રૂપિયા મેળવી તે રડી પડયો. એક દિવસ યુવરાજને જોઈ તે તેના પગમાં પડયો. અને ભગવાન, જગદીશ્વર, દયામય આદિ શબ્દો સાથે તેણે યુવરાજની ક્ષમા માગી. ભાગવત ઘણો ગંભિર મિજાજનો હતો. તે શેત્રંજ

ખેલવાનું જાણતો હતો, તંબાકૂ ખાતો હતો અને પડોશીઓને સ્વર્ગ અને નરકની વાતો સમજાવતો હતો. તેણે જ્યારે ઉદયાદિત્ય પાસેથી રૂપિયા મેળવ્યા, ત્યારે તેણે મુખ મચરડીને અનેક પ્રકારની બેદરકારી સાથે જણાવ્યું કે, યુવરાજે જે તેનું સર્વ પ્રકારે અનિષ્ટ કરેલું છે, તો આ રૂપિયાથી તેનો ક્યાં સુધી નિભાવ થશે. રૂપિયા લેવામાં તેણે જરા પણ ઉપકાર ન માન્યો, અને થોડી ઘણી કૃતજ્ઞતા પણ ન દર્શાવી.

યુવરાજ એ બન્ને પદભ્રષ્ટ પહેરદારોને માસીક પગાર પોતાની પાસેથી આપી રહ્યો છે. આ વાત પ્રતાપાદિત્યના જાણવામાં આવી. પ્રથમ આ વાત થઈ હોત તો તેમને આજ સુધી કદાચ રૂપિયા ન પહોંચત. પ્રથમ તે ઉદયાદિત્યને અક્કલ વગરનો સમજતો હતો, જેથી ઉદયાદિત્યના સંબંધની સર્વ વાતો તેના કાન સુધી પહોંચતી નહિ. મહારાજ જાણતા હતા કે, ઉદયાદિત્ય પ્રજાની સાથે મળી ગયેલો છે, અને ઘણી વખત પ્રજાનો પક્ષ લઇ તેણે તેની વિરૂદ્ધ આચરણ કરેલાં છે. પરંતુ તે સર્વ ઘણેભાગે એવા સામાન્ય અને નજીવા વિષય છે કે તે ઉપર તે વિશેષ ધ્યાન આપતા નહિ. વળી એવું કોઇ વિશેષ વિરૂદ્ધાચરણ ન જોવાથી તેમને ઉદયાદિત્ય પ્રત્યે ખાસ ધ્યાન આપવાનો અવસર પ્રાપ્ત થયો નહોતો પણ આવી રીતભાતથી ઉદયાદિત્ય તરફ તેનું ધ્યાન ઘણેભાગે ખેંચાયું. અને તેથી ઉપરની વાત તુરત તેમના જાણવામાં આવી. ખર્ચ બદલ તેમને ઉદયાદિત્ય અમુક પગાર આપે છે એ વાત સાંભળી પ્રતાપાદિત્ય અત્યન્ત ક્રોધાતુર થયો. તેણે ઉદયાદિત્યને બોલાવી કહ્યું કે, " મેં જે સીતારામ અને ભાગવતને બરતરફ કરેલા છે, તેનું કારણ શું ? ખજાનામાં તેમને આપવા યોગ્ય રકમ નથી તે છે ? અને તારે તેમને તારી પાસેથી ખાનગી રૂપિયા આપવાનું શું કારણ છે ?

ઉદયાદિત્યે ધીમેથી કહ્યું કે, "ખરો અપરાધી હું છું. આપે તે બન્નેનો દંડ કરવા ઉપરાંત મને પણ અપરાધિ ઠરાવેલો છે. હું મારા તે વિચારાનુસાર પ્રતિ માસે તેમને દંડના રૂપિયા આપ્યા કરૂં છું."

આ પહેલાં કોઈ પણ વખતે પ્રતાપાદિત્યે ઉદયાદિત્યની આવી વાત ધ્યાન દઇને સાંભળી નહોતી. જેથી આ વખતે ઉદયાદિત્યનો ધીરો, ગંભીર અને વિનયવાળો સ્વર તથા તેની થોડી ઘણી અર્થયુક્ત વાતો સાંભળી પ્રતાપાદિત્યને બહુ જ ખોટું લાગ્યું. ઉદયાદિત્યની આ વાતનો જવાબ નહિ આપતાં પ્રતાપાદિત્યે તેને કહ્યું કે, "ઉદય! આજથી તે લોકોને મદદ માટે તારે બિલકૂલ દ્રવ્ય નહિ આપવું એવો હું તને હુકમ કરૂં છું."

ઉદયાદિત્યે કહ્યું,—"મારા ઉપર ઘણોજ ભારે દંડનો હુકમ થયો." તેણે હાથ જોડીને ફરી કહ્યું કે, "મેં એવો શું અપરાધ કરેલો છે કે, જેથી આવો ભારે દંડ વેઠવાનો હુકમ કરવામાં આવે છે? મારી થાળીમાં જ્યારે અન્ન જોઇએ તેટલું છે ત્યારે મારે માટે આઠ નવ માણસો ભૂખે મરે અને નિરાશ્રય બની ફર્યા કરે તે હું કેમ જોઇ શકું? મારી પાસે જે કાંઈ છે, તે આપની જ કૃપાથી છે. આપ મારી થાળીમાં જોઈએ તે કરતાં વધુ અન્ન આપ્યાં કરો છો, અને આપ મારા આગળ હું જમું તે વખતે મારી સામે આઠ નવ નિરૂપાય ક્ષુધાતુર માણસોને બેસાડી રાખો અને તેમને ખાવાનું આપવાને ના કહો તો તે અન્ન મને ઝેર જેવું લાગે કે નહિ?"

આવેશમાં આવેલા ઉદયાદિત્યને પ્રતાપાદિત્યે વાત કરતાં અટકાવ્યો નહિ, જ્યારે તે બધી વાત કરી ચુકયો ત્યારે પ્રતાપાદિત્યે આસ્તેથી કહ્યું કે, "તારે જે કહેવાનું હતું તે મેં બધું સાંભળી લીધું છે. હવે હું જે કહું છું તે સાવધાનતાથી સાંભળ.—" ભાગવત

અને સીતારામનો પગાર મેં બંધ કરેલો છે, છતાં કોઇ તેમને માસીક પગાર બાંધી આપશે તો તેને મારી ઇચ્છા વિરૂદ્ધ આચરણ કરનાર તરીકે ગણવામાં આવશે." પ્રતાપાદિત્યના મનમાં કાંઇક વિશેષ ક્રોધનો આવિર્ભાવ થયો. તે ક્રોધનું કારણ તે પોતે પણ સમજી શકતા નહોતા, પરંતુ તેનું કારણ એ હતું કે, તે પોતાના મનમાં માનતો કે મેં એક નિર્દયતાનું કામ કરેલું છે. છતાં દયાની મૂર્તિ બની ઉદયાદિત્ય તેનો પ્રતીકાર કરવા કેમ આવેલો છે? તે દયા બતાવી શું કરી શકે? હું જ્યાં નિર્દય બની બેઠો છું ત્યાં કોઇ દયાળુ બની શું કરી શકે? આવી મોટી સ્પર્ધાની વાત તેનાથી કેમ સહન થઈ શકે?

ઉદયાદિત્યે સુરમાની પાસે જઇ સર્વ વૃત્તાન્ત જાહેર કર્યું. સુરમા બોલી—"હાય! હાય! તે દિવસે સાંજ સુધી તે લોકોએ કાંઇ ન ખાધું. આખો દિવસ ભૂખ્યાજ રહ્યા હશે. સાંઝે સીતારામની મા સીતારામની નાની દીકરીને લઇ મારી પાસે આવી અને રડવા લાગી. મેં સાંઝે જ્યારે થોડું ઘણું ખાવાનું આપ્યું ત્યારે પોતાનાં બાળ-બચ્ચાં સાથે તેણે ખાધું. સીતારામની દીકરી માત્ર દૂધજ પીતી હતી. તે આખા દિવસની ભૂખી હતી. તે લોકોને થોડું ઘણું ન આપવાથી બીજે ક્યાં જાય? તેમની શું દશા થશે?"

ઉદયાદિત્યે કહ્યું—"રાજદરબારમાંથી તે લોકોને જ્યારથી રજા આપવામાં આવી છે ત્યારથી પીતાની બીકથી તે લોકોને કોઇ આશ્રય આપવાનું અથવા તો કોઇ જાતની મદદ કરવાનું સાહસ કરી શકતા નથી. આ વખતે હું જો તેમની ખબર ન લઉં તો બીજું કોઇ તેમની ખબર લે તેવું નથી. માટે હું જરૂર તેમને મદદ કરતો રહીશ જ. સુરમા! તું તેને માટે બિલકૂલ ચિંતા ન કરીશ. પરંતુ પિતાને નકામા અપ્રસન્ન કરવા તે પણ ઠીક નહિ. માટે હવે તે કામ ગુપ્ત રીતે

ચાલે એવો પ્રયત્ન કરવો પડશે.

સુરમાએ ઉદયાદિત્યનો હાથ ઝાલીને કહ્યું—"આપને તે માટે કાંઇ પણ કરવું નહિ પડે. સર્વ બંદોબસ્ત હું કરી દઇશ. તેનો ભાર મારા પર છે એમ માનજો."

સુરમા પોતાના દ્વારા ઉદયાદિત્યનાં કાર્યને ઢાંકી રાખવાની ઇચ્છા રાખતી હતી. આ વર્ષ ઉદયાદિત્યને માટે અશુભ છે, વિધાતા તેને જે કોઇ કામમાં પ્રવૃત્ત કરે છે તે સર્વ કામ તેના પિતાની વિરૂદ્ધનાં હોય છે, અને તે સર્વ કામ એવાં હોય છે કે, સુરમા પોતાના સ્વામીને એવા ધાર્મિક કાર્યથી રોકી પણ શકતી નથી. સુરમા કાંઇ જેવી તેવી સ્ત્રી નથી. તેના સ્વામી જ્યારે ધર્મયુદ્ધમાં જાય છે ત્યારે સુરમા પોતાના હાથે તેમને કવચ પહેરાવે છે. પછી તે ઘરમાં જઈ રડે છે. સુરમાનો જીવ ક્ષણે ક્ષણે ભયથી વ્યાકુળ થઇ જાય છે, તોપણ તે ઉદયાદિત્યને સમજાવીને હીંમત આપે છે. ઉદયાદિત્યે દારુણ દુઃખ વખતે સુરમાના મુખારવિંદ તરફ દ્રષ્ટિ કરી તો જોયું કે, સુરમાની આંખો આંસુથી ભરાઇ ગયેલી છે; પરંતુ તેના હાથ પગ કંપતા નથી.

સુરમાએ પોતાની એક વિશ્વાસપાત્ર દાસી મારફત સીતારામની મા અને ભાગવતની સ્ત્રીને ઠરાવેલી રકમ મોકલી આપવાનો ઠરાવ કરી દીધો. દાસી વિશ્વાસપાત્ર છે ખરી, પરંતુ મંગલાથી આ વાત છૂપાવી રાખવાનું તે જરૂરી સમજતી નથી. જેથી મંગલા સિવાય અન્ય કોઇ આ વાત જાણતું નથી.

## પ્રકરણ ૧૬ મું.

### સુરમાને તેને પીએર મોકલી દેવાનો હુકમ.

જ્યારે ગુપ્તરીતે પૈસા મોકલવાની વાત પ્રતાપાદિત્યે સાંભળી ત્યારે તેણે તેને કાંઇ ન કહેતાં અંદર હવેલીમાં ખબર મોકલી કે સુરમાને તેના બાપને ત્યાં જવું પડશે. ઉદયાદિત્યે પોતાની છાતીને વજ્ર જેવી કરી. વિભાએ રડતાં રડતાં સુરમાને ગળે વળગીને કહ્યું કેઃ—"તમે જો જશો તો આ સ્મશાનભૂમિમાં હું એકલી કેવી રીતે રહી શકીશ?"

સુરમાએ વિભાની દાઢીએ હાથ મૂકી કહ્યુંઃ—"વિભા, મારૂં સર્વસ્વ અહીં છે ને હું ક્યાં જવાની છું."

સુરમાએ જ્યારે પ્રતાપાદિત્યની આજ્ઞા સાંભળી, ત્યારે તેણે કહ્યું કેઃ—"મારે મારે પીયેર જવાનું કાંઇ કારણ નથી, ત્યાંથી કોઇ તેડવા પણ આવ્યું નથી. મારા પતિ પણ મને મોકલવા ખુશી નથી. તો વગર કારણે આમ એકાએક મારે પીયેર જવાની શી જરૂર છે?"

એ સાંભળીને પ્રતાપાદિત્ય ક્રોધથી લાલપીળો થઇ ગયો, પરંતુ તેને લાગ્યું કે તેનો કોઇ ઊપાય નથી. સુરમાને જબરદસ્તીથી કોઇ ઘરમાંથી બહાર કાઢી શકે તેમ નહોતું. અંતઃપુરમાં આમ શરીરનું બળ કામ આવી શકે નહિ. પ્રતાપાદિત્ય સ્ત્રિયોના રક્ષણાદિ વિષયમાં અજ્ઞાન હતો. તે બળની સામે બળનો પ્રયોગ કરી જાણતો હતો. પરંતુ આ અબળાઓની સાથે કેવી રીતે ચાલવું તેની તેને ખબર નહોતી. તે મોટાં મોટાં દોરડાંને ખેંચીને તોડી શકતો હતો, પરંતુ પોતાની મોટી મોટી આંગળીઓથી ગુંચાયલી સુતરની ગાંઠને ઉકેલી

શકતો નહિ. સ્ત્રીઓ એ તેની બુદ્ધિમાં મહા દુર્જ્ઞેય અને જોવાયોગ એક અનુપયુક્ત વસ્તુ હતી. આ વિષયમાં જ્યારે કોઈ ખટપટ ઉભી થતી ત્યારે તે ઝટ તેના નિર્ણયનો ભાર રાણીના ઉપર નાંખતો હતો. આમ સ્ત્રિયોના વિષયમાં તેને બેસીને વિચાર કરવાનો પણ વખત મળતો નહિ. તેને તેમ કરવાની ઇચ્છા પણ થતી નહિ અને તેનામાં યોગ્યતા પણ નહોતી. એ કામ તેને ઘણું કઠિન લાગતું. આ વખતે પણ પ્રતાપાદિત્યે રાણીને બોલાવીને કહ્યું કેઃ—" સુરમાને તેના બાપને ઘેર મોકલી દો. રાણીએ કહ્યું, " એમ કરીશું તો ઉદયની શી ગતિ થશે ?" પ્રતાપાદિત્યે ગુસ્સે થઇને કહ્યુંઃ—"ઉદય હવે કાંઈ બાળક નથી. રાજકિય કારણોને લીધે સુરમાને રાજભૂવનમાંથી કેટલાક દિવસ બહાર મોકલવી એવો મારો અભિપ્રાય છે. "

રાણીએ ઉદયાદિત્યને બોલાવીને કહ્યું કેઃ—" બેટા ઉદય, સુરમાને પિયેર મોકલી દે. " ઉદયાદિત્યે કહ્યું—" કેમ મા, તેણે શો અપરાધ કર્યો છે ?"

રાણીએ કહ્યુંઃ—" બેટા, તે મને શું ખબર? હું નથી સમજતી કે વહુને પીયેર મોકલવાથી મહારાજાનું કયું રાજકીય કામ સુધરી શકવાનું છે ! એ તો તે જાણે. "

ઉદયાદિત્ય—" મા મને દુઃખ દેઈ, મને દુઃખી બનાવીને રાજકાજમાં શી ઉન્નતિ થવાની છે ? જ્યાં સુધી કષ્ટ સહન કરવાનું હતું ત્યાં સુધી તે સહન કર્યું છે. મારે માટે વિધાતાએ સુખ રાખ્યું જ નથી. તેને પણ સુખનો નથી જ. બંને વખત તેની દુર્દશા થાય છે. દરરોજ તેને ગાળો ભાંડીને તેનો સત્કાર કરવામાં આવે છે તોપણ તે કોઇને કશું કહેતી નથી. પણ છાનીમાની તે બધું સહન કરે છે. આખરે શું આટલા મોટા રાજભૂવનમાં હવે તેને રહેવાને

આટે થોડી જગ્યા મળવી દુર્લભ છે. શું તમારે તેની સાથે કાંઇ સંબંધ જ નથી ? શું તે ભિખારણ છે કે જ્યારે તમારી મરજીમાં આવે ત્યારે તેને રાખો અને જ્યારે મરજીમાં આવે ત્યારે કહાડી મૂકો ? જ્યારે તેને માટે અહીં જગ્યા નથી તો મારે માટે પણ હવે આ રાજમહેલમાં જગ્યા નથી એમ હું માનું છું."

રાણીએ આ સાંભળી રડવા માંડયું. થોડીવાર પછી તે બોલી:—"કોણ જાણે કે મહારાજ ક્યારે શું કરે છે ? તેમની મતલબ જ મારા જાણવામાં આવતી નથી. પણ મારે એટલું તો કહેવું જ પડશે કે "વહુની રીતભાત સારી તો નથી જ. જ્યારથી તે અહીં આવી છે ત્યારથી કોઇને સુખ ચેન પડતું નથી. મારૂં શરીર બળીને કોયલા જેવું થઇ ગયું છે. હું તેને કાંઇ કહી શકતી નથી. થોડા વખત તેના બાપને ઘેર જશે તો શું અડચણ છે ? પછી વળી જોઇ લેવાશે. તે અહીંથી પીયેર જવાથી કાંઇક સમજણી થશે. તારી શી મરજી છે તે મને કહે. તેના જવાથી જોજે કે થોડાજ દિવસમાં આપણા ઘરની શોભા બદલાઇ જશે."

ઉદયાદિત્યે આ વાતનો કાંઇ જવાબ ન આપ્યો અને કાંઇક વાર છાનોમાનો બેસી રહ્યો અને પાછી તે ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો.

રાણીએ આંસુ ભરેલી આંખોએ પ્રતાપાદિત્યની પાસે જઇને કહ્યું કે—"મહારાજ, ક્ષમા કરો, સુરમાને પીયેર મોકલવાથી ઉદય બચશે નહિ. મારા પુત્રનો કાંઇ કસુર નથી. સુરમા ડાકણ છે. તેને જાદુ કરીને તેણે પોતાને વશ કરી લીધો છે." આમ કહીને રાણી રડવા લાગી.

પ્રતાપાદિત્યે ગુસ્સે થઇને કહ્યું:—"સુરમા જો પીએર નહિ જાય તો હું ઉદયાદિત્યને કેદખાનામાં પુરીને કેદમાં રાખીશ."

આ સાંભળી રાણી મહારાજાની પાસેથી પાછી ફરી અને સુરમાની પાસે જઇ તેને કહેવા લાગી કે;—"તું ડાકણ છે, તેં જાદુ કરીને મારા ઉદયની મતિ અને ગતિનું હરણ કરી લીધું છે, તારા મંતરજંતર તારી પાસે રહેવા દે. મારા છોકરાનો જીવ બચાવ. તેં અહીં આવીને તેને બ્હેકાવીને ખરાબ કરી દીધો છે. તારેજ માટે મારો છોકરો આટલું દુઃખ વેઠે છે. શું હવે તું તેના હાથમાં હાથકડી નાંખ્યા વગર તેનો છૂટકો નહિ કરે ?"

સુરમાએ ચમકીને કહ્યું:—"હેં, શું મારે લીધે એમના પગમાં બેડી પડશે ? મા. મને વિદાય કરો, હું હમણાંજ જઉં છું."

આ પછી સુરમા તરત વિભાની પાસે ગઇ અને સર્વ હકીકત તેને કહી સંભળાવી. વિભાનું દીલ ધડકવા લાગ્યું. તેના મોંમાંથી એક અક્ષર પણ ન નીકળ્યો. સુરમાએ વિભાને ગળે વળગી પડીને કહ્યું:—"વ્હાલી વિભાબ્હેન, હું હવે જઉં છું. અહીં હવે મને ફરી કોણ બોલાવશે?" વિભા સુરમાનો હાથ પકડીને રડવા લાગી. સુરમા ત્યાંજ બેસી ગઇ. ભવિષ્યની ચિંતાથી તેનું હ્રદય બળવા લાગ્યું. "હાય! હવે શું હું અહીં આવી નહિ શકું ? હવે મને એ ફરી નહિ મળે ! જ્યાંરે હું એમને ન મળી શકું તો પછી જીવીને પણ શું કરીશ. હાય, મારૂં સર્વસ્વ લુંટાઇ ગયું. હવે શા વડે હું પ્રાણ ધારણ કરી શકીશ." આવા આવા તેના મનમાં વિચારો આવવા લાગ્યા, તેની આંખો આગળ અંધકાર જણાવા લાગ્યો. જેના ભાવિષ્યમાં તે પ્રફુલ્લ મુખ નથી, તે મધુર હાસ્ય નથી, તે કોમલ સન્માન નથી, આંખ સાથે આંખનાં, હ્રદય સાથે હ્રદયનો અને મન સાથે મનનો સંયોગ થતો નથી, સુખ દુઃખમાં સહાનુભૂતિ નથી, છાતી ભરાઇ જવા છતાં પણ જ્યાં પ્રેમનું નામ નિશાન નથી, સ્નેહની ઝલક

નહીં, હાય ! તે ભવિષ્ય કેવું જાણવું ? તે પ્રલયકાલના ભયાનક દશ્ય સમાન છે. સુરમાના માથામાં ચક્કર આવવા લાગ્યાં, છાતી ફાટવા લાગી, મોં સુકાઈ ગયું, અને મહા ચિંતામાં તેનાં આંસુ પણ સૂકાઇ ગયાં.

ઉદયાદિત્યને પોતાની પાસે આવતા જોઇ સુરમા તરત નીચે પડીને તેના પગમાં માથું મૂકી છાતીફાટ રડવા લાગી. આ જોઇ ઉદયાદિત્યનું હૃદય વ્યાકુળ થઈ ઉઠ્યું. તેણે સુરમાને હાથવતી ઝાલી ઉઠાડી, પ્રેમથી પૂછવા લાગ્યો કે,—"સુરમા શું છે ? તને મારા સમ છે સાચે સાચું કહે." સુરમા કાંઇ કહેવા ઇચ્છતી હતી પણ તેનાથી બોલી શકાયું નહિ. તે ઉદયાદિત્યના મોં સામું તાકી રહી, અને રડવા લાગી. આખરે કાંઈક ધીરજ રાખીને તે ઘણીજ દિનતાથી બોલી. "હવે હું આપનું આ મોં જોવા નહિ પામું. સાંજે આપ બારણા આગળ બેસશો તો ત્યાં હું હાજર નહિ થઇ શકું. ઘરમાં દીવો બળતો હશે તે વખતે આપ બારણા આગળ ઉભા હશો ત્યાંથી હું આવી આપનો હાથ પકડી ઉમંગથી ઘરમાં નહિ લાવી શકું. આપ જ્યારે અહીં રહેશો ત્યારે હું કાંણ જાણે કે ક્યાંય રહીશ."

સુરમાએ જે છેવટે કહ્યું કે "કાંણ જાણે કે ક્યાંય રહીશ." એ વાક્યમાં કેટલું નિરાશપણું છે. કેટલાય દૂર દૂરાન્તરના ભાવ ભરેલા છે, એ કલમવડે પ્રકટ થઇ શકે તેમ નથી. જે પ્રેમિયોને કદી એવો પ્રસંગ આવ્યો હોય તેજ તે સમજી શકે. "જ્યારે આંખોની સાથે આંખોનું મિલન માત્ર છે, ત્યારે વચમાં થયેલું અંતર જણાય છે. જ્યારે દર્શન પણ થતાં નથી ત્યારે કેટલું અંતર જણાય છે, જ્યારે ખબર મળવામાં વિલંબ થાય છે ત્યારે કેટલું

અધુ દૂર જણાય છે, પરંતુ જ્યાં એકવાર દર્શનને માટે પણ મરતી માછલીની માફક તરફડીયાં મારવા છતાં પણ દર્શન થાય ત્યારે—ત્યારે કાંઇ નહિ—આ બંને પગને છાતી સરસા બાંધીને મરી જવામાં જ સુખ છે. " આમ કહી સુરમા ચૂપ થઇ ગઇ.

## પ્રકરણ ૧૭ મું.

### સુરમાનું કપટથી ઝેર દઈ ખુન કરવું.

વાર્તાના આરંભમાંજ રૂક્મિણીની વાત આવી છે. વાચકો તેને ભૂલી નહિ ગયા હોય. આ મગળા એજ રૂક્મિણી છે. તે રાયગઢ છોડીને હવે પોતાનું નામ બદલીને અહીં યશોહરમાં એક બાજુ ઘર બાંધીને રહે છે. રૂક્મિણીમાં એક પણ ગુણ જણાતો નથી. સાધારણ ક્ષુદ્ર પ્રકૃતિની સ્ત્રીની માફક તે વિષયવાસનાથી ભરેલી છે. ઇર્ષ્યા તો તેને પોતાના ઘરની સંપત્તિજ માને છે. મોટી મોટી વાસનાઓથી તે પોતાનું મનોરાજ્ય બાંધી રહી છે. હસવું અને રડવું એ બંને તેના હોઠો ઉપર વસી રહે છે. તે જ્યારે ધારે છે ત્યારે હસે છે અને જ્યારે ઇચ્છે છે ત્યારે રડે છે. જ્યારે કોઇના ઉપર તેને ક્રોધ થાય છે ત્યારે તે પ્રચન્ડરૂપ ધારણ કરે છે. ત્યારે તે જાણે પોતાના શત્રુને દાંત અને નખથી કાપી ખાશે એવી જણાય છે, જ્યારે તેને વધુ ક્રોધ થાય છે. ત્યારે તે વધુ બોલતી નથી, પણ થર થર કંપે છે, અને જાણે તેની આંખોમાંથી અગ્નિ વરસી રહ્યો હોય તેમ જણાય છે. તેના હૃદયરૂપી કડાયામાં ગરમ તેલની માફક ક્રોધ ઉકળવા લાગે છે. જ્યારથી તે યશોહરમાં આવી છે ત્યારથી તે ભાતભાતનાં વ્રત કરવા મંડી છે. જેને તે મળે છે તેના મનનો ભાવ

તે આશ્ચર્યરૂપે સમજી જાય છે. તેના મનમાં સર્વથી પ્રબલ વાસના એ છે કે જ્યારે યુવરાજ સિંહાસન ઉપર બેસે ત્યારે તે યુવરાજના હૃદયને હસ્તગત કરી તેના હૃદયરાજ અને યશોહરના રાજ્ય બંનેની એકી સાથે વ્યવસ્થા કરી શકે. તેની એ આશા દિવસે દિવસે વધવા લાગી. તેને માટે તે અનેક પ્રકારનાં અનુષ્ટાન કરવા લાગી. જ્યારે તે સુવે છે ત્યારે પણ તેના હૃદયમાં એ આશા ઉઠેલી હોય છે. તેણે ઘણા દિવસના સતત પ્રયત્નથી રાજભૂવનના સર્વ દાસ–દાસિયોની સાથે મેળાપ કરી દીધો છે. રાજભૂવનની નાનામાં નાની વાત પણ તેને મળે છે. સુરમાનું મોં કયારે ચઢેલું છે, કયારે તે હસે છે, તેની પણ તેને ખબર મળે છે. પ્રતાપાદિત્યની કોઈ વાત તેનાથી છૂપી નથી. તે હમેશાં પોતાના મનમાં એવો વિચાર કરે છે કે કયારે મારો કાંટો દૂર થાય અને કયારે મારા મનોરથ પૂરા થાય. પ્રતાપાદિત્ય અને સુરમા એ બંને તેના માર્ગના કંટકરૂપ છે. એ એના મૃત્યુને માટે તેણે અનેક અનુષ્ટાંન કર્યાં છે. પરંતુ હજુ સુધી કાંઇ સફળતા મળી નથી. જ્યારે તે સવારે ઉઠે છે ત્યારે તેને એ જ યાદ આવે છે કેઃ—“વખતે આજે પ્રતાપાદિત્ય કે સુરમાનું અમંગલ થયાની વાત સાંભળવામાં આવશે, હા ! એ દિવસ કયારે આવે કે તે દિવસે હું એવું સાંભળું કે સુરમા બિછાના ઉપર મરેલી પડી છે.” મંત્ર તંત્ર ઉપરથી તેનો જીવ હવે ઉઠતો જાય છે. તેની અધિરતા પલે પલે વધવા મંડી છે. તે ઇચ્છે છે કે શી રીતે ઉદયાદિત્યને ફસાવી શકું અને તેને પોતાનું રમકડું બનાવી દઉં. એવો વિચાર કરતાં કરતાં તે ઘણી વખત પોતાના હોઠ એવી રીતે દબાવે છે કે તેમાંથી લોહિ પણ નીકળે છે.

રૂક્મિણીએ જ્યારે સાંભળ્યું કેઃ—“સુરમાના ઉપર રાજા અને

રાણીનો ક્રોધ દિવસે દિવસે વધતો જાય છે, અને એ બંને તેના ઉપર એવાં ગુસ્સે થઈ ગયાં છે કે સુરમાને રાજભુવનમાંથી કહાડી મૂકવાનો વિચાર કરે છે." ત્યારે આ સાંભળી તેના આનંદનો પાર રહ્યો નહિ: પરંતુ જ્યારે તેણે જોયું કે સુરમા હજુ ગઈ નથી ત્યારે તે સુરમાને દૂર કરવાનો સુગમ ઉપાય શોધવા લાગી.

રાણીને જયારે ખબર પડી કે મંગલા નામની એક વિધવા સ્ત્રી તંત્રમંત્ર અને અનેક પ્રકારની જડીબુટીઓ જાણે છે, ત્યારે તેણે વિચાર કર્યો કે:–સુરમાને અહીંથી પીયેર મોકલતા પહેલાં ઉદયાદિત્યનું મન તેના ઉપરથી ખસેડી લેવું એ સારૂં છે, તેથી તેણે માતંગિની નામની દાસીને મંગલાની પાસે જડીબુટી લેવાને માટે મોકલી.

મંગલા અનેક પ્રકારની જડીબુટી લઇને અને મંત્ર ભણીને દવા તૈયાર કરવા લાગી. આ નિઃશબ્દ રાનમાં, નગરના આ નિર્જન પ્રાંતમાં, એક બંધ ઘરમાં દવા ખાંડવાનો અવાજ થવા લાગ્યો. તે રાત્રે માત્ર તેજ અવાજ તેનો સંગી હતો. તે શબ્દ જાણે તેના નર્તનશીલ ઉત્સાહના નૃત્યમાં તાલ દેવા લાગ્યો. તે તાલ ઉપર તેનો ઉત્સાહ વધુ તીવ્ર ગતિથી નાચવા લાગ્યો. તેની આંખમાંથી ઉંઘ કોણ જાણે કે ક્યાં જતી રહી.

દવા તૈયાર કરતાં પાંચ દિવસ લાગ્યા. દવા એક પ્રકારની ઝેરી હતી. તેને એટલા બધા દિવસ લાગવાની જરૂર નહોતી, પરંતુ સુરમાની મરતી વખતે યુવરાજના મનમાં દયા ન આવે તે માટે મંત્ર ભણવામાં અને ટૂચકો કરવામાં તેને વધુ વખત લાગ્યો હતો.

પ્રતાપાદિત્યની સલાહ લઇને રાણીએ સુરમાને કેટલોક વધુ વખત અહિં રહેવા દીધી. હાય ! સુરમા ચાલી જશે, વિભાને ચારે તરફ દુઃખનો અપાર સમુદ્ર જણાવા લાગ્યો. તે હવે દરરોજ સુરમાની પાસે

બેસી રહે છે. તે હમેશાં છાનીમાની છાયાની માફક સુરમાની પાછળ પાછળ ફરે છે. જેમ જેમ દિવસ વિતતા જાય છે તેમ તેમ વિભા સુરમાને પોતાના હૃદયમાં અત્યંત ભાવથી ચ્હાવા લાગી. જાણે તેના પ્રીતિના પાત્રને કોઇ જબરદસ્તીથી ખેંચી જતું હોય તેમ તેને લાગવા માંડયું. તે જે તરફ જુવે છે તે તરફ અંધારૂંજ તેને જણાવા માંડયું. સુરમાને પણ હવે ચારે તરફ શૂન્યકાર જણાવા લાગ્યો. તેને હવે ઉત્તર, પશ્ચિમ કે પૂર્વ દક્ષિણનું જ્ઞાન રહ્યું નથી. તેને માટે હવે સંસારની સઘળી દિશાઓ એક થઈ ગઈ છે તે ઉદયાદિત્યના પગ પાસે પડી રહે છે, તેના ખોળામાં સૂઈ જાય છે, તેના મોં સામે તાકી રહે છે. તે બીજું કાંઇ કરતી નથી. તે વિભાને કહે છે કે, "વિભા, હું તમારી પાસે મારૂં સર્વસ્વ મૂકી જઉં છું." આમ કહી તે બંને હાથ વડે મોં ઢાંકીને રડવા મંડે છે.

દિવસનો ત્રીજો પહોર થયો છે. કાલે સવારે સુરમાને જવાનું છે. જેથી તેણે પોતાના ઘરની સર્વ વસ્તુઓ એકએક કરીને વિભાને સોંપી દીધી. ઉદયાદિત્ય સ્થિર અને દૃઢ પ્રતિજ્ઞ ભાવથી બેઠા છે. તેણે નક્કી વિચાર કરી રાખ્યો છે કેઃ—અનશે તો સુરમાને અહીંજ રાખવી નહિ તો તેની સાથે તેણે પણ જવું. જ્યારે સાંજ પડી ત્યારે સુરમાનો જીવ ગભરાવા લાગ્યો. તેના બંને પગ થથરવા લાગ્યા. આંખો લાલ થઇ ગઈ. તે શયનગૃહમાં જઇ સુઇ રહી અને બોલીઃ—"વિભા, વ્હાલા, જલ્દી કરો. એમને એકવાર અહીં બોલાવો, હવે વાર લગાડો નહિ."

ઉદયાદિત્ય એ ખંડના દ્વાર પાસે આવ્યો કે તરત સુરમા બોલી ઉઠી કે;—"આવો, આવો, મારો જીવ કેમ ગભરાય છે?" આમ કહી તેણે પોતાના બે હાથ પહોળા કર્યા. ઉદયાદિત્યને પાસે આવેલો

જોઇ તેણે તેના બંને પગ પકડી લીધા. ઉદયાદિત્ય બેસી ગયો. સુરમા ઘણા કષ્ટથી શ્વાસ લેતી હતી. ઉદયાદિત્યે ભયથી બુમ મારી કેઃ—" સુરમા, સુરમા ! સુરમાએ ઘણીજ ધીરેથી આંખ ઉઘાડી. ઉદયાદિત્યના મોં તરફ જોઈ બોલી, " કેમ પ્રિયતમ ! "

ઉદયાદિત્યે પૂછ્યું:—" કેમ, તને શું થાય છે ? "

સુરમા—" મને લાગે છે કે મારો અંતકાળ નજીક આવ્યો છે. "

આમ કહીને તે ઉદયાદિત્યને ગળે વળગવા માટે હાથ ઉંચા કરવા ગઇ પણ હાથ ઉંચા ન થયા. તે ઉદયાદિત્યના મોં સામે સ્થિરદૃષ્ટિથી તાકી રહી. ઉદયાદિત્યે બંને હાથે સુરમાનું માથું ઉંચું કરીને કહ્યું:—" સુરમા, તું મને છોડીને ક્યાં જાય છે; હવે મારે કોઇનો પણ આધાર રહ્યો નહિ. "

સુરમાની આંખમાંથી ખળખળ આંસૂ ગરવા લાગ્યાં. તેણે વિભાના મોં સામે ઉંચી નજર કરીને જોયું. વિભા તે વખતે બેશુદ્ધ જેવી બની સુરમાના મોં સામે ટગર ટગર જોયાં કરતી હતી. જ્યાં રાતદિવસ સંધ્યાકાળે સુરમા અને ઉદયાદિત્ય બેસતા હતાં તે બારી ઉઘાડી હતી. આકાશમાં તારા જણાવા લાગ્યા, હવા મંદ પડી ગઇ; રાજભૂવનમાં દેવસ્થાનની ઘડીયાળ, ઘંટ ને શંખ વાગી ગયા. સુરમાએ ઉદયાદિત્યને ધીમા સ્વરે કહ્યું:—" મારી જે કાંઇ ભૂલચૂક થઇ હોય તે ક્ષમા કરજો. હું આપની પાસેથી કાંઇ સાંભળવાની ઇચ્છા રાખું છું. મારૂં માથું ફર્યા કરે છે. હવે આંખોથી બરોબર દેખાતું નથી. "

ધીમે ધીમે આ વાત આખા રાજભૂવનમાં ફેલાઈ ગઇ કે, ' સુરમા પોતાના હાથે ઝેર ખાઇને મરવા પડી છે. ' રાણી દોડીને

ત્યાં આવી. હવેલીના સર્વ લોકો દોડી આવ્યા. રાણી સુરમાના મોં સામું જોઇ રડવા લાગી અને બોલી:—"સુરમા, મારી રાણી, તું અહીં રહે. તને જવાનું કોણ કહે છે? તું કંઈ જઇશ નહિ. તું મારા ઘરની લક્ષ્મી છું." સુરમાએ તેવીજ બેશુદ્ધિમાં સાસુના પગની ધૂળ માથે ચઢાવી. રાણી ઘાંટા પાડીને રડતી રડતી વિલાપ કરવા લાગી. અરે તું વગર સમજે ગુસ્સે થઇ આ શું કરી બેઠી રે..."

આ વખતે સુરમાનો કંઠ સૂકાઇ ગયો હતો. તે કાંઇક બોલવા જતી હતી પણ બોલી શકાયું નહિ. જ્યારે બે ઘડી રાત બાકી રહી ત્યારે વૈદે કહ્યું કે:—"હવે તેનો જીવનદીપ બુઝાઈ ગયો છે." આ સાંભળી વિભા—"શું થયું રે દાદા" કહેતી સુરમાના શરીરે વળગી પડી રડવા લાગી. જોતજોતામાં સ્હવાર થઇ ગયું.

ઉદયાદિત્ય સુરમાનું માથું પોતાના ખોળામાં લઇને જે બેઠો હતો તે હજુ સુધી બેઠોજ છે.



## પ્રકરણ ૧૮ મું.

### વિભાને સાસરે મોકલવાનો ઠરાવ.

સુરમા હવે આ સંસારમાં નથી પણ વિભા એમ સમજતી નથી. તે હજુ સુરમા મરી ગઈ નથી પણ જીવેજ છે એવું સમજે છે. સુરમાનો ચહેરો પલભર પણ તેના મનમાંથી ખસતો નથી. જાણે કે સુરમા તેને મળવાને માટે હમણાં જ આવતી હોય તેમ સુરમાને જોવાને તેની આંખો તલસી રહે છે. તે જાણે કે સુરમાને શોધતી હોય તેમ ઘેરે ઘેર ફર્યા કરે છે. માથું જોવરાવાને-ચોટલો વાળવાને

માટે પણ તે સુરમાની વાટ જોઇ બેસી રહે છે. જાણે કે હમણાં સુરમા આવશે અને ચોટલો વાળી ચાંલ્લો કરશે. આમ વિભા કલાકના કલાક તેની રાહ જોઇ બેસી રહેવા લાગી. સાંજ પડી, રાત પણ વીતિ ગઇ, છતાં વિભા તો જ્યાંની ત્યાં છાનીમાની ગાલ ઉપર હાથ મૂકીને બેસી રહી છે. જાણે કે હવે સુરમા ન આવી તેથી વિભાની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તે રડવા લાગી તોપણ સુરમા ન આવી. વિભાનું મોં જરા ઉદાસ જુવે કે તરતજ સુરમા તેની પાસે આવતી અને તેને ગળે વળગી પડતી, આજે વિભાએ છાતીફાટ રડવા છતાં પણ તે ન આવી, તેનાં દર્શન પણ ન થયાં.

ઉદયાદિત્ય સુરમાના વિયોગમાં ઝુરી ઝુરીને અડધો થઈ ગયો છે. જાણે કે તેના શરીરમાંથી અડધો પ્રાણ નીકળી ગયો હોય અને અડધો બચી ગયો હોય એવો તે જણાવા લાગ્યો. સુરમા દરેક ઉત્તમ કામમાં તેના ઉત્સાહ અને આશાને વધારતી હતી. જે તેના મંત્રીનું કામ કરતી હતી, જેનું મૃદુ હાસ્યવાળું મુખ તેના જીવનના આનંદમાં વૃદ્ધિ કરતું હતું. તે હવે ચાલી ગઇ છે. જ્યારે તે સુરમાના શયનગૃહમાં જતો ત્યારે તે તૃષિતનયનોએ એકવાર ચારે તરફ કોઇને જોતો હોય તેમ જણાતું. જ્યારે કોઇ જણાતું નહિ ત્યારે તે ધીમે ધીમે બારી આગળ આવી બેસતો હતો. અને જે જગ્યાએ સુરમા બેસતી તે જગ્યા ખાલી પડી રહેતી. આકાશમાં હાલ પણ ચમકદાર ચાંદની ખીલી રહેલી છે, સામે સુશોભિત ઉપવન પણ છે. પવન મંદ મંદ આવ્યાં કરે છે. ઉદયાદિત્ય આંખ બંધ કરીને મનમાં ને મનમાં વિચાર કરે છે કેઃ—"શું આ સુલલિત સંધ્યાકાળ વખતે સુરમા અહીં નહિ આવે ?"

ઘણીવાર તે સુરમાના જેવો અવાજ સાંભળી ચમકી ઉઠતો. જો

કે તે અસંભવિત માનતો હતો છતાં ચારે તરફ તેને જોવાને માટે નજર નાંખતો હતો. ઘણીવાર બિછાના પાસે જઇ જોતો કે કોઇ છે કે નહિ. જે ઉદયાદિત્ય આખો દિવસ પોતાના અનેકાનેક સાધારણ કામોની પાછળ વ્યગ્ર રહ્યા કરતો હતો, જે ગરીબ પ્રજાના ઉપર ઉપકાર કરવાની વાતનો વિચાર કર્યા કરતો હતો, તે ઉદયાદિત્ય હવે છાનોંમાનો બેસી રહીને સમય વિતાવવા લાગ્યો. જ્યારે પ્રજા પોતાના બાગમાંથી અનેક પ્રકારનાં ફળફુલ અને શાકભાજી લાવતી હતી ત્યારે તે ઘણીજ પ્રસન્નતાથી તે ઉપહારને ગ્રહણ કરતો હતો અને તેને ઉત્તમ સલાહ આપતો હતો. હવે તે બધી વાતોમાં ઉદયાદિત્યનો જીવ ચોટતો નથી. હવે તે એક પણ કામ ઉત્સાહથી કરતો નથી. સાંજ પડતાં તેને અત્યંત ખેદ થતો, અને માંદા માણસની માફક ધીમે ધીમે ચાલીને પોતાના સુવાના ખંડમાં જતો હતો. ઘણીવાર તે એવી આશા રાખતો હતો કે વખતે શયનગૃહનું બારણું ઉઘાડતાં જાણે સુરમા બારણા આગળ બેસીને મારા આવવાની વાટ જોઇ રહી હશે.

જ્યારે તે વિભાને ઉદાસ મોંથી આમતેમ એકલી ફરતી જોતો, ત્યારે તે શોકથી વ્યાકુળ થઇને રડી પડતો. અને તેને ઘણા સ્નેહથી બોલાવીને પોતાની પાસે બેસાડતો હતો. વિભાને શાંત પાડી સુરમાની સ્નેહની ઘણી વાતો સંભળાવતો હતો. વિભા ભાઇને શોકાકુલ જોઇ રડી પડતી. એથી ઉદયાદિત્યની આંખોમાં પણ આંસુ ભરાઇ આવતાં.

એક દિવસે ઉદયાદિત્યે વિભાને બોલાવીને કહ્યું કેઃ—" વિભા ! આ હવેલીમાં હવે તારે કોઇની સાથે હળી મળીને બેસવાનું નથી. જો તારી મરજી હોય તો હું તને સાસરે મોકલવાનો બંદોબસ્ત કરૂં." વિભા, તું તારા મનની વાત મને કહે, મને કહેવામાં સંકોચ ન રાખવો. હવે કોણ છે કે જેની આગળ તું તારા મનની વાત કહી શકીશ."

આ સાંભળી વિભા કાંઇ ન બોલી પણ માથું નીચું ઘાલીને ચૂપ થઇ બેસી રહી. તે કુળવાન હોવાથી પોતાના મોંઢે પોતાને સાસરે જવાની ઇચ્છા છે એ શી રીતે કહી શકે? હવે તેને તેના બાપને ઘેર રહેવાની ઇચ્છા નહોતી. પણ કરે શું? પોતાના મનની વાત તે કોને કહે? સંસારમાં જે તેને માટે એક માત્ર સુખની જગ્યા છે ત્યાં—ચંદ્રદ્વીપમાં જવાને માટે શું તેનું ચિત્ત ચંચળ નહિ થતું હોય? પરંતુ ત્યાંથી હજુ સુધી કોઇ વિભાની ખબર લેવાને આવ્યું નથી, વિભા વગર બોલાવ્યે પોતાની મેળે સાસરે જવાની વાત શીરીતે કહી શકે?

ઉદયાદિત્યે વખત જોઇને વિભાને સાસરે મોકલવાની વાત પોતાના પિતાને કહી સંભળાવી પ્રતાપાદિત્યે જવાબ આપ્યો કે:—"વિભાને સાસરે મોકલવાને મને કાંઈ અડચણ નથી, પરંતુ તે લોકો જો વિભાને આદરમાનને પાત્ર સમજતા હોતતો તેને તેડવાને માટે ત્યાંથી કોઈ આવ્યું હોત. આપણે શી ઉતાવળ છે કે વિભાને વગર તેડે સાસરે મોકલી દઇએ."

રાણી વિભાની અવસ્થા જોઇ રડે છે. વિભાનું દુઃખ તેનાથી જોઇ શકાતું નથી. વિભાને સધવાવસ્થામાં જ વૈધવ્યનું દુઃખ ભોગવવું પડે છે, તે તેની મા શી રીતે જોઇ શકે?

વિભાનું ઉદાસ મોં જોઈ રાણીના હૃદયમાં બરછી ખોસી હોય તેમ થાય છે તે સિવાય તે પોતાના જમાઈના ઉપર પણ ઘણું હેત રાખે છે. કદી નાનપણમાં તેનાથી કંઇ કસુર થઈ ગઇ હોય તો તેથી તેને એવી મોટી શીક્ષા કરી શકાય?

મહારાજાનો આ અન્યાય મહારાણીથી સહન ન થઇ શક્યો.

તેણે મહારાજની પાસે જઇને વિનયપૂર્વક કહ્યું કે:—" મહારાજ, વિભાને તમે હવે સાસરે મોકલો તો સારૂં."

મહારાજાએ ગુસ્સે થઈને કહ્યું કે:—" એ એકની એક વાત મેં ઘણીવાર સાંભળી છે, માટે હવે હું વધુવાર સાંભળવા ઇચ્છતો નથી. જ્યારે ચંદ્રદ્વીપથી કોઇ વિભાને તેડવા આવશે ત્યારે વિભાને મોકલીશું નહિતો નહિ."

રાણી—" છોકરીને બહુ દિવસ સુધી અહીં રાખવાથી લોક શું કહેશે ?"

પ્રતાપાદિત્ય—" અને આપણે તેને સાસરે મોકલીએ અને રામચંદ્રરાય તેને ઘરમાં પગ મૂકવા ન દે તો તે વખતે લોકો શું કહેશે ?"

રાણીએ રડતાં રડતાં કહ્યું:—" જેમ આપના મનમાં આવે તેમ કરો. હું જઉં છું. એમ કહીને રાણી ત્યાંથી ઉઠીને અંદર ચાલી ગઈ.

## પ્રકરણ ૧૯ મું.

### વિભાને તેડવા માટે રામમોહનનું જવું.

રાજા રામચંદ્રરાયને પોતાના માન અપમાનને માટે ઘણી જ સૂક્ષ્મ દૃષ્ટિ રહ્યાં કરતી હતી. તે એક વખતે ગાડીમાં બેસી ફરવા નીકળ્યો હતો, ત્યાં બે માણસો સામેના ઘરમાં બેસી પોતાનાં કપડાં ધોતા હતા તે ગાડીને જોઈ ઉભા ન થયા તેથી રાજાએ પોતાનું અપમાન થયું સમજી તેમને સખત સજા કરી હતી. એકવાર તેણે યશોહરમાં પોતાના સસરાના એક નોકરને કાંઈ કામ કરવાનો હુકમ કર્યો હતો, તે નોકરને તે કામની સાથે બીજાં ઘણાં કામ કરવાનાં હતાં તેથી

બીજા કામમાં તે રાજા રામચંદ્રરાયનું કામ ભૂલી ગયો. જેથી મહામાની રામચંદ્રરાય એમ સમજ્યો કે સાસરાના નોકરો તેનો હુકમ માનતા જ નથી, તે નોકરને તેના માલીકે એવું કહ્યું હશે, નહિ તો તે એવી બેઅદબી કરે નહિ. બીજું સદેહનું કારણ એ હતું કે તે દિવસે સવારે ઉદયાદિત્ય તેજ નોકરની સાથે કાંઇ છાનીમાની વાત કરતા હશે, તે બન્ને જણ તેનું અપમાન કરવાનીજ વાત કરતા હશે નહિ તો બીજી શી વાત તેમને કરવાની હતી?

એક દિવસ ઘણાં છોકરાં એકઠાં થઇને માટીના ઢગલાનું સિંહાસન બનાવી, કોઇ રાજા થયો, કોઈ મંત્રી, કોઇ સભાસદ અને બીજા પણ એવાજ નોકરો બનીને રાજ દરબારનું અનુકરણ કરવાના ખેલ ખેલી રહ્યા હતા. જયારે એ વાત રાજા રામચંદ્રરાયને મળી ત્યારે તે છોકરાંના બાપને બોલાવીને તેમની તેણે સખત ખબર લીધી હતી.

આજે રાજા રામચંદ્રરાય ગાદી ઉપર બેસી હુકો ગડગડાવે છે. સામે એક ભયભીત ગુન્હેગાર ઉભેલો છે તેનો કેસ આજે ચાલવાનો છે. તેનો અપરાધ એ હતો કે તે માણસે પ્રતાપાદિત્ય અને રામચંદ્રરાયની વચ્ચે જે બનાવ બન્યો હતો તે કોઇની મારફતે સાંભળીને તે વાતની પોતાની મંડળીમાં ચર્ચા કરી હતી. એ વાત તેના કોઇ દુશ્મને રાજાને કહી દીધી. એ સાંભળી રાજાએ ઘણાજ ગુસ્સે થઇને તેને પકડી મંગાવ્યો. એ ગુન્હા માટે તેને ફાંસી દેવી કે દેશ પાર કરવો તેનો આજે વિચાર કરવાનો છે.

રાજાએ કહ્યું:—"સાલા, તારો આટલો બધો મીજાજ!"

ગુન્હેગાર—"મહારાજના સોગન છે. મારો કાંઇ પણ ગુન્હો નથી."

મંત્રી—"ચૂપ રહે સાલા, પ્રતાપાદિત્યની સાથે અમારા મહારાજની બરોબરી કરે છે?

દીવાન—"આ સાલાને ખબર નથી, કે જ્યારે પ્રતાપાદિત્યના બાપ પહેલવહેલા રાજા બન્યા ત્યારે તેમને રાજતિલક માટે અમારા મહારાજા સ્વર્ગીય પિતામહની પાસે ઘણીજ આજીજી કરવી પડી હતી. જ્યારે તેણે હાથ જોડીને ઘણીવાર વિનતિ કરી ત્યારે તેમણે પોતાના ડાબા પગના અંગુઠાં વડે તેના માથા ઉપર ટીકા કર્યો હતો."

• રામો—મોં વાંકુ કરીને બોલ્યો:-"હં, વિક્રમાદિત્યના છોકરા પ્રતાપાદિત્યને રાજા થયે હાલ બે પેઢી થઇ છે. પ્રતાપાદિત્યનો પિતા-કાચબો હતો, કાચબાનો છોકરો થયો જુઓ. જુઓ પ્રજાઓનું લોહી ચૂસી ચૂસીને ફુલી ઉઠયો. તે જુવાનો પુત્ર તે પ્રતાપાદિત્ય, કે જે આજે સાપની માફક ફુફાડા મારવાનું શીખ્યો છે. અમે વંશપરંપરાથી અહીં રાજદરબારમાં નોકરી કરતા આવ્યા છીએ, અમે સાપોલીયાં છીએ. શું સાપને ન ઓળખીયે? રામાની વાતથી અત્યંત પ્રસન્ન થઇને રામચંદ્રરાય વિકસિત થઇ હુકો ગગડાવવા લાગ્યો. આજકાલ દરબારમાં દરરોજ પ્રતાપાદિત્યની ઉપર એક બે વાર વાકૃબાણનો વર્ષાદ જરૂર થાયજ છે. પ્રતાપાદિત્યને લક્ષ્ય બનાવીને તેના ઉપર ભરપુર વચનરૂપી બાણોનો વર્ષાદ પડતાં જ્યારે સભાસદોના મોં રૂપી તીરો શર શૂન્ય થઇ જાય છે ત્યારે દરબાર બરખાસ્ત થાય છે.

અપરાધીને માટે આજનો દિવસ ઉત્તમ છે. તેના ઘણા રડવા કકળવાથી પરમ પ્રતાપી રાજા રામચંદ્રરાયે હુકમ કર્યો કે:—"સારૂ, જાવ આ વખતે છોડી દઉં છું. હવેથી ફરી કદી આ વાત મોંમાંથી કહાડી તો તારી વાત તું જાણયો."

પછી જેટલા દરબારી હતા તે સર્વે મહારાજાનો જયજયકાર બોલાવીને ઘેર ચાલ્યા ગયા. માત્ર મંત્રી અને રામો બેજ રાજાની પાસે બેસી રહ્યા. પછી પ્રતાપાદિત્યની વાત નીકળી.

રામે કહ્યું:—"મહારાજ, આપતો ચાલ્યા ગયા, પણ આ તરફ બિચારા યુવરાજ ઉપર મહાસંકટ આવી પડયું. રાજાનો વિચાર તો એ હતો કે છોકરી વિધવા થશે તો તેના હાથે જે સોનાનો ચૂડયો છે તેને વેચીને રાજ ભંડારમાં વધારો કરીશ. પણ યુવરાજે તેમાં વિઘ્ન ન નાંખ્યું તેથી તેની દુર્દશા થવામાં બાકી ન રહી."

આ સાંભળી રાજા હસવા લાગ્યો. મંત્રીએ કહ્યું:—"મહારાજ, સાંભળ્યું છે કે પ્રતાપાદિત્ય આજકાલ ઘણા જ અફસોસથી સૂકાઈ ગયો છે. આપ તેની છોકરીને કંઇ છોડી ન દો. એ ચિંતાથી તેને ભૂખ લાગતી નથી કે આંખોમાં ઉંઘ આવતી નથી.

રાજા—"ખરેખર?" આમ કહી રાજા હસતો હસતો આડો પડયો. તેને આવી વાતોથી ઘણોજ આનંદ પડતો હતો.

મંત્રી—"મેં પ્રતાપાદિત્યને કહેવરાવી મોકલ્યું છે કે હવે તેની છોકરીને અહીં ન મોકલવી. અમારા મહારાજાએ જે તેને ઘેર લગ્ન કર્યું છે, તેથીજ તેની આબરૂ વધી છે, તેની સાત પેઢીનો ઉદ્ધાર થયો છે. છતાં પણ તે ઇચ્છે છે કે આપણા મહારાજ તેની છોકરીને ઘેર લાવીને પોતાના ઘરની પ્રતિષ્ઠાને બગાડે. તેણે એટલું બધું પુણ્ય હજુ કર્યું નથી કે તેની છોકરી ચંન્દ્રદ્વિપના રાજભૂવનની અધિકારિણી થાય. કેમ રામા ઠાકુર બરોબર છે ને?"

રામો—"હાં ભાઇ, તેમાં શો શક? મહારાજાએ જે કાચડમાં પગ મૂકયો છે, એતો કીચડનું ભાગ્ય સમજવું. પણ તેથી શું, ઘરમાં પેસતી વખતે તો પગ બહાર ધોઇનેજ અંદર આવશે ને."

આથી બધા ખડખડાટ હસવા લાગ્યા. પ્રતાપાદિત્ય અને ઉદયાદિત્યની કાલ્પનિક મૂર્તિયો સામે રાખીને તેના ઉપર અયોગ્ય વાક્યબાણોનો વર્ષાદ વરસાવવા માંડયો. ઉદયાદિત્યનો શો અપરાધ હતો

તે તો કંઇ જાણવામાં આવ્યું નથી. તેણે તો પોતાના માટે અપમાન કે વિપત્તિની કાંઇ પણ પરવા ન કરીને રામચંદ્રરાવનો જીવ બચાવ્યો હતો. જીવ બચાવવાની વાત તો ક્યાં ગઇ, પણ તે પ્રતાપાદિત્યનો પુત્ર કેમ થયો એ અપરાધથી રામચંદ્રરાયે તેની વાત કહાડીને તેને ગાળો ભાંડવા માંડી. રામચંદ્રરાય હૃદયનો કઠોર હતો કે નહિ એ જુદી વાત છે, પણ તે એક સંકીર્ણ હૃદયનો માણસ તો જરૂર હતો જ. તેનો સ્વભાવ ઘણોજ હલકો હતો. ઉદયાદિત્યે જે તેનો જીવ બચાવ્યો તેથી તેનો તે કૃતજ્ઞ તો નથી, પણ તે સમજતો હતો કે ઉદયાદિત્યે પોતાના લાભની વાત સમજીને એમ કર્યું હશે. એમ ન હોવું એ એને માટે કદાચિત હાનિપ્રદ થાત એમ તે સમજતો. રામચંદ્રરાયની ઉપર કોઇ સંકટ આવી પડે તો સર્વલોક પોતાની મેળે જ તેના રક્ષણને માટે તત્પર થશે, તેના પગમાં કાંટો વાગતાં સંસારના સર્વ લોકોના હૃદયમાં બરછી વાગ્યા જેવી વેદના થતી હશે એવી તેની ધારણા હતી. તે એમ નહોતો જાણતો કે સંસારમાં એક ક્ષુદ્રમાં ક્ષુદ્ર માણસ પણ પોતાના દુઃખની આગળ મહારાજા રામચંદ્રરાયના દુઃખને તણખલાની બરોબર પણ પોતાના મનમાં સમજતા નહિ હોય. રામચંદ્રરાય ખુશામતિયાઓની પ્રશંસારૂપી ત્રાજવાના એક પલ્લામાં પોતાને અને બીજા પલ્લામાં આખા જગત્‌ને ચઢાવીને વજનમાં પોતાને જ ભારે સમજતો હતો એથી તે પોતાને સર્વોપરી માની બેઠો છે એથી કોઈના ઉપર તેની કૃતજ્ઞતાનો ઉદય થતો નથી. તે ઉપરાંત ઉદયાદિત્યના ઉપર કૃતજ્ઞતાનો ઉદય ન થવામાં એક બીજું એ કારણ છે કે રામચંદ્રરાય સમજે છે કે ઉદયાદિત્યે પોતાની બહેનને લીધેજ તેને બચાવ્યો છે. નિઃસ્વાર્થભાવથી તે તેનો પ્રાણ કદાપિ પણ બચાવત નહિ. જો કદાચિત રામચંદ્રરાયના હૃદયમાં કૃતજ્ઞતાનો

ઉદય થાત તો પણ તે ઉદયાદિત્યને ગાળો દેવાને ન ચૂકત. કારણકે જ્યાં દસ માણસો મળીને એક માણસની મશ્કરી કરે છે અને જ્યાં રામો જાતે મશ્કરી કરવાને અગ્રેસર હોય છે, ત્યાં તે માણસોનાં મોં બંધ કરવાં યા તે લોકોને વાત કરવાની તક ન આપવી એ તેની મર્યાદાની બહારની વાત હતી. તે સમજતો હતો કે એમ ન કરવાથી લોક તેને મૂર્ખ માનશે.

વિભાના ઉપર હજુ પણ રામચંદ્રરાયનો કાંઇક અનુરાગ છે. વિભા સુંદરી છે, સુશીલા છે, યુવાવસ્થામાં હાલજ તેણે પગ મૂકયો છે, રામચંદ્રરાયની સાથે વિભાનો હજુ પૂર્ણ રીતે પરિચય પણ થયો નથી. પ્રતાપાદિત્યના અપમાનનો બદલો લેવાના અભિપ્રાય માટે જ્યારે તે વિભાની શય્યા ઉપર મોં ફેરવીને સુઇ રહ્યો હતો, જ્યારે પ્રથમની ઉંઘ તૂટી જવાથી અડધી રાતે તેણે જોયું કે વિભા પથારીમાં રડયા કરે છે, તેના મુખચંદ્રને ઉદાસ જોઇને જાણે ચંદ્રમા બારીમાં થઇને પોતાના કિરણોદ્વારા તેનાં આંસુઓ લોહી રહ્યા છે. તેની અર્ધી ઉઘડેલી છાતી રહી રહીને કંપી ઉઠે છે, તેના પાતળા, કોમળ હોઠ નવપલ્લવની માફક ધીમે ધીમે હાલ્યા કરે છે એ જોઇ એકાએક તેના હૃદયમાં દયા ઉભરાઇ આવી. તેણે વિભાના મસ્તકને પોતાની છાતી સરસું ચાંપ્યું, તેની આંખનાં આંસૂ લૂંસી નાંખ્યાં. વિભાના સરસ હોઠપર ચુંબન કરવાને તેનાં હૃદયમાં એક પ્રકારનો આવેગ થઇ આવ્યો. તે વિભાની નવી જુવાનીની શોભા જોઇને ચકિત થઇ ગયો. તેના આખા શરીરમાં જાણે એક પ્રકારની વીજળી ઉત્પન્ન થઇ, વિભાના ઉપર તેને એક પ્રકારનો અત્યંત મોહ ઉત્પન્ન થયો. તેના અર્ધ મુદિત નયનકમલોની કોરમાં જળની રેખા દેખાવા લાગી. ઉમંગથી તેનું હૃદય ઉછળવા લાગ્યું. તે વિભાનું મુખ ચુમ્બન કરવાને

માટે અધીર થઇ ગયો. એ વખતે બહારથી કોઇએ બારણું ખખડાવ્યું. આવા અપૂર્વ સુખ–સંભોગની વખતે તેને ઘોર વિપત્તિની વાત સાંભળી. તેની મનની વાત મનમાં જ રહી. તેના હૃદયનો તે વખતનો પ્રથમ વિકાસ, તેની તે વાસનાનો પ્રથમ ઉછાળો, અને તે વખતની તેના અતૃપ્ત નયનોની સ્નેહ ભરી દૃષ્ટિ તરસી ને તરસી રહી ગઇ. તેની સર્વ આશાઓ તેના મનમાં જેમની તેમ રહી ગઈ. તે વખતે તે વિભાની રૂપરાશીનો ઉપભોગ ન કરી શક્યો. તે સ્થાયી પ્રેમનો ભાવ તેના હૃદયમાં થોડો જ ઉદય થયો હતો ? રામચંદ્રરાયના સંકુચિત હૃદયમાં તે પ્રેમનો ઉદય થવો સંભવિત નહોતો. કોઇ એક ભોગ–સામગ્રીને માટે વિષયી મનુષ્યોના ચિત્તની થોડીવારને માટે જે લોલુપતા થાય છે તેજ પ્રકારનો ભાવ રામચંદ્રરાયના મનમાં ઉત્પન્ન થયો હતો; જે હોય તે ખરૂં, ગમે તે કારણથી હો, ગમે તો જુવાનીને લીધે હોય કે ગમે તેમ પણ વિભાના પ્રતિ તેના ચિત્તમાં પ્રીતિ ઉત્પન્ન થઈ હતી. વિભાને એકવાર મળવાને માટે તેના ચિત્તમાં એકવાર ઉત્કંઠા થઈ હતી. પણ ખરી વાત એવી હતી કે જો તે હાલ વિભાને તેડવા માટે કોઇને મોકલે તો લોક તેને માટે શું કહેશે તેનો તેને ડર હતો. સભાસદો તેને સ્રીલોલુપ અને સ્રીઆસક્ત સમજશે, મંત્રી ગુસ્સે થશે તો રામો ભરદરબારમાં મશ્કરી કર્યા વગર રહેશે નહિ. બીજું તેના મનમાં એ હતું કે જો વિભાને અહીં તેડાવીએ તો પ્રતાપાદિત્યને પછી શી સજા થઈ. વિભાનો ત્યાગ કર્યા વગર સાસરાને અપમાનનો બીજો બદલો શો આપી શકાય તેમ હતું, એવીજ અનેક વાતોનો વિચાર કરીને વિભાને બોલાવવાનું સાહસ તે કરતો નહિ. અને એટલું જ નહિ પણ દરબારમાં જે લોકો વિભાની વાત કહાડીને હસતા તેને પણ રોકવાનું તે સાહસ કરી શકતો નહિ. પણ તે

ઠઠ્ઠા મશ્કરીમાં તે જાતે પણ ભાગ લેતો હતો તેમાં પ્રતાપાદિત્યની વધુ માનભંગની વાત સાંભળીને તે ઘણોજ ખુશ થતો હતો. રામો અને મંત્રી જ્યારે ત્યાંથી ચાલ્યા ગયા ત્યારે રામમોહને તેની પાસે આવીને હાથ જોડીને કહ્યું કેઃ—" મહારાજ ! "

રાજા—" કેમ રામમોહન ! "

રામમોહન—" હુકમ હોય તો આ તાબેદાર મહારાણીને તેડી લાવે. "

રાજા—" એમ કેમ ? "

રામમોહન—" અંદર મહેલ સૂનો લાગે છે તે મારાથી જોવાતો નથી. હું જ્યારે અંદર હવેલીમાં જઉં છું ત્યારે મહારાજના ઘરમાં કોઇને ન જોઇને મને અત્યંત દુઃખ થાય છે. મારી માલિક લક્ષ્મી છે, તે અહીં આવીને પોતાના ઘરને પોતાની શોભાથી ઝગમગાવે, એ જોઈ હું મારી આંખોને સફળ કરૂં. "

રાજા—" રામમોહન, તું ગાંડો તો નથી થયો ? શું હું એ બીને મારે ત્યાં તેડાવી શકું ? "

રામમોહને આંખો ફાડીને કહ્યુંઃ—" કેમ મહારાજ, મહારાણીએ શો અપરાધ કર્યો છે ? "

રાજા—" શું કહે છે રામમોહન ? પ્રતાપાદિત્યની છોડીને હું મારે ઘેર તેડી લાવું ? "

રામમોહન—" કેમ નહિ ! પ્રતાપાદિત્યની સાથે હવે તેને શો સંબંધ રહ્યો. જેટલા દિવસ સુધી લગ્ન ન કરવામાં આવે ત્યાં સુધી છોકરી બાપની, પણ લગ્ન થયા પછી તેના ઉપર તેના બાપનો અધિકાર રહેતો નથી. હવે તો તે આપનાં રાણી આપનાંજ થયાં.

જો આપ તેને અહીં નહીં તેડી મંગાવો, અને આપ તેનું આદર માન નહિ કરો તો બીજું કાંણુ કરશે ?

રાજા—"પ્રતાપાદિત્યની પુત્રીનું મારી સાથે લગ્ન થયું છે એજ તેને માટે બહુ છે. કહે તો ખરો કે હું તેને મારે ઘેર શી રીતે તેડાવું ? એમ કરવાથી મારી આબરૂ શી રીતે રહે ?"

રામમોહન—"પ્રતિષ્ટા કેમ ન રહે ? પ્રતિષ્ટા તેને લાવવામાં જ રહેશે. આપે આપની ધર્મ પત્નિ રાણીને બીજાના ઘરમાં રાખી મૂકી છે, શું તેના ઉપર આપનો કાંઇ અધિકારજ નથી ? તેના ઉપર અન્ય વ્યક્તિ યથેચ્છ હુકમ કરે તેમાં શું આપની પ્રતિષ્ટા સમજો છો ?"

રાજા—"જો પ્રતાપાદિત્ય તેની પુત્રીને અહીં ન મોકલે તો ?"

રામમોહને છાતી ઠોકીને કહ્યું કેઃ—"શું મહારાજ ! તે ન મોકલે ? એવી કોની ગુંજાશ છે કે તે ન મોકલે ? અમારાં મહારાણી અમારા રાજભૂવનનાં જ ગૃહલક્ષ્મી છે. કોની મગદૂર છે કે તેને આપણે ત્યાં ન મોકલતાં પોતાની પાસે રાખી શકે ? ગમે તેવો પ્રતાપાદિત્ય છોને રહ્યો, તેના હાથમાંથી પણ મહારાણીને હું અહીં તેડી લાવું તેમ છું. હું પ્રતિજ્ઞા કરૂં છું કે ગમે તે થાય તો પણ હું મારાં મહારાણીને તો અહીં લાવીશજ." આમ કહીને રામમોહન જવાને તૈયાર થયો.

પણ રાજાએ તરતજ તેને બોલાવીને કહ્યું કે,—"રામમોહન, સાંભળ, સાંભળ, જરા ઉભો રહે. ઠીક તું વિભાને તેડવા જાય છે તો જા, કોઈ વાત જાણે નહિ. તેમાં મંત્રી કે રામો તો જાણેજ નહિ હોં."

રામમોહન—"જેવી આજ્ઞા મહારાજ, એમ કહીને ચાલ્યો ગયો.

જો કે રાજપત્નિ રાજમહેલમાં આવશે તો તો સર્વ જાણશેજ. તોપણ તેને હજુ વાર છે. આવ્યા પછી જોઈ લેવાશે. પણ હાલ તો શરમમાંથી છુટવું એજ રામચદ્રરાયને માટે માન રક્ષણ છે.

# પ્રકરણ ૨૦ મું.

## યુવરાજની દીલગીરી.

ઉદયાદિત્ય શી રીતે સુખી થાય, એવી વિભાને રાતદિવસ ચિંતા થતી હતી પોતાના હાથે તે સર્વ કામ કરતી હતી. પોતાને હાથે રસોઇ પીરસતી હતી. જમતી વખતે તે તેની સામે બેસી રહેતી. સામાન્ય બાબતમાં પણ તેને કાંઇ અડચણ પડવા દેતી નહિ. જ્યારે સંન્ધ્યાકાલે ઉદયાદિત્ય ઘરમાં આવીને બંને હાથે પોતાની આંખો ઢાંકીને બેસતે ત્યારે આંખોમાંથી આંસુ ગરતાં હશે એમ જણાતું. ત્યારે વિભા ધીમે ધીમે તેના પગની પાસે આવીને બેસે છે, અને કાંઇક બોલવાનો વિચાર કરે છે પણ તેના મોંમાંથી એક પણ શબ્દ નીકળતો નથી. બંને ચૂપ થઇ બેસી રહે છે. એકેના મોંમાંથી અક્ષર નીકળતો નથી. ધુંધળા દીવાનો પ્રકાશ રહી રહીને કંપવા લાગે છે તેની સાથે ભીંતના ઉપર એક અંધકારમય છાયા પણ કંપી ઉઠે છે. વિભા ઘણીવાર સુધી શાંત રહી પછી તે છાયાની તરફ જોઇ અને રડી પડે છે અને કહે છે કેઃ—" ભાઇ એ ક્યાં ગઇ ? "

ઉદયાદિત્ય આ સાંભળી ચમકી ઉઠે છે. આંખો ઉપરથી હાથ લઇને વિભાના મોં સામે જુવે છે. વિભાએ શું કહ્યું તે સારી રીતે સમજી શકતો નથી. સમજવાને વિચાર કરે છે, એવામાં એકાએક સચેતન થઇ ઝટપટ આંખમાંથી આંસુ લુસી નાંખી બોલ્યો—" આવ વિભા, એક વાત કહૂં સાંભળ." આ કહેવાનું કારણ કે વિભા સુરમાનો શોક ભૂલી જાય.

વરસાદની મોસમ છે. આકાશમાં ચારે તરફ વાદળ ઘેરાઈ આવ્યું છે, આખો દિવસ વરસાદ વરસી રહ્યો છે. દિવસે પણ અંધારૂં થઇ ગયું

છે. બગીચાનાં વૃક્ષો સ્થિરભાવથી પલળે છે. પવનના સપાટાથી વરસાદના છાંટા ઘરમાં આવે છે. ઉદયાદિત્ય શાંતપણે બેસી રહ્યો છે. આકાશમાં વરસાદ ગાજે છે, વિજળીના ચમકારા થાય છે. વરસાદ વરસવાથી થતો અવિરત શબ્દ જાણે એમ કહી રહ્યો છે કેઃ—" સુરમા નથી, સુરમા નથી." વચમાં વચમાં પવનનો સપાટો વારંવાર આવી જાણે કહે છે કેઃ—" સુરમા કયાં છે ?" વિભા ધીમે ધીમે ઉદયાદિત્યની પાસે આવીને કહે છે કે " ભાઇ," ભાઇ કાંઇ બોલતો નથી. વિભાને જોતાંજ મોં ઢાંકીને બારણા આગળ માથું રાખીને સુઇ રહે છે, તેના માથા ઉપર વરસાદનું પાણી પડે છે. આ રીતે દિવસ વિતી જાય છે, સાંજ પડે છે, અને ક્રમશઃ રાત પડે છે. વિભા ઉદયાદિત્યની રસોઈ તૈયાર કરીને કહે છે કેઃ-" ભાઈ, રસોઈ તૈયાર છે. ચાલો, જમી લો." ઉદયાદિત્ય કાંઇ જવાબ આપતો નથી. રાત વધુ જતાં વિભા રડતી રડતી કહે છે કેઃ—" ભાઈ, ઉઠો રાત ઘણી ગઇ છે." ઉદયાદિત્ય માથું ઉંચુ કરી જુવે છે તો વિભા રડે છે. તે ઝટ ઉઠીને વિભાના આંસુ લોહી નાંખી જમવા જાય છે. પુરૂં ખાતો પણ નથી, તે જોઇ વિભા દીર્ઘ શ્વાસ નાંખીને સુવા જાય છે. તે રસોઇને અડકતી પણ નથી.

વિભા કાંઇક બોલવા કે વાતચિત કરવા જાય છે પણ તેનાથી બોલી શકાતું નથી. તે ઉદયાદિત્યને શી રીતે સુખી કરી શકે, તે તેના સમજવામાં આવતું નથી. તે માત્ર એવો વિચાર કરે છે કેઃ—" હા, જો આ વખતે દાદાજી હોત તો !"

આજકાલ ઉદયાદિત્યના મનમાં એક પ્રકારનો ભય ઉત્પન્ન થયો છે. તે પ્રતાપાદિત્યનાથી ઘણોજ બ્હીવે છે. તેનામાં હવે પહેલાંના જેવું સાહસ નથી. તે હવે વિપદને તણખલાની માફક ગણી અત્યાચારની

વિરૂદ્ધ ચળવળ કરવાનું સાહસ કરતો નથી, દરેક કામમાં અસમર્થતા બતાવે છે. દરેક વાતમાં તેને સંદેહ ઉત્પન્ન થાય છે.

એક દિવસ ઉદયાદિત્યે સાંભળ્યું કે છાપરાના જમીનદારની કચેરીમાં રાતે લશ્કરને મોકલી કચેરી લુંટી લઇ પછી બાળી દેવાનો હુકમ થયો છે. ઉદયાદિત્ય નોકરને પોતાનો ઘોડો તૈયાર કરવાનું કહી પછી હવેલીમાં ગયો, શયનગૃહમાં જઇને એકવાર ચારે તરફ જોઇ કાંઇક વિચાર કરવા લાગ્યો, વિચાર કરતાં કરતાં શૂન્ય થઇ પોશાક બદલવા મંડયો, પછી બહાર આવ્યો. નોકરે આવી કહ્યું કે "યુવરાજ સાહેબ, ઘોડો તૈયાર છે, ક્યાં જવું છે?" યુવરાજ થોડીવાર કાંઇક વિચાર કરી નોકરના મોં સામે જોઇ રહ્યો, પછી કહ્યું:—"કંઇ નહિ, તું ઘોડાને પાછો લઇ જા."

એક દિવસ કોઇની બૂમો પાડવાનો અવાજ સાંભળી ઉદયાદિત્ય બહાર ગયો તો ત્યાં એક રાજનો નોકર એક માણસને ઝાડ સાથે બાંધીને માર મારે છે, તે માણસ રડતો રડતો યુવરાજના મોં સામે જોઇ રહ્યો અને કહ્યું કે:—"યુવરાજના સોગન છે." યુવરાજ તે દેખાવ જોઇ ન શકવાથી તરતજ પોતાને ઘેર પાછો ચાલ્યો ગયો. આવો બનાવ જો સુરમાના જીવતાં બન્યો હોત, તો તે હાનિ કે લાભનો વિચાર કર્યા વગર તે રાજનોકરને તરત અટકાવત અને પ્રજાને બચાવવાનો યત્ન કરત.

ભાગવત અને સીતારામની માસીક રકમ હવે બંધ થઇ ગઇ છે. તેને જાહેર કે ગુપ્ત રીતે હવે દ્રવ્યની સહાય કરવાનું સાહસ યુવરાજમાં રહ્યું નથી. જ્યારે તેના દુઃખની વાત સાંભળે છે ત્યારે મનમાં વિચાર કરે છે કે, "આજ જ હું રૂપીયા મોકલી દઇશ.

પણ થોડીવાર પછી પાછો આમતેમ કરી ભૂલી જાય છે અને એ રીતે રૂપીયા મોકલી શકતો નથી.

ઉદયાદિત્ય પ્રાણના ભયથી એવુંજ વર્તન કર્યા કરે છે, જેથી કે કોઇ કાંઈ કહી શકે નહિ. તેને પોતાના પ્રાણ માટે પ્રથમ કરતાં કાંઇ વિશેષ અનુરાગ ઉત્પન્ન થયો છે એમ નહિ, પણ તેના મનમાં એક આંધળાના જેવો ભય ઉત્પન્ન થયો છે, અર્થાત તેને ચારે તરફ સાપ ને સાપજ જણાય છે. જાણે કે તે પ્રતાપાદિત્યને એક આશ્ચર્યમય વિલક્ષણ જન્તુ માને છે. કે જેથી ઉદયાદિત્યને તે અદૃષ્ટ લાગે છે. ઉદયાદિત્યના ભવિષ્યના જીવનનો એક એક દિવસ અને એક એક ક્ષણ પ્રતાપાદિત્યની મુઠીમાં ધારણ કરી રાખેલી છે. ઉદયાદિત્ય જો મૃત્યુનું આલિંગન કરવા જાય, અને જીવનના અંત સમયે સંસારમાંથી વિદાય થતી વખતે પણ જો પ્રતાપાદિત્ય મોં મરડીને તેને ઉભા રહેવાનો હુકમ કરે તો જાણે તેને તે આજ્ઞાનું પાલન કરવાને માટે તેના મૃત્યુપાશથી છૂટા થઇ પાછું આવવું પડશે એમ તે માને છે.

---

## પ્રકરણ ૨૧ મું.

---

### સીતારાંમ અને રૂક્મિણીએ યુવરાજ પાસે જઈ દમ દેવો.

વિધવા રૂક્મિણી ઉર્ફે મંગળાની પાસે કેટલાક રોકડા રૂપિયા હતા તેની પાસે જે રૂપિયા છે તે તેની પોતાની કમાઇના છે. તે રૂપયા ધીરવાથીજ વ્યાજ આવતુ તેમાંથી તે પોતાનું ગુજરાન નિભાવતી હતી. રૂપ અને રૂપું એ બંનેના જોરથી તેણે કેટલાંય માણસોને પોતાના વશમાં કરી લીધા હતા.

સીતારામ શોખીન હતો તેના ઘરમાં વૈરી ન્હોતી તેમ તેને એક પૈસાનો રોજગાર પણ નહોતો. તેથી તેનું પોતાનું અંતઃકરણ રૂક્મિણીના રૂપ અને રૂપાની તરફ વિશેષ રીતે વળેલું હતું. જે દિવસે તેને જણાતું કે આજે ચૂલામાં દેવતા સળગાવાનું કાંઈ નથી, તે દિવસે તે રૂક્મિણીને ઘેર ધામા નાંખતો. જે દિવસે તે હાથમાં સોટી લઇ પાતળી ચાદર ઓઢીને મંગલાને ઘેર જતો હોય, અને તેના ચ્હેરા ઉપર જરા પણ ચિંતા હોય નહિ, તે દિવસે સમજવું કે તેના ઘરમાં ખાવાનું ખૂટેલું છે. રસ્તામાં જો સીતારામને કોઇ પૂછતું કે "કેમ, સીતારામ, આજકાલ કેમ ચાલે છે?" ત્યારે સીતારામ ઝટ હસતા વદને જવાબ આપતો કે "ઘણી સારી રીતે ચાલે છે રોજ હલવા પૂરી ઉડે છે. કાલે તો અમને રાજદરબારમાં નોતરૂં હતું." સીતારામના આવી મોટી મોટી વાતો સાંભળીને પૂછનાર ચૂપ થઇ જતા. તે જેમ ચૂપ થતા તેમ વાત વધતી જતી. સીતારામની હાલત હવે પહેલાં જેવી રહી નથી. આજકાલ તેની અવસ્થા એવી મંદ થઇ ગઇ હતી કે તેનો મામો પણ પોતાની ફૂલણીયા સ્વભાવનો પરિત્યાગ કરીને પોતાને ઘેર જવાનું ઇચ્છતો.

આજે સીતારામને રૂપીયાની ઘણીજ જરૂર પડી છે. જેથી તે રૂક્મિણીને ઘેર આવ્યો છે. તેણે હસતાં હસતાં એકવાર પ્રેમ દૃષ્ટિથી રૂક્મિણીના મોં સામે જોયું પછી મધુર સ્વરે કહ્યું કેઃ—"ના રે ભાઈ, એ મારૂં ગાયન હાલ આ વખતને અનુકુળ નથી. માન—રતનની મને હવે કાંઇ દરકાર નથી. તેને જરૂર હશે તો જોઈ લેવાશે, હાલ તો મને થોડા ઘણા રૂપીયા મળે તો કામ ચાલે એમ છે." રૂક્મિણીએ સીતારાંમ કરતાં પણ વધુ અનુરાગ જણાવીને કહ્યું કેઃ—"જો તમને ધનની જરૂર હશે તો તે પણ મળશે, જેને જીવ સોંપી દીધો છે તેને

ધન આપવું એ કાંઈ મોટી વાત છે? જીવ કરતાં ધન કાંઈ વધુ મૂલ્યવાન છે? તમે જે માગશો તે હું આપીશ."

સીતારાંમે પ્રેમથી દ્રવિત થઇને કહ્યું—હું તારો ભરોસો દરેક વખતે એવોજ રાખું છું. આજ કાંઇ એવીજ જરૂર પડી છે. તું મારા મનમાં વસી રહી છે તેથી હું તારી સર્વ હકીકત જાણું છું પણ તું મારી કાંઇ પણ વાત જાણતી નહિ હોય. મારી પાસે જે કાંઇ પૂંજી છે તે મારી માની પાસે રહે છે હું મારા હાથમાં રૂપિયા કે પૈસા કાંઇ રાખતો. નથી આજે મારી મા સવારમાં પોતાના જમાઇને ઘેર ગઇ છે. જતી વખતે તેમને રૂપિયા આપવાનું ભૂલી ગઇ છે. માટે તું મને આજે થોડા ઘણા રૂપિયા આપ, હું તે કાલેજ તને પાછા આપી દઇશ."

મંગળાએ મનમાં ને મનમાં હસીને કહ્યું કે:—" તમારે એટલા બધા વ્હેલા રૂપિયા આપવાની શી જરૂર છે? જ્યારે ફાવે ત્યારે આપજો ને. તમને રૂપિયા આપવા તે કાંઇ પાણીમાં ફેંકી દેવા જેવા તો નથી. મારી પાસે જે કાંઇ છે તે તમારે તમારૂં પોતાનું જ સમજીને જે જરૂર હોય તે ભલે ને લ્યો."

પાણીમાં રૂપિયા પડયા હોય તો તે પણ મળી શકે છે પણ સીતારાંમના હાથમાં જાય તે ફરી પાછા મળવાનો સંભવ નથી. પાણીમાં અને સીતારાંમમાં એજ ફેર છે.

મંગળાનો પોતાના ઉપર આવો અસાધારણ પ્રેમ જોઇને સીતારાંમનું હૃદય આનંદથી વિહ્વળ થઇ ગયું. તે રસિકતા દ્વારા પોતાના હૃદયના આનંદોદ્દગારને દર્શાવનાર મંગળાને રીઝાવા લાગ્યો. સીતારાંમ પોતાને એક રસિક માને છે. વગર રૂપીયે નવાબી અને હાસ્ય રસ વગરની રસિકતા કરવી એ સીતારાંમનો સ્વાભાવિક ગુણ છે.

તેના મોંમાં જેમ આવે છે તેમ તે બોલે છે, અને બીજાની દરકાર ન રાખતાં પોતે પોતાની મેળેજ હસવા મચી પડે છે. તેને હસતો જોઇ જોનારને પણ હસવું આવે છે. જ્યારે તે રાજમ્હેલનો દ્વારપાળ હતો, ત્યારે બીજા પહેરેદારોની સાથે તેને ઘણીવાર તકરાર થયા કરતી. તેનું મુખ્ય કારણ એ હતું કે સીતારામ જેને હસવા જેવુ સમજતો તેને તે લોકો તેવું સમજતા નહિ. એક દિવસે હનુમાનપ્રસાદ પહેરો કરતાં ઉંઘવા લાગ્યો, ત્યારે તે જોઇને સીતારાંમે ધીમે રહીને પાછળથી જઇ તેના બરડામાં એકાએક એવી મુક્કી લગાવી દીધી કે તેથી તે બેવડો વળી ગયો. પછી સીતારાંમ ખૂબ જોરથી હસવા લાગ્યો. પરંતુ હનુમાનપ્રસાદ તો ગુસ્સે થઇ ગયો અને તેને ફરી તેવું કોઇ વખત ન કરવા સૂચના આપી. સીતારામની રસીકતાનાં એવાં એવાં અનેક ઉદાહરણ લોકોના જાણવામાં છે.

ઉપર કહ્યું છે તેમ સીતારાંમનો પ્રેમ એકાએક રૂક્મિણીની ઉપર વધતાં તેણે તેને પાસે આવીને ઘણાજ હેતથી કહ્યું કેઃ "તું તો મારી સુભદ્રા છે, અને હું તારો જગન્નાથ છું."

રૂક્મિણી—"આઘા ખસો હવે, સુભદ્રા તો જગન્નાથની બ્હેન હતી."

સીતારાંમ—"હેં, તેં એ શું કહ્યું ? તે એની બ્હેન હતી તો પછી સુભદ્રાહરણ શી રીતે થયું ?"

આ સાંભળી રૂક્મિણી હસવા મંડી, જે પછી સીતારાંમે કહ્યું કેઃ—"હસે છે શું ? હું ના માનું. મારા સવાલનો જવાબ દે, સુભદ્રા જો તેની બ્હેન હતી તો પછી સુભદ્રાહરણ શી રીતે થયું ?

સીતારાંમ સમજતો હતો કે, તેણે એવો પ્રશ્ન કર્યો છે કે તેનો જવાબ દેવો સ્હેલો નથી.

રૂક્મિણીએ મધુર સ્વરે કહ્યુંઃ—"દૂર ખસ મૂર્ખ ?"

સીતારામનું હૃદય પીગળી મીણ જેવું થઇ ગયું. તેણે કહ્યું:—"હું મૂર્ખ તો છુંજ, તારી પાસે તો હું હારેલોજ છું. તારી આગળ તો હું હંમેશને માટે મૂર્ખ છું." સીતારામે મનમાં ને મનમાં વિચાર કર્યો કે ઠીક જવાબ આપ્યો છે. વાત બડી મઝેની કહી છે.

સીતારામે ફરી કહ્યું:—"ઠીક, જો તને એ વાત પસંદ ન પડની હોય તો કહે કે મારે તને શું કહીને બોલાવવી કે જેથી તું ખુશી થાય."

રૂક્મિણીએ હસીને કહ્યું:—"પ્રાણ કહીને બોલાવવી."

સીતારામ—"પ્રાણ."

રૂક્મિણી—"કહો પ્રિયે!"

સીતારામ—"પ્રિયે!"

રૂક્મિણી—"કહો પ્રિયતમે!"

સીતારામ—"પ્રિયતમે!"

રૂક્મિણી—"પ્રાણપ્રિયે!"

સીતારામે કહ્યું—"પ્રાણ પ્રિયે."

ઠીક, પ્રાણપ્રિયે, તું જે મને રૂપીયા આપીશ તેનું વ્યાજ શું લઇશ?

રૂક્મિણીએ જરા ગરદન વાંકી કરીને કહ્યું:—"જાવ, જાવ, સમજી તમારી પ્રીતિ, કયા મોંઢાથી તમે વ્યાજની વાત પૂછો છો?"

સીતારામે ખુશીથી ફુલાઇને કહ્યું:—"નહિ, નહિ, એમ નહિ હું કાંઈ તમને એવું થોડુંજ પૂછું છું. હું તો મશ્કરી કરૂં છું. અરે, પ્રિયતમ, તું એટલું પણ સમજતી નથી?"

સીતારામની માને કંઇક રોગ થયો હોય એમ જણાય છે. આજકાલ તે રોજ જમાઇને ઘેર જાય છે અને જતી વખતે સીતા-

રામને રૂપિયા આપવાનું ભૂલી જાય છે તેથી ઘણી વખતે સીતારામને રૂક્મિણીની પાસે આવવું પડે છે. આજકાલ સીતારામ અને રૂક્મિણી કાંણુ જાણે કે છાનાંમાનાં રોજ શો વિચાર કર્યાં કરે છે ઘણા દિવસ વિચાર કર્યા પછી સીતારામે કહ્યું કે, "મને એટલો બધો ફરેબ દેતાં નથી આવડતું. એ વિષે ભાગવતની મદદ લીધા વગર કામ નહિ આવે."

આજે સંધ્યાકાળે વાદળ ચઢી આવ્યું અને ઝમઝમાટ વરસાદ વરસવા લાગ્યો. રાજભૂવનના દરવાજા પવનના સપાટાથી ખખડાટ સાથે વારંવાર ઉઘડી જતા ને બંધ થઇ જતા. પવન એટલો બધો હતો કે મોટાં મોટાં વૃક્ષોની ડાળીઓ ઝુકીને જમીનને અડયાં કરતી હતી. પુર વખતે જે ખરાબ દુર્દશા નાનાં નાનાં ગામડાંની થાય છે તેવીજ દશા આ વખતે વરસાદથી પણ થઇ છે. રહી રહીને વીજળીના ચમકારા થાય છે અને વરસાદની ગર્જના ધરતીને પણ ધ્રુજાવી દે છે. એ વખતે ઉદયાદિત્ય એક નાની સરખી છોકરીને ખોળામાં લઇને બેઠો છે. ઘરનો દીવો હોલાઇ ગયો છે. બારણાં બંધ છે. ઘરની અંદર અંધારૂં છે. છોકરી ખોળામાં સુઇ ગઇ છે. સુરમા જ્યારે જીવતી હતી ત્યારે તે આ છોકરીના ઉપર ઘણુંજ હેત રાખતી હતી, પણ સુરમાના મરી ગયા પછી આ છોકરીની મા તેને રાજમહેલમાં આવવા દેતી નહિ. આજે ઘણા દિવસે તે ફરતી ફરતી રાજભૂવનમાં એકવાર આવી ગઇ છે. તે ઉદયાદિત્યને જોઇને એકાએક "કાકા" "કાકા" કહીને તેના ખોળામાં ઉછળી પડી. ઉદયાદિત્ય તેને છાતી સરસી ચાંપીને શયનગૃહમાં લઈ ગયો. તેના મનમાં એમ થતું કે કદાચિત સુરમા આ છોકરીને જોવાને માટે એકવાર આવે તો ! આ બાલિકાને તે ઘણું જ ચ્હાતી હતી તેના ઉપર તેનો બેહદ સ્નેહ હતો. શું તેને જોવાને

તે એકવાર પણ નહિ આવે ? છોકરીએ એકવાર પૂછ્યું કે "કાકી ક્યાં છે ?"

ઉદયાદિત્યે ગરગરા અવાજે કહ્યું "એકવાર તેને બોલાવને !" છોકરીએ "કાકી" "કાકી" કહીને બૂમ પાડી. ઉદયાદિત્યના મનમાં જાણે કોઇએ જવાબ આપ્યો હોય અથવા તો દૂરથી કોઇ બોલ્યું હોય કે "આવું છું." એમ થયું. જાણે પોતાની વ્હાલી બાલિકાનો પોકાર સાંભળી તે સ્નેહમયી સુરમા સ્વર્ગમાંથી ઉતરીને તેને ખોળામાં લેવા માટે આવી રહી છે. ઉદયાદિત્ય ઉંઘેલી બાલિકાને ખોળામાં લઇને અંધારામાં એકલો બેઠો છે. બહાર સનસનાટ પવન ફુંકાયાં કરે છે. કમાડને પવનનો ધક્કો વાગતાં ફટ ફટ શબ્દ થયાં કરે છે. જેથી ઉદયાદિત્યને કોઈના આવ્યાના ભણકારા જણાય છે. તે કાન માંડીને સાંભળે છે. વખતે પગલાંનો અવાજ હશે, તેની છાતી ધડકવા લાગે છે, તેનાથી પગનો ધબકારો બરોબર સાંભળી શકાતો નથી, એવામાં તો એકાએક બારણું ઉઘડી ગયું. ઘરમાં દીવાનો પ્રકાશ થઇ ગયો. ઉદયાદિત્ય ચમક્યો. શું સુરમા તો નહિ આવી હોય ? ના, ના, એમ ન હોય. તે હાથમાં દીવો લઇને છાનીમાની એક સ્ત્રીને ઘરમાં આવતી જોઇ આંખો બંધ કરી બોલ્યો—"સુરમા !" પછી તેણે આંખ ઉઘાડી જોયું તો સુરમા ન હોય. કોણ જાણે કે તે ક્યાં અંતર્ધાન થઇ ગઇ ?"

આવેલી સ્ત્રીએ દીવો એક જગ્યાએ મૂકીને કહ્યું,—"કેમ પ્યારા ! મને હવે એકદમ ભૂલી ગયા ? શું હવે સ્વપ્નમાં પણ મારૂં સ્મરણ નથી થતું કે ?" આ વચનરૂપી વજ્રાઘાતને સાંભળી ઉદયાદિત્યની મોહનિદ્રા છુટી ગઈ. તેણે તે સ્ત્રીની તરફ ઘણીજ ગંભીરતાથી જોયું એવામાં બાલિકા જાગી ઉઠી, અને કાકા, કાકા કહી રડવા લાગી.

ઉદયાદિત્ય તેને પથારીમાં સુવાડી વિચાર કરવા લાગ્યો કે એ સ્ત્રી કોણ હશે! અહીં કેમ આવી હશે? હું તેના પ્રશ્નનો શો જવાબ આપું! અહીંથી ક્યાં નાસી જઉં. શું કરૂં?" આવા તે વિચાર કરે છે તેવામાં તે સ્ત્રી તેની પાસે આવીને માથું હલાવી કહેવા લાગી કે:—"આમ અવાચક કેમ થઇ ગયા છો? શું હજુ પણ મને નથી ઓળખતા? તે દિવસની વાત હજુ પણ યાદ નથી આવતી? જો એવુંજ કરવું હતું તો તે દિવસે તમે મને એટલી બધી આશા આપીને મને આસમાન ઉપર કેમ ચઢાવી દીધી હતી." ઉદયાદિત્ય કાંઇ ન બોલ્યો, પણ છાનોમાનો ઉભો થઈ રહ્યો. ત્યારે રૂક્મિણીએ પોતાનું મોહનાસ્ત્ર કહાડ્યું, તેણે રડીને કહ્યું:—"મેં તમારો શો અપરાધ કર્યો છે, કે જેથી તમારી આંખોમાં હું હજુસુધી ખુંચ્યાં કરૂં છું? તમે તો મારૂં સર્વનાશ કરી નાખ્યું છે. જે યુવતીને એક દિવસ યુવરાજે પોતાનું તન અને મન આપી દીધું તે આજે ભિખારણ બનીને ગલીએ ગલી ભટકતી ફરે છે. આ ફુટેલા કપાળમાં શું વિધાતાએ એજ લખ્યું હશે!"

આ બ્રહ્માસ્ત્રની ચોટ ઉદયાદિત્યના હૃદયમાં જરૂર વાગી ખરી, તેના મનમાં એકાએક એમ થયું કે:—કોણ જાણે વખતે મેંય તેનું સર્વનાશ કર્યું હોય, પોતાને વીતેલી વાત તે ભૂલી ગયો. જુવાનીના જોશમાં તેણે રૂક્મિણીને જે મોટી મોટી લાલચો બતાવી હતી, દરરોજ જે તેની આગળ જાળ ફેલાવીને બેસી રહેતી હતી, ભ્રમરની માફક તેને પોતાના બંને બાહુની વચમાં નચાવીને એકજ ઘડીમાં પાતાળના ઘોર અંધકારમાં નાંખી દીધો હતો, એ સર્વ વાત હાલ તે ભૂલી ગયો છે. તેણે જોયું કે રૂક્મિણીનાં કપડાં મેલાં અને ફાટેલાં

છે. રૂક્મિણી ઉભી ઉભી રડયા કરે છે જેથી દયાળુ ઉદયાદિત્યે તેને કહ્યું કેઃ—તને શું જોઇએ છીએ ?"

રૂક્મિણીએ કહ્યું:—"મારે બીજું કાંઇ જોઇતું નથી, મારે માત્ર આપનો પ્રેમ જોઇએ છીએ. હું આ મહેલમાં બેસીને અને તમારી છાતીમાં મારૂં મોં છુપાવીને તમારી પાસેથી પ્રેમની ઇચ્છા રાખું છું. શું સુરમાના કરતાં મારૂં મોં કંઇ કાળું છે? અને કદાચ કાળું હોય તોપણ તે તમારેજ લીધે ગલીએ ગલીએ ભટકવાથી જ. પહેલાં તો કાળું ન્હોતુંને !"

આમ કહીને રૂક્મિણી ઉદયાદિત્યના પલંગ ઉપર બેસવા ગઇ. ઉદયાદિત્ય તેને રોકી શક્યો નહિ. તે અધીરો થઇને બોલ્યો—"હાં, હાં, એ પલંગ ઉપર ન બેસ, ન બેસ."

રૂક્મિણી ખીજવાયલી સાપણની માફક માથું ઉંચુ કરીને બોલી, "કેમ ના બેસું ?"

ઉદયાદિત્યે તેની આગળ ઉભા રહીને તેને પલંગ તરફ જતી અટકાવીને કહ્યું:—"ના, તું એ પલંગની પાસે ન જા, તારે શું જોઇએ છીએ તે કહે હું તે તને હમણાંજ આપું છું."

રૂક્મિણી—"ઠીક, આપની આંગળીની આ વીંટી મને આપો.

ઉદયાદિત્યે તરતજ પોતાના હાથની વીંટી કાઢીને તેને આપી દીધી. તે વિચાર કરવા લાગી કે મારી ડાકણના પોતાના મંત્રનો ગર્વ હજુ પણ મનમાંથી ગયો નથી. ઠીક, થોડા દિવસ વળી વધારે, તે પછી મારો મંત્ર જરૂર ફલિભૂત થશેજ. રૂક્મિણીના ગયા પછી ઉદયાદિત્ય પથારીમાં સૂઇ ગયો. તે બંને હાથે મોં ઢાંકીને રડતો રડતો બોલ્યોઃ—"હાય, સુરમા તું કયાં ગઈ! આજ મારા આ વજ્ર જેવા કાળજાનો અગ્નિ કોણ હોલવશે ?"



# પ્રકરણ ૨૨ મું.

## પ્રપંચી દસ્તાવેજ—મંગળાની કપટજાળ.

ભાગવતની હાલત હાલ કાંઇ સારી નથી, તે કેટલાક દિવસથી છાનોમાનો બેસીને તંબાકુ ફુંકયાં કરે છે. ભાગવત જ્યારે ધ્યાનસ્થ થઇને તમાકુ પીવે છે ત્યારે તેના પડોશીયોના મનમાં પણ ભય ઉત્પન્ન થાય છે. કારણકે તેના મોંમાંથી જેવો કાળો ધુમાડો વાંકોચૂંકો થઇને નીકળે છે, તેવુંજ કાળાપણુને માટે તેના મનમાં કૌટિલ્યચક્ર ચાલ્યાં કરે છે. તોપણ ભાગવત મોટો ધર્માત્મા છે. તેનામાં જો કંઇ દોષ હોય તો એ હતો કે તે કોઇની સાથે હળતો મળતો નહિ. હરિ નામની માળા રોજ હાથમાં રાખે છે. કોઇની સાથે વધુ વાતચિત પણ કરતો નથી, પરંતુ કોઇના ઉપર જ્યારે મહાસંકટ આવી પડે છે ત્યારે તેને ભાગવતના જેવી ઉત્તમ સલાહ કોઇ બીજો આપી શકતો નથી. ભાગવત પોતાની ઇચ્છાથી કદી પણ કોઇનું બુરૂં ઇચ્છતો નથી, હા, જો કોઇ તેનો બગાડ કરે તો ભાગવત તે ભૂલતો નહિ. પણ તેનો બદલો તે લેતો, ત્યારેજ પોતાના હાથનો હુકો નીચે મૂકતો હતો. મતલબ કે આ સંસારમાં જે માણસોને સારા ગણવામાં આવે છે, તેમાંનો ભાગવત પણ એક હતો. આખા મહેલ્લાના લોકો પણ તેનું માન સાચવતા હતા. વખતે તંગ અવસ્થામાં ભાગવતે કાંઇક દેવું કર્યું હતું પણ તેણે થાળી લોટો વેચીને પણ તે ચૂકવી આપ્યું હતું. એક દિવસે સીતારામે આવીને ભાગવતને પૂછયું કે કેમ ભાઈ કેમ છે ?

ભાગવતે કહ્યું કે:—" તબીયત ઠીક નથી. "

સીતારામ—"કેમ, કહો તો ખરા ?"

ભાગવતે કાંઇક વાર સુધી તંમ્બાકૂ પીધા પછી સીતારામના હાથમાં હુક્કો આપીને કહ્યું:—"ઘણા દુઃખમાં દહાડા જાય છે."

સીતારામે કહ્યું:—"સાચું કહો, એવી દશા એકાએક કેમ થઇ ગઇ ?"

ભાગવતે કાંઇક રૂષ્ટ થઇને કહ્યું:—"એવી હાલત કેમ થઇ ? શું એ વાત તારાથી અજાણી છે ? હું તો સમજું છું કે જેવી હાલત મારી છે તેવીજ હાલત તારી પણ હશે."

સીતારામે કાંઇક દાંત કહાડીને કહ્યું:—"નારે ભાઇ, હું તો એવું નથી પૂછતો, હું તો એ કહું છું કે તું હમણાં કાંઇ દેવું કેમ કરતો નથી."

ભાગવતે કહ્યું:—"દેવું કરીને તો પાછું ચુકવવું પડે ને, શું આપીને પાછું દેવું ચૂકવીએ. વેચવા કે ગીરો મૂકવા જેવી કોઇ વસ્તુ હાલ તો મારી પાસે છે નહિ."

સીતારામે ગર્વથી કહ્યું:—"તારે કેટલા રૂપિયા ઉધાર જોઇએ છીએ તે કહે, હું આપું."

ભાગવતે કહ્યું:—"વાહ, જો તારી પાસે એટલા બધા રૂપીઆ વધારાના પડયા હોય, અને મુઠી ભરીને રૂપિયા પાણીમાં ફેંકી દેવાની પણ તને કાંઇ પરવા ન હોય તો દસ રૂપીયા મને પણ આપજે, પણ એ વાત પહેલી યાદ રાખજે કે તે દેવું પાછું વાળવા જેવી મારી સ્થિતિ નથી હોં."

સીતારામે કહ્યું:—"ભાઈ તેને માટે તમારે ચિંતા રાખવાની કાંઈ જરૂર નથી."

સીતારામે આ પ્રકારે સહાયતા આપવાનું જણાવ્યાથી ભાગવત

મિત્રતાના સ્નેહમાં એકદમ પલકાઇ ગયો હશે એમ ન માનવું પણ તે તો પાછો તમાકુ ભરીને પાછો હુકો પીવા લાગ્યો.

સીતારામે ધીરેથી કહેવા માંડયું:—"ભાઇ, રાજાના મેરઇન્સાફથી તો આપણો રોટલો પણ જતો રહ્યો હોં."

ભાગવતે કહ્યું:—"તારો ચ્હેરો જોતાં તો એવું કાંઇ લાગતું નથી."

સીતારામની આવી ઉદારતા ભાગવતથી સહન ન થઇ શકી, તે મનમાં ને મનમાં કાંઇક ચીડાઇ ગયો.

સીતારામે કહ્યું—"ના ભાઇ, એક વાત કહું તે સાંભળ—આજ નહિ તો દસ દિવસ પછી પણ રોટલો ખાવાનો મળવો મુશ્કેલ થશે. રાજા જ જ્યાં અન્યાય કરે ત્યાં આપણે શું કરી શકીએ તેમ છીએ."

સીતારામ—"અહા, યુવરાજ જ્યારે રાજા થશે ત્યારે યશોહરમાં રામરાજ્ય થશે. ભગવાન્ એટલા દિવસ સુધી આપણને જીવતા રાખો."

ભાગવતે ચીડાઇને કહ્યું:—"ભાઇ! આપણે એવી વાતો કરવાનું શું કારણ? તું તો મોટા માણસ છે, તું જા તારે ઘેર જઇને રાજા અને મંત્રીની પંચાતો કર્યા કર. તને તે શોભે. હું તો ગરીબ માણસ છું. મારામાં એટલું સામર્થ્ય ક્યાંથી કે હું તમારી બરોબરી કરી શકું."

સીતારામ—"ભાઇ, ક્રોધ કેમ કરો છો? પ્રથમ મારી વાત તો સાંભળો," એમ કહીને છાનેમાને તે ભાગવતના કાનમાં કાંઇક કહેવા લાગ્યો.

ભાગવત વળી કાંઇક ગુસ્સે થઇને બોલ્યો:—"જો સીતારામ,

હું તને આજથી કહી દઉં છું કે, મારી આગળ ફરી તારે આવી વાત કોઇ પણ દિવસ ન કરવી."

ભાગવતની વાત સાંભળી સીતારામ તેજ વખતે ત્યાંથી ચાલ્યો ગયો. ભાગવત ધ્યાનસ્થ થઇને આખો દિવસ કાંણુ જાણે કે શો વિચાર કરવા લાગ્યો. બીજે દિવસે સવારે તે ખુદ સીતારામની પાસે જઇને કહેવા લાગ્યો કેઃ—"સીતારામ, કાલે તેં મને જે વાત કહી હતી, તે બરોબર છે."

સીતારામ ગર્વથી ફુલાઇ જઇ બોલી ઉઠયોઃ—"ભાઇ, તો શું હું તને ખરી વાત ન કહું તો ખોટી કહું?"

ભાગવત—"આજ હું તે વિષયમાં તારી સલાહ લેવા આવ્યો છું."

સીતારામ પાછો વધુ ફુલાઇ ગયો. તે પછી ઘણા દિવસ સુધી તેણે એ વિષયમાં વિચાર કરવા માંડયા. અંતે એ નક્કી થયું કે એક એવો ખોટો દસ્તાવેજ કરવો કે યુવરાજ પ્રતાપાદિત્યની ઉપર બાદશાહની આગળ વિદ્રોહિનો આરોપ મૂકીને જાતે રાજ્ય મેળવવાની પ્રાર્થના કરે. એ ખત ઉપર યુવરાજની મહોર જોઇશે. રૂક્મિણી જે તેની વીંટી લઇ ગઇ છે તેના ઉપર યુવરાજનું નામ પણ છે જેથી મ્હોર થઇ શકશે.

સલાહ પ્રમાણે કામ થયું. એક જુઠો દસ્તાવેજ લખવામાં આવ્યો. તેના ઉપર યુવરાજના નામની મહોર અંકિત કરવામાં આવી. બેવકૂફ સીતારામના ઉપર આ કામનો આધાર રાખવો એ ઠીક નથી, જેથી એ નક્કી થયું કે ભાગવતેજ તે અરજી લઇને દિલ્લીપતિની પાસે જવું.

ભાગવત તે અરજીને લઇને દિલ્લી ન જતાં મહારાજ પ્રતા-

પાદિત્યની પાસે ગયો. તેણે મહારાજને કહ્યું કે:—" ઉદયાદિત્યને એક નોકર આ અરજી લઇને દિલ્લી જતો હતો તેની મને રસ્તામાં કાંઇક ખબર પડવાથી હું તેની પાસેથી એ અરજી ખુંચાવી લાવ્યો છું. તે માણુસ આ દેશ છોડીને નાસી ગયો છે જેથી આ અરજી લઇને હું મહારાજની પાસે આવ્યો છું. "

ભાગવતે સીતારામની કાંઈ વાત ન કરી. અરજી વાંચીને પ્રતાપાદિત્યની શી અવસ્થા થઇ હશે તે કહેવાની કાંઈ જરૂર નથી. તે પછી ભાગવતને તેની નોકરી ફરી પાછી આપવામાં આવી.

## પ્રકરણ ૨૩ મું.

### ઉદયાદિત્યને કેદ કરવાનો હુકમ.

વિભાની આંખો આગળ ચારે તરફ અંધારૂં છવાઇ ગયું છે જાણે ભવિષ્યનું કોઇ એક મર્મ ભેદી દુઃખ, નિરાશા અને જીવનના સમસ્ત સુખની છેલી ઘડી તેની પાસે આવવાની રાહ જોઈ રહ્યાં છે. ઘડીએ ઘડીએ તે તેની પાસે આવ્યાં કરે છે. જીવનના સુખને શૂન્ય કરનારી હદવગરની ભવિષ્યની અદષ્ટ જે આશંકા છે તે આશંકાની છાયાએ જાણે વિભાના હૃદયની આશાપ્રભાને ઢાંકી લીધી છે. વિભાનો જીવ કંઇ પણુ ગોઠતો નથી, તેનું મન હંમેશાં ચિંતાથી ભરેલું રહે છે. તે એકલી પથારીમાં પડી રહે છે. આ વખતે તેની પાસે કોઇ નથી. વિભા શ્વાસ લેતી, રડીને અત્યંત વ્યાકુલ થઇને બોલી. "તો શું તેમણે મારો ત્યાગ કરી દીધો હશે? મેં તેમનો શો અપરાધ કર્યો છે. તે રડતી રડતી વિલાપ કરવા લાગી. "મેં શો

અપરાધ કર્યો છે ? તે બંને હાથે મોં ઢાંકીને તકીયા સાથે છાતી રાખીને રડતી રડતી વારંવાર કહેવા લાગી કેઃ—" મેં શું કર્યું છે ?" એક પત્ર પણ નથી, કોઇ માણસ પણ ત્યાંથી અહીં આવતું નથી. કોઇ તેમની કુશળતાના સમાચાર પણ જણાવતું નથી, હું શું કરૂં ? આખો દિવસ આમ તેમ ફર્યાં કરૂં છું. કોઇ તેમની ખબર કહેતું નથી. કોઇને મોંઢેથી તેમનું નામ પણ સાંભળવામાં આવતું નથી. હાય! હાય! મારો દિવસ શી રીતે જશે ?" એવી રીતે કેટલાક દિવસો વીતી ગયા. રાતદિવસ સોબત વગરની વિભા રાજમ્હેલના સૂના ખંડોમાં કદી આમ તેમ ક્ષીણ છાયાની માફક એકલી ફર્યા કરતી હતી.

એવામાં એક દિવસ સવારમાં રામમોહને આવીને " મહારાણી સાહેબનો જય થાવ." એમ કહીને વિભાને પ્રણામ કર્યા. તેને જોઈ જાણે આનંદનો વરસાદ વરસી રહ્યો હોય તેમ વિભાનું હૃદય ઉમંગથી ઉછળી આવ્યું. તેની આંખોમાં આનંદનાં આંસુ ભરાઇ આવ્યાં તે આશ્ચર્ય પામીને બોલીઃ—" મોહન તું આવ્યો !"

" હા, સરકાર, મેં જાણ્યું કે આપ સેવકને ભૂલી ગયાં હશો જેથી વિચાર થયો કે આપને મળી આવું."

વિભાએ રામમોહનને કેટલીક વાતો પૂછવાનો વિચાર થયો, પણ શરમથી તે કાંઇ પૂછી શકી નહિ. પુછવાની વાત હોઠ સુધી આવતી હતી પણ મોંમાંથી બહાર નીકળતી ન્હોતી. ચંદ્રદ્વીપના કુશળ સમાચાર સાંભળવાને માટે વિભાનો જીવ વ્યાકુળ થઈ ઉઠયો.

રામમોહને વિભાના મોં સામે જોઇને કહ્યું:—" કેમ મા, તમારૂં મોં આમ ઉદાસ કેમ છે ? તમારી આંખોની નીચે ખાડા પડી ગયા છે, હસવું આવતું નથી, માથાના વાળ વિખરાયેલા છે; મા હવે

આપ આપને ઘેર ચાલો, મને લાગે છે કે હવે અહીં તમારી સંભાળ લેનાર કોઇ નથી.

વિભા કાંઇક હસી ખરી, પણ કાંઇ બોલી નહિ. તેની બંને આંખોમાંથી આંસુ વ્હેવા માંડયાં. તે તેના સુકાયલા ને મેલા થયેલા બંને ગાલોને પલાળતાં નીચે પડવા લાગ્યાં જે રોકવા છતાં પણ રોકાયાં નહિ. ઘણા દિવસ સુધી અપમાન વેઠયા પછી માન મળતાં જે એક પ્રકારની મનમાં ગ્લાનિ થાય છે તેવીજ કોમળ અને પ્રેમપૂર્વક ગ્લાનિ વિભાને થવાથી તેણે રડીને આંસુ નિગાળવા માંડયાં. તેણે મનમાં વિચાર કરતી કે:—"શું આટલા બધા દિવસ પછી પણ મારી ખબર કહાડવામાં આવી ?"

રામમોહનથી પણ રહેવાયું નહિ, તેની આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં, તે બોલ્યો—"મા, આ શું ? કેમ રડો છો, રડવું એ અશુભ છે. તમે તો લક્ષ્મીરૂપ છો, હસતા મ્હોંડે અમારે ત્યાં પધારો આજ શુભ દિવસે આંસુ લ્હોઈ નાંખો."

રાણીના મનમાં પણ એ બીક હતી કે વખતે જમાઇ પોતાની વિભાને હવે નહિ તેડાવે પણ રામમોહન વિભાને તેડવા આવ્યો એ સાંભળી તેને ઘણોજ હર્ષ થયો. તેણે રામમોહનને બોલાવી જમાઇના કુશળ સમાચાર પૂછી તેને ઘણી ખાતરી કરી જમાડયો. તે રામમોહનને મોંઢેથી તેના કુશળ સમાચાર જાણી ઘણી ખુશી થઇ ગઈ. કાલે વિભાને વળાવવાનું સારૂં મહુરત છે. માટે કાલે સવારે તેને સાસરે વળાવવાનો નિશ્ચય કર્યો, પ્રતાપાદિત્યે એ સંબંધમાં કાંઇ વાંધો ન બતાવ્યો.

વળાવાનું નક્કી થયા પછી વિભા ઉદયાદિત્ય પાસે ગઇ તો ઉદયાદિત્ય એકલો બેઠો બેઠો વિચાર કર્યાં કરે છે. તે વિભાને આવેલી

જોઇ એકાએક કાંઇક ચકિત થઇને બોલ્યો, "વિભા તું તારે સાસરે જાય છે એ જાણી મને ઘણોજ આનંદ થયો છે. તું ત્યાં સુખેથી રહી શકીશ. હું આશિર્વાદ આપું છું કે તું લક્ષ્મીસ્વરૂપ થઇ તારા પતિનું ઘર સુશોભિત કર."

વિભા ઉદયાદિત્યના ચરણમાં પડીને રડવા લાગી, જે જોઈ ઉદયાદિત્યને પણ આંસુ આવ્યાં, તેણે વિભાના માથે હાથ મૂકી કહ્યું: "કેમ રડે છે? વિભા, અહીં તને શું સુખ હતું, ચારે તરફ માત્ર દુ:ખ, કષ્ટ અને શોકની છાયા હતી. આ કેદખાનામાંથી નાસી જઇને હવે તું બચી ગઇ છે.

વિભા જ્યારે ઉઠી, ત્યારે ઉદયાદિત્યે કહ્યું:—"જાય છે? ઠીક જા. સાસરે જઇને અમને ભૂલી ન જતી. કોઇ કોઈ વખતે સંભાળજે. તારા કુશળ સમાચાર બરોબર મોકલતી રહેજે."

વિભાએ રામમોહનની પાસે જઇને કહ્યું:—"હું હવે નહિ આવી શકું."

રામમોહને વિસ્મિત થઇને કહ્યું:—"કેમ?"

વિભાએ કહ્યું:—"હું હવે નહિ આવી શકું, કારણ કે હું માગ ભાઇને અહીં એકલો મૂકીને શી રીતે આવું? મારેજ માટે તેને આટલું દુ:ખ પડે છે ને હું શું એવી પામર છું કે તેને અહીં આવી સ્થિતિમાં મૂકીને હું ત્યાં સુખ ભોગવવા આવું? જેટલા દિવસ સુધી તેના મનમાં જરા પણ કષ્ટ રહેશે તેટલા દિવસ સુધી હું તેની સાથે રહીને દુ:ખ ભોગવીશ. અહીં મારી માફક તેની સેવા બીજું કોણ કરશે?" આમ કહી વિભા રડતી રડતી ચાલી ગઇ.

અંત:પુરમાં એક ભારે કોલાહલ શરૂ થઇ ગયો. રાણી આવીને વિભાને સમજાવવા લાગી, અનેક પ્રકારનો ભય બતાવીને તેને ઘણું

સમજાવ્યું; પણ વિભા તો એમજ કહેવા મંડી કે:—“ ના મા, હું નહિ જઉં.”

રાણીએ રડીને ગુસ્સે થઇ કહ્યું:—“ મેં આવી હઠીલી છોકરી તો કંઇ પણ જોઈ નહિ.” તેણે મહારાજાની પાસે જઇને સર્વ હકીકત કહી. મહારાજે ઘણાજ શાંત ભાવે કહ્યું:—“ ઠીક, જો વિભાને જવાની ઇચ્છા નથી તો પછી તે કેમ જશે ?”

રાણીએ નિરૂપાય થઇને હાથનો છણકો કરી કહ્યું:—“ આપને જેમ મનમાં આવે તેમ કરો, હું હવે એ વાતમાં નહિ પડું.”

ઉદયાદિત્ય એ વાત સાંભળીને વિસ્મિત થયો. તેણે પણ વિભાની પાસે જઇને તેને ઘણી રીતે સમજાવી, વિભા ચૂપ થઇને રડવા લાગી, તેની વાત ઉપર તેણે ધ્યાન ન આપ્યું.

રામમોહને નિરાશ થઇને ઉદાસ થઈ કહ્યું:—“ મા, તો હું હવે જઉં છું. મહારાજને જઇને શું કહું ?”

વિભા કાંઇ બોલી નહિ.

રામમોહન—“ ઠીક, ત્યારે હું જઉં છું.” એમ કહીને વિભાને પ્રણામ કરીને તે ત્યાંથી વિદાય થયો.

વિભા એકદમ વ્યાકુળ થઇને રડી પડી, અને પછી તેણે ઘણીજ અધિરતાથી બૂમ મારી કે:—“ મોહન.”

મોહને પાછા આવી કહ્યું:—“ શું છે ?”

વિભાએ કહ્યું:—“ મહારાજને જઇને કહેજે કે જેથી તે મારો અપરાધ જરૂર ક્ષમા કરશે. તેમણે તેડવા મોકલ્યું છતાં હું નથી જતી એ મારૂં દુર્ભાગ્ય જ છે.”

રામમોહને અત્યંત ઉદાસીનતાથી કહ્યું:—“ જેવી આપની આજ્ઞા.” એમ કહીને તે વિભાને પ્રણામ કરીને ચાલતો થયો. વિ-

ભાએ જોયું કે, રામમોહન તેના કહેવાનો ભાવાર્થ કાંઇ સમજ્યો નથી જેથી વિભાના મનમાં એ વાતની ચિંતા થવા લાગી, એક તો તેનું મન જ્યાં જવાને માટે આટલા દિવસોથી વ્યગ્ર થઈ રહ્યું હતું, ત્યાં તે જઇ ન શકી, અને બીજું એ કે રામમોહન જે તેના ઉપર સાચી ભક્તિ રાખતો હતો તે ગુસ્સે થઇને ચાલ્યો ગયો. એ સર્વ વાતનો વિચાર કરીને વિભાના મનમાં જે કષ્ટ થતું હતું તે તેનુંજ હૃદય જાણતું હતું.

વિભા સાસરે ન ગઇ તે પોતાની આંખનાં આંસુ લ્હોઇ નાંખી હૃદયને વજ્ર બનાવીને પોતાના ભાઈની સેવા શુશ્રુષ કરવા પીયેરમાંજ રહી. તે દુબળી, પાતળી થઇને મલિન છાયા માફક છાની માની પોતાના ઘરનાં અગત્યનાં કામ કરવા લાગી. ઉદયાદિત્ય વાત્સલ્ય ભાવથી ભરેલી વાતો જ્યારે વિભાને કહેતો ત્યારે તે આંખો મીચી કરીને કૃતજ્ઞતાથી પોતાના બન્ને હોઠને જરા વિકસિત કરતી હતી. સન્ધ્યાકાળે તે ઉદયાદિત્યની પાસે બેસીને વાતો કરતી હતી. ઘણી વાર રાણી ગુસ્સે થઇને જ્યારે વિભાને લડતી ત્યારે તે છાનીમાની સાંભળતી. તેના કડવામાં કડવા બોલ તે સહન કરતી, અને ત્યાંથી ખસી જતી. જ્યારે કદી કોઇ સ્ત્રી વિભાને કહેતી કેઃ—"તું આમ કરવાથી સુખી શી રીતે થઈ શકશે?" ત્યારે વિભા કાંઇ જવાબ આપતી નહિ અને માત્ર સ્હેજ હસતી હતી.

આ વખતે ભાગવતે ઉપરના પ્રકરણમાં કહ્યા પ્રમાણેની બનાવટી અરજી લઇને પ્રતાપાદિત્યને બતાવી, જેથી પ્રતાપાદિત્ય ગુસ્સે થઇ ઉઠયો તે પછી તેણે ઘણોજ વિચાર કરીને ઉદયાદિત્યને કેદ કરવાનો હુકમ આપ્યો જેથી મંત્રીએ કહ્યુંઃ—"મહારાજ, યુવરાજે જ આ કામ કર્યું હોય એ માનવા જેવું નથી. જેણે આ વાત સાંભળી

તે સર્વ દાંતમાં જીભ ઘાલીને કહે છે કે, રામ, રામ, એ વાત સાંભળવા જેવી નથી યુવરાજ એવું કામ કરે એ કદી સંભવિત નથી."

પ્રતાપાદિત્યે કહ્યું:—'મને પણ એ માટે કાંઇ માનવામાં તો નથી આવતું; પરંતુ ઉદયાદિત્ય કેદખાનામાં રહેશે તેથી અડચણ પણ શી છે ? ત્યાં તેને કોઈ પણ પ્રકારનું દુઃખ નહિ આપવામાં આવે. માત્ર છૂપી રીતે તે કાંઈ કરવા ન પામે તે માટે તેના ઉપર પ્હેરો રાખવામાં આવશે.



## પ્રકરણ ૨૪ મું.

### રામચન્દ્રરાયનો અપમાનનો બદલો લેવાનો વિચાર.

જ્યારે રામમોહન એકલો ચન્દ્રદ્વીપ પાછો આવ્યો અને હાથ જોડીને ગુન્હેગારની માફક રાજાની આગળ ઉભો રહ્યો ત્યારે રામચંદ્રરાયનું સર્વાંગ ક્રોધથી બળી ઉઠયું. તેણે ધાર્યું હતું કે, વિભાના આવ્યા પછી તેને પ્રતાપાદિત્ય અને તેના વંશના સંબંધી બે ચાર વાતો સંભળાવીને પોતાના સાસરા ઉપરના ક્રોધનો બદલો વાળીશ. કઇ કઇ વાતો કહેવી, કેવી રીતે કહેવી, ક્યે વખતે કહેવી એ સર્વ વાતનો તેણે પોતાના મનમાં બરોબર વિચાર કરી રાખ્યો હતો. રામચન્દ્રરાય મૂર્ખ નથી. વિભાને દુઃખ દેવું એવો તેનો અભિપ્રાય ન્હોતો પણ માત્ર વિભાને તેના પિતાની કોઇ કોઇ વાતો કહીને તેને ખૂબ શરમાવશે એવા આનંદના વિચારો તેને થતા હતા અને તે આનંદના ઉછાળામાં તેના મનમાં પૂરી ખાત્રી હતી કે

વિભાને અહીં આવવામાં કશી અડચણ પડવાની નથી. એવા વખતે રામમોહનને એકલો આવેલો જોઇને રામચંદ્રરાય ઘણોજ વિસ્મિત થઇને બોલ્યોઃ—" રામમોહન, શું થયું ?"

રામમોહન—" કાર્ય સિદ્ધ ન થયું."

રાજા—" શું વિભા ન આવી ?"

રામમોહન—" ના મ્હારાજ, અહીંથી જતાંજ અપશુકન થયા હતા."

રાજા અત્યંત ગુસ્સે થઇને બોલ્યોઃ—" ગદ્ધા તને કોણે કહ્યું હતું ? જયારે મેં વારંવાર કહ્યું છતાં તેં માન્યું નહિ અને છાતી ઠોકીને ગયો હાલ..."

રામમોહને કપાળે હાથ મૂકીને કહ્યું. મહારાજ, એ મારા કર્મનો દોષ છે."

રામચંદ્રરાય અત્યંત ગુસ્સે થઇને બોલ્યોઃ—" રામચંન્દ્રરાયની એઆબરૂ કરી? ગદ્ધા, તું મારૂં નામ દઇને ભીખ માગવા ગયો પણ પ્રતાપાદિત્યે તે પણ તને ન આપી. આવી ખરાબ બેઆબરૂ આજ સુધી તો મારી ખાનદાનીમાં કદી કોઈની થઇ ન્હોતી."

રામમોહને નીચું નમાવેલું માથું ઉંચું કરીને કાંઇક ગર્વથી કહ્યુંઃ—" આપ તેમ ન કહો, પ્રતાપાદિત્ય જાત ન મોકલત તો હું બળપૂર્વક પણ વિભાને અહીં તેડી લાવત. તેની તો હું અહીંથી પ્રતિજ્ઞા કરીને ગયો હતો મહારાજ, હું જ્યાં આપનો હુકમ બજાવવા ગયો હતો ત્યાં પ્રતાપાદિત્યનો કાંઇ મને ભય ઓછો હતો ! પ્રતાપાદિત્ય રાજા છે તેથી શું, તે કાંઇ મારો તો રાજા નથી ને."

રાજાએ કહ્યુંઃ—" તો કામ કેમ ન થયું ?"

રામમોહન થોડીવાર ચૂપ રહ્યો, તેની આંખો ડગમગવા લાગી

રાજાએ અધીર થઇને કહ્યું:—" રામમોહન ઝટ કહે."

રામમોહને હાથ જોડી કહ્યું:—" મહારાજ–"

રાજા—" શું છે કહે."

રામમોહન—" મહારાજ, રાણી સાહેબે પોતે જ આવવાનું ના કહ્યું." રામમોહનની આંખમાંથી આંસુ ગરવા માંડ્યાં. આ આંસુ ગ્લાનિનાં જણાતાં હતાં, તે અશ્રુપાતનું કારણ એ હતું કે, વિભાના ઉપર તેને એટલો બધો વિશ્વાસ હતો કે જે વિશ્વાસને લીધે તે છાતી ઠોકીને ઘણીજ ખુશીની સાથે માને તેડવા ગયો હતો પણ મા ન આવી. માએ તેનું માન ન રાખ્યું. કોણ જાણે કે શું સમજીને તે વખતે વૃદ્ધ રામમોહન આંસુ ન રોકી શક્યો.

રાજા એ સાંભળીને તરત ત્યાંથી ઉઠીને ઉભો થયો અને આંખો કહાડીને બોલ્યો: " ઠીક." ઘણીવાર સુધી તેના મોંમાંથી બીજી વાત ન નીકળી.

" આવવાને ના કહ્યું, ઠીક, ગદ્ધા તું મારી આગળથી હમણાં જ દૂર જા. હું તારૂં મોં જોવા નથી માગતો."

રામમોહન છાનોમાનો ત્યાંથી બહાર ચાલ્યો ગયો, તે સમજી ગયો કે મારો જ બધો દોષ છે જેથી શિક્ષાને પોતેજ લાયક છે. તેણે તેને કાંઇ અન્યાય ન માન્યો.

રાજાને કેવી રીતે અપમાનનો બદલો લેવો તેની કાંઇ સમજણ ન પડી, પ્રતાપાદિત્યને તો તે કાંઇ કરી શકે તેમ ન્હોતું. વિભા પણ હાલ તેના કબજામાં નથી. રામચંદ્રરાય અધીરો થઇને આમતેમ ફરવા મંડ્યો.

બેએક દિવસમાં આ ખબર અનેક પ્રકારની વધારા ઘટાડા સાથે ચારે તરફ ફેલાઇ ગઇ, વાત એટલી વધી ગઇ કે તેનો બદલો

તો કોઇ પણ રીતે લીધા વગર છૂટકો જ નથી, એવો નિશ્ચય થયો. પ્રજા પણ આનો બદલો લેવાને માટે વ્યગ્ર થઇ ગઇ. તેમણે કહ્યું કેઃ—" અમારા મહારાજાનું આવું અપમાન. " આ અપમાન સર્વના રોમેરોમમાં ખૂંચવા લાગ્યું. એક તો રામચંદ્રરાયના મનમાં પ્રતિહિંસાની તરફ ચિત્તવૃત્તિ સ્વભાવથી જ બળવાન રહ્યા કરે છે. બીજું તેનાં મનમાં એમ થવા લાગ્યું કેઃ—અપમાનનો બદલો નહિ લઉં તો પ્રજા શું કહેશે, નોકરો શું જાણશે, રામો શું સમજશે ? જ્યારે તે મનમાં કલ્પના કરતો કે રામો કોઈની આગળ તેની આ બાબતમાં મશ્કરી કરવા મંડયો છે, ત્યારે તે અત્યંત વ્યગ્ર થઇ જાય છે.

એક દિવસે દરબારમાં મંત્રીએ આવી નિવેદન કર્યું કેઃ—' મહારાજ આપ ફરી લગ્ન કરો. "

રામાએ મશ્કરી કરતાં કહ્યું:—" અને પ્રતાપાદિત્યની પુત્રી ભલે તેના ભાઇને લઇને રહે. "

રાજા, રામાના તરફ જોઇ હસીને બોલ્યો:—" રામા, તું બરોબર કહે છે. "

રાજાને હસતો જોઇ જેટલા સભાસદ હતા તે સર્વ હસવા લાગ્યા. માત્ર ફર્નાન્ડિઝ ન હસ્યો, તે કાંઇક ગુસ્સે થયો. રામચંદ્રરાયની માફક દરબારના લોકો મર્યાદાના રક્ષણને માટે હંમેશાં વ્યગ્ર રહેતા હતા; પરંતુ મર્યાદાનું રક્ષણ શી રીતે થાય તેનું જ્ઞાન તેમને ન્હોતું.

દીવાન—" મંત્રીજીએ બરોબર કહ્યું છે, એમ કરવાથી પ્રતાપાદિત્ય અને તેની છોકરી વિભા બંનેને બરાબર શિક્ષા થશે. "

રામો—" હા, પણ આવા શુભકામને માટે આપણા વર્તમાન સાસરાજીને નિમંત્રણ પત્ર મોકલવાનું ન ભૂલવું જોઇએ. વખતે નિમં-

ત્રણ પત્ર ન મોકલીએ તો ખોટું લાગે." આમ કહીને તેણે આંખો બંધ કરી, દરબારના બીજા સભાસદો હસવા લાગ્યા, જે લોકો જરા વેગળા બેઠા હતા, અને જેમણે કાંઇ સાંભળ્યું ન્હોતું તે પણ હસ્યા વગર ન રહ્યા.

રામો—"મહારાજ. ફુળદાન આપવાને માટે સધવા સ્ત્રીઓ-માંથી યશોહરમાંથી આપની સાસુજીને બોલાવવા મોકલીશું. અને "**मिष्टान्नमितरे जनाः**" પ્રતાપાદિત્યની પુત્રીને એક થાળ ભરીને મિઠાઈ મોકલીશું તેમાં એ કાચાં કેળાં પણ ખરાં હાં કે !"

રાજા હસતાં હસતાં આડો પડયો. સભાસદો મોં આગળ લુગડું રાખીને, મોં ફેરવીને હસવા લાગ્યા. ફર્નાન્ડિઝ સર્વની આંખો આગળથી છાનોમાનો ચાલ્યો ગયો.

દીવાનજીએ ફરી એકવાર રસિકતા લાવવાનો પ્રયત્ન કર્યો તેમણે કહ્યું:—"**मिष्टान्नमितरेजनाः।**" જો બીજા લોકોના ભાગ્યમાં મિષ્ટાન્ન હશે તો તો સર્વ મિઠાઇ યશોહરમાંજ ખપી જશે. તો શું ચન્દ્રદ્વીપમાં મિઠાઇ ખાનારા માણસો નથી ?"

આ વાત સાંભળી કોઇને હસવું ન આવ્યું. રાજા ચૂપ થઇને હુક્કો ગગડાવવા મંડયો. સભાસદો છાનામાના બેસી રહ્યા. રામાએ એકવાર દિવાનજીના સામું જોયું. મંત્રીએ ખેદ સાથે કહ્યું:—"દીવાનજી, આપ રાજા સાહેબના લગ્નમાં શું મિઠાઇનો એવો થોડોકજ બંદોબસ્ત કરશો કે તે યશોહરમાંજ વહેંચાઇ જતાં પુરી જ થઇ જશે ?"

દિવાનજી બિચારા માથું ખંજવાળવા લાગ્યા. આ પ્રમાણે ફરી લગ્ન કરવાનો ચોક્કસ વિચાર કર્યો.

## પ્રકરણ ૨૫ મું.

### ઉદયાદિત્યની કેદખાનાની સ્થિતિ.

ઉદયદિત્યને જ્યાં કેદ કરવામાં આવ્યો છે, તે ખરેખર કેદખાનું નથી, પણ તે રાજભુવનની નજીકનું એક નાનું સરખું મકાન છે. રાજમ્હેલની દક્ષિણની તરફ એક રાજમાર્ગ છે. અને પૂર્વ તરફ એક મ્હોટો કોટ છે. ત્યાં આગળ પ્હેરેદારો પ્હેરા ફરે છે. જે મકાનમાં ઉદયાદિત્યને કેદ કરવામાં આવ્યો છે તે મકાનમાં એક નાની સરખી બારી છે. તે બારીમાં થઇને થોડો ઘણો પ્રકાશ, સામેનું વન અને સામે આવેલું એક શિવાલય જોઇ શકાય છે જ્યારે ઉદયાદિત્યને કેદખાનામાં પૂરવામાં આવ્યો ત્યારે સંધ્યાકાળ પડી હતી. અંદર જઇ તે બારી આગળ બેઠો. વરસાદની મોસમ છે, આકાશમાં ચારે તરફ વાદળો ઘેરાયલાં છે. સડક ઉપર વરસાદ પડે છે. જનશુન્ય રાત્રે એએક મુસાફર સડક ઉપર જતા જણાય છે. વરસાદના પાણીમાં ચાલવાથી તેના પગના ધબકારાથી છબ, છબ અવાજ થાય છે. પૂર્વ તરફથી હૃદયના ધબકારાની માફક કેદખાનાના પ્હેરેદારોના ફરવાનો ધબ્બસારો તેને સંભળાય છે, ક્રમશઃ રાત વીતવા લાગી. દૂરથી ચોકીદારોના બોલવાનો અવાજ કોઇ કોઈ વાર સંભળાય છે. આકાશમાં એક પણ તારો જણાતો નથી. જે વાંસવાડીના તરફ નજર રાખીને ઉદયાદિત્ય બેઠો હતો તે ઝાડીમાં છુપાઇ ગઈ છે. તે રાત્રે ઉદયાદિત્યને ઉંઘ ન આવી. તે બારીની પાસે બેસીને પ્હેરેદારોના પગના ધબકારાનો અવાજ સાંભળ્યા કરતો.

[વિભા આજ કેટલેક દિવસે સંન્ધ્યાકાળે એકવાર વેલીના બગીચામાં ફરવા ગઈ છે. આ તરફ હવેલીમાં લોકોની ભીડ ઘણી જામી

છે. ચારે તરફ લોકો એક બીજાને પૂછે છે કેઃ—"શું થયું છે, શી હકીકત છે?" સર્વની આંખોમાંથી આંસુ નીકળે છે. સર્વ સ્ત્રીયો લાંબો શ્વાસ લેતી તરેહ તરેહની વાતો કર્યાં કરે છે. વિભા આ સમાજમાં હવે ભળી નહિ શકે, કારણ કે તે જરા જીવ ખુશ થાય તે માટે બગીચામાં ગઇ છે. સૂર્યનો ઉદય આજે વાદળાંમાંજ થયો છે અને અસ્ત પણ વાદળામાંજ થયો છે. ક્યારે ઉદય થયો અને ક્યારે સાંજ પડી એ કોઇના જાણવામાં ન આવ્યું. માત્ર વાદળામાં પશ્ચિમ તરફ સોનેરી કિરણો કંઇક જણાવા લાગ્યાં, પણ દિવસ ઉગ્યો ન ઉગ્યો ને તે જણાતાં બંધ થઇ ગયાં.

ધીરે ધીરે ગાઢ અંધકાર થયો. દિશાઓ અંધકારમાં ડૂબી ગઇ અંધકારે વૃક્ષોને એવી રીતે ઘેરી લીધાં કે એક બીજાની વચ્ચેનું અંતર પણ જણાવા ન માંડયું. જાણે હજારો લાંબા પગથી ભાર દઇ મહા વિસ્તૃત અંધકાર ઉભેલો હોય એમ લાગે છે. રાત પડી રાજભૂવનના દીવા હોલાવા મંડયા. વિભા એક ઝાડની નીચે બેઠી છે. તે સ્વભાવેજ બીકણ છે પણ આજે તેને ડર લાગતો નથી. જેટલો અંધકાર વધ્યો છે તેટલોજ તેના મનમાં પણ અંધકાર જણાય છે જાણે કે પગની નીચેની જમીન કોઈ ઉઠાવીને લઇ જતું હોય, જાણે કોઇએ તેને સુખમાંથી, શાંતિમાંથી અને સંસારના કિનારા ઉપરથી ગબડાવીને નીચે પાડી દીધી હોય, તેમ તેને જણાવા લાગ્યું. તે અગાધ અંધકારના સમુદ્રમાં જઇ પડી છે. તે સમુદ્રમાં ગોથાં ખાઇને ધીમે ધીમે નીચેને નીચે જતી હોય તેમ તેને લાગતું. તેના માથા ઉપર અંધકાર જામી રહેલો છે. તેના પગ નીચે જમીન જણાતી નથી, તેની ચારે તરફ શૂન્ય અને શૂન્યજ જણાય છે. તેનો આધાર, કિનારો, અને સંસાર ધીમે ધીમે દૂરને દૂર જતો જણાય છે. તેના મનમાં

થવા લાગ્યું કે તેની સામે એક મહાન પડદો આકાશની તરફ ઉભેલો છે. કાંણુ જાણે કે તે ભાગમાં કઇ ચીજો પડેલી છે. તેનું મન વ્યાકુળ થઇ ઉઠયું. તે ભાગમાં તેને કાંઇ જણાવા લાગ્યું. તે ભાગમાં સૂર્યનો પ્રકાશ, ખેલ, તમાસા, અને ઉત્સવ વિગેરે સર્વ જણાવા લાગ્યું. જાણે કોઇએ ઘણીજ નિષ્ઠુરતાથી તેને પકડી રાખી છે. પોતાનો પ્રાણુ આપવા છતાં પણુ તેને તે તરફ નથી જવા દેતું, માનો કે જાણે વિભાને આજે દિવ્ય દૃષ્ટિ જણાઇ છે.

આ ચરાચર વ્યાપી ઘનઘોર અંધકારના ઉપર જાણે કે વિધાતાએ વિભાના ભવિષ્યનું અદૃષ્ટ લખેલું છે, અને તેને તે એકલી બેસીને વાંચી રહેલી છે. તેથી તેની આંખમાં આસું નથી. દેહ નિશ્ચેષ્ટ છે અને પોપચાં ઉઘાડાં છે. બે પહોર રાત વીતી ગયા પછી પવન કાંઇક જોરથી ચાલ્યો, અંધારામાં બધાં ઝાડ હાલી ઉઠયાં, પવન ત્યાંથી જરા વેગળે જઇને જાણે બાળકની માફક હુ હુ કરીને રડવા લાગ્યો. વિભાના મનમાં કલ્પના થવા લાગી કે જાણે દૂરના સમુદ્ર કિનારે બેસીને વિભાના સ્નેહવાળાં નાનાં નાનાં બાળકો હાથ પગ પછાડીને રડી રહ્યાં છે. અને તે વ્યાકુળ થઇને વિભાને મા, મા. કહી બોલાવે છે, ને તેના ખોળામાં આવવા લાગે છે. પણુ તેમને આવવાનો રસ્તો જણાવા ન લાગ્યો. જાણે કે તેમનો બોલાવવાનો અવાજ સાત લાખ યોજન દૂરથી ઘોર અંધકારને ફાડીને વિભાના કાનમાં અથડાવા લાગ્યો. વિભાના હૃદયે જાણે કે અધીર થઇને કહ્યું કે "કાંણુ છે હે, તમે સર્વ કાંણુ છો, તમે સર્વ આ રીતે કેમ રડી રહ્યા છો, તમે લોક ક્યાં છો, કેમ જણાતાં નથી." વિભા જાણે મનમાં ને મનમાં આ સાત લાખ યોજનના અંધકારમય માર્ગમાં એકલી ચાલી નીકળી, હજાર વર્ષ સુધી ચાલ્યાંજ કરી, છતાં રસ્તાનો અંત ન

આવ્યો, ને કોઇ જણાવા ન લાગ્યું. કેવળ આ વાયુહીન, શબ્દહીન ને રાત દિવસ વગરનો, જનશૂન્ય, પ્રકાશશૂન્ય અને દિશાશૂન્ય ઘોર અંધકારમાં ઉભી રહીને તેણે એ રીતે રડવાનો અવાજ સાંભળ્યો. તે બીજું કોઇ નથી પણ પવનના સનસનાટનો અવાજ હતો.

વિભાએ આખી રાત જાગીનેજ કહાડી. બીજે દિવસે વિભાએ કેદખાનામાં ઉદયાદિત્યની પાસે જવાનો વિચાર કર્યો. પણ ત્યાં તેને જવાનો હુકમ નહોતો જેથી આખો દિવસ તેણે રડયાં કર્યું. પછી તે જાતે પ્રતાપાદિત્યની પાસે ગઇ અને તેના પગમાં પડી રડી પડી. ઘણી ઘણી આજીજી કરવાથી તેને જવાનો હુકમ મળ્યો. બીજે દિવસે સવાર થતાં ન થતાં તો તે પથારીમાંથી ઉઠીને કેદખાનામાં ગઈ. ત્યાં જઇ તેણે જોયું કે ઉદયાદિત્ય પથારીમાં નથી પણ તે જમીન ઉપર બેસીને બારીને અઢેલી ઉંઘે છે. તે જોઇ વિભાની છાતી ફાટી ગઇ અને રડવું આવ્યું, પણ તે તેણે ઘણીજ મુસ્કેલીથી રોકી રાખ્યું અને ઘણાજ ધીમે પગલે ઉદયાદિત્યની પાસે જઇને બેઠી.

જોજોતામાં દિવસ આથમવા લાગ્યો. પાતાળમાં ચકલીયો ચકચકાટ કરવા લાગી. પાસેના રાજમાર્ગમાં વટેમાર્ગુઓ ગાવા લાગ્યા. એએક પહોર રાત સુધી જાગવાથી કલાન્ત થઇ સવાર થતું જોઈ કોમળ સ્વરે તે ગાવા લાગ્યા. ભગવાનના મંદિરોમાં શંખ ઘડીઆળ અને ઘંટ વાગવા લાગ્યા. ઉદયાદિત્ય એકાએક ચમકી જાગી ઉઠયો. વિભાને જોતાંજ તે બોલી ઉઠયો: "વિભા આ શું, આટલી વ્હેલી કેમ આવી છે? ઘરની ચારે તરફ જોઇને બોલ્યો:—"હેં, હું કયાં છું." થોડીજવારે તેને યાદ આવ્યું કે કયાં છું. તેણે વિભાની સામે જોઈ દીર્ઘશ્વાસ લઇને કહ્યું:—"ઓહ, વિભા તું આવી છે? કાલે તો મેં તને આખો દિવસ ન જોઈ. મે તો ધાર્યું હતુ કે હું હવે તને જોવા નહિ પામું."

વિભાએ ઉદયાદિત્યની પાસે આવીને પોતાની આંખોનાં આંસુ લ્હોઇને કહ્યું: "ભાઇ, ભોંય ઉપર કેમ બેઠા છો, ખાટલા ઉપર બેસોને, બિછાનું પાથરેલું છે. જે જોઇ જણાય છે કે તમે એકવાર પણ ખાટલામાં પગ મૂક્યો નથી. તો શું બે દિવસથી ભોંય ઉપરજ આસન લગાવ્યું છે ?" વિભા આટલું કહી રડી પડી.

ઉદયાદિત્યે ધીમે રહીને કહ્યું:—"વિભા, પલંગ ઉપર બેસવાથી મને આકાશ જણાતું નથી. બારીમાંથી આકાશ તરફ જોઉં છું અને જ્યારે પક્ષીઓને ઉડતાં જોઉં છું ત્યારે મનમાં એમ થાય છે કે મને પણ પાંખ હોત તો હું પણ તેની માફક આ અનન્ત આકાશમાં સ્વતંત્ર થઇને ફર્યા કરત. આ બારી આગળથી હું જ્યારે દૂર જોઉં છું ત્યારે ચારે તરફ અંધકાર જણાય છે, ત્યારે મને લાગે છે કે મારો ક્યારે છૂટકારો થશે. મારો કયે દિવસે ઉદ્ધાર થશે, ભરોસો નથી પડતો કે કેદમાંથી હવે હું મુક્ત થઇશ. વિભા આ કેદખાનામાં જે આ બે હાથ જમીન છે, ત્યાં આવતાં મને જણાય છે કે હું સ્વભાવતઃ સ્વતંત્ર છું. કોઇપણ રાજા, મહારાજા મને કેદ કરી શકે તેમ નથી, અને આ ઘરની અંદર જે આ પલંગ છે તે મારે માટે કેદખાનાના સ્મારકરૂપ છે.

આજે વિભાને એકાએક જોઇને ઉદયાદિત્યના મનમાં અત્યંત આનંદ થયો. વિભાના ઉપર જ્યારે તેની નજર પડી, ત્યારે તેણે જાણ્યું કે કેદખાનાના બધા દરવાજા ખૂલી ગયા હશે. તે દિવસે તેણે વિભાની પાસે બેસીને પ્રસન્નતાથી એટલી બધી વાતો કરી કે કેદ થયા પહેલાં કદી એટલી બધી વાતો કરી નહોતી. વિભા ઉદયાદિત્યના આ આનંદનો મનમાં ને મનમાં વિચાર કરતી હતી. અમે જાણતા નથી કે એક હૃદયની વાતો બીજા હૃદયમાં શી રીતે પહોંચી જતી હશે.

એકના મનમાં તરંગો ઉઠતા તે બીજાના મનમાં કેવી રીતે ઉઠતા હશે. વિભાનું હૃદય પુલકિત થઇ ઉઠયું, તેના આખા શરીરનાં રોમાંચ ખડાં થઇ ગયા. તેનો ચિરકાસનો ઉદ્દેશ આજે સફળ થયો. વિભા કાંઇ એવી સમજણી નથી કે તે ઉદયાદિત્યને આનંદ આપી શકે. તે ઘણા દિવસ પછી તેના સમજવામાં આવ્યું. હૃદયમાં બળ આવ્યું. આટલા દિવસ તે ચારે તરફ અંધકાર જોઇ રહી હતી. કોઇ પણ તરફ તેને અંધકારનો છેડો જણાતો ન્હોતો. તે નિરાશાના બોજાથી વાંકી વળી ગઇ હતી. તે બરોબર ઉદયાદિત્યની સેવા કરતી હતી પણ તેને વિશ્વાસ ન્હોતો કે ઉદયાદિત્ય પોતાની સેવાથી સુખી થઈ શકશે. આજે તેને કાંઈક વિશ્વાસ બેઠો છે. આજે તેના બધા દિવસનો પરિશ્રમ સફળ થયેલો જણાવા લાગ્યો. થાકનું બધું દુઃખ તે ભૂલી ગઈ છે. આજે તેની આંખોમાંથી સવારનાં તેજસ્વી કિરણોની માફક ઠંડાં આંસૂનાં ટીપાં જણાવા લાગ્યાં. આજે તેના હોઠે માં જરા મધુર હાસ્યનો વિકાસ થવા મંડયો. જાણે વિભા પણ એક તરફથી કેદખાનામાંજ રહેવા લાગી. બારીમાંથી સવારમાંનો સફેદ પ્રકાશ અંદર આવતો ત્યારે કેદખાનાનું બારણું ઉઘડતું અને વિભાની વિમલ મૂર્તિ જણાતી. વિભા નોકરને કોઇ કામ કરવા દેતી નહિ, બધું કામ તે પોતેજ કરતી. પોતાના હાથે તે ઉદયાદિત્યને રસોઇ લાવી આપતી. પોતાને હાથેજ તેનું બિછાનું પાથરતી. તેણે એક પોપટ લાવીને અહીં લટકાવ્યો હતો. અને દરરોજ સવારે હવેલીના બગીચામાંથી ફુલ તોડી લાવતી છે. ત્યાં એક મહાભારતનું પુસ્તક હતું, તે પુસ્તક ઉદયાદિત્ય વિભાને પોતાની પાસે બેસાડીને વાંચી સંભળાવતો હતો.

પરંતુ ઉદયાદિત્યના મનમાં એક મોટી ચિંતા એ થાય છે કે એક તો પોતે દુઃખના સમુદ્રમાં જાણીબુજીને ડૂબી ગયો છે અને વળી

એવા વખતે આ બિચારી નવ–વિવાહિતા સુકુમારી વિભાને હાથ ઝાલીને પોતાની સાથે કેમ ડુબાડે છે ? તે દરરોજ પોતાના મનમાં જ્યારે આવો વિચાર કરતો ત્યારે તે વિભાને કહેતો કેઃ—" વિભા, તું તારે ઘેર જા. " પણ વિભા જ્યારે સવારની ઠંડી હવા અને સ્વચ્છ પ્રકાશને લઇને સૂર્યોદય થતાં કેદખાનામાં આવે છે ત્યારે પોતાના પ્રેમપુલકિત સુંદર મુખ લઈ તે પાસે બેસે છે, જ્યારે તે પોતાની દૃષ્ટિમાં કેટલાય આદર અને કેટલીય ઇચ્છાઓ સાથે તેના મોં સામે ધ્યાન દઇને જુવે છે અને ઘણુાજ મધુર અવાજે કેટલીક વાતો પૂછે છે, ત્યારે તેને કોઇપણ રીતે એમ બોલવાનું સાહસ થતું નથી કે " વિભા, તું જા, તું હવે અહીં ન આવ, મારે માટે આટલું દુઃખ વેઠવાની જરૂર નથી. " રોજ તે પોતાના મનમાં કહ્યા કરે છે કે; કાલ કહીશ, પરંતુ એવી કાલ આવવાનો કદી સુયોગ આવતો નહિ, તેથી આખરે તેણે એક દિવસે દૃઢ પ્રતિજ્ઞા કરી, તે પછી વિભા આવી, જેથી વિભાને તેણે કહ્યું કે.—વિભા, હવે તું અહીં ન રહે, તારે ઘેર જા. જ્યાંસુધી તું નહિ જાય ત્યાંસુધી મારા મનમાં શાંતિ નહિ થાય. દરરોજ સંધ્યાકાળે કેદખાનાના અંધારામાં કોઇ આવીને મને એમ કહે છે કેઃ—" વિભા, દુઃખમાં પડવા ઇચ્છે છે. " વિભા, મારી પાસેથી તું જલ્દી જા. હું શનિનો ગ્રહ છું. મારી નજર પડતાંજ ચારે તરફથી દેશમાં વિપત્તિ આવી પડે છે. તું તારે સાસરે જા, વચ્ચે વચ્ચે જો તારા કુશળ સમાચાર મળતા રહેશે તો તેથી હું મને સુખી માનીશ. "

વિભા કાંઈ ન બોલી.

ઉદયાદિત્ય માથું નમાવી થોડીવાર સુધી વિભાના મોંનો ભાવ જોવા લાગ્યો. તેની બંને આંખોમાંથી ઝરઝર આંસુ ખરવા લાગ્યાં.

ઉદયાદિત્યે વિચાર કર્યો કે:—" જ્યાંસુધી હું કેદખાનામાંથી છૂટીશ નહિ, ત્યાંસુધી વિભા મને છોડીને જવાની નથી. પણ હું જાણતો નથી કે આ કેદખાનામાંથી હું કેવી રીતે છૂટી શકીશ."

## પ્રકરણ ૨૬ મું.

### વિભાનો ત્યાગ કરવાનો પત્ર.

રામચન્દ્રરાય સમજ્યો કે પ્રતાપાદિત્યના હુકમ અને ઉદયાદિત્યના સલાહથીજ વિભા ચન્દ્રદ્વીપમાં આવી નહિ હોય. વિભા પોતાની ઇચ્છાથી ન આવી" એ યાદ આવતાં તેના મહત્વમાં મહાન આઘાત થતો. તેણે અનુમાન કર્યું કેઃ પ્રતાપાદિત્ય મારૂં અપમાન કરવા ઇચ્છે છે, જેથીજ તે વિભાને મારે ત્યાં આવવા નથી દેતા. એ અપમાનનો બદલો કેમ ન લેવો ? મારે તેને એવો એક પત્ર કેમ ન લખવો કે મેં તમારી પુત્રીનો પરિત્યાગ કર્યો છે, જેથી તેને હવે કદી પણ ચન્દ્રદ્વીપમાં ન મોકલવી. આ પ્રમાણે વિચાર કરી પાંચ માણસોની સલાહ લઇ તેણે પ્રતાપાદિત્યના નામનો એક પત્ર લખ્યો. પ્રતાપાદિત્યને એવો પત્ર લખવો એ કાંઇ જેવું તેવું સાહસનું કામ ન્હોતું. રામચંદ્રરાયને મનમાં ને મનમાં મહાન ભય થઈ રહ્યો હતો. પરંતુ ઢોળાવવાળા પહાડઉપરથી મહાન વેગથી નીચે દોડવાથી જેવો હજાર દરજ્જે ભય હોય છતાં પણ વચ્ચે કંઇ અટકાવ થતો નથી, તેમ રામચન્દ્રરાયના મનમાં પણ તેવોજ એક પ્રકારનો ભાવ ઉત્પન્ન થયો હતો. તે એકાએક દુઃસાહસના કામમાં પ્રવૃત્ત થયો છે. તે અંત સુધી પહોંચ્યા વગર વચમાં અટકી શકે તેમ નથી.

તેણે રામમોહનને બોલાવીને કહ્યું:—"આ કાગળ યશોહર લઇ જાવ."

રામમોહને હાથ જોડીને કહ્યું:—"ના મહારાજ હવે હું ત્યાં નહિ જઇ શકું. મેં પ્રતિજ્ઞા કરી છે કે હવે મારે યશોહર ન જવું. તથાપિ જો આપ રાણીસાહેબને ફરી તેડવા જવાની આજ્ઞા કરતા હોતો કદાચ એકવાર મારી પ્રતિજ્ઞાનો ભંગ કરીને પણ જઇ શકું, નહિતો નહિ."

રાજાએ આ વિષે રામમોહનને વધુ કહેવું ઉચિત ન લાગવાથી તે પત્ર તેણે વૃદ્ધ નયનાનંદને આપ્યો અને તે પત્ર લઇને તે યશોહર તરફ ગયો.

તે પત્ર તો લઇને ગયો પણ તેના મનમાં ઘણો ભય થયો. પ્રતાપાદિત્યના હાથમાં એ પત્ર પડતાં કોણ જાણે કે તે શું કરી બેસશે. જેથી તેણે બરોબર વિચાર કરી નક્કી કર્યું કે તે પત્ર રાણીના હાથમાં આપવો.

રાણીની માનસિક અવસ્થા સારી નથી. તેનો જીવ આજકાલ ઉદાસ રહે છે. એક તો રાતદિવસ વિભાની ચિન્તા તેના મનમાં રહ્યાં કરે છે ને બીજું ઉદયાદિત્યને માટે તે વળી વધુ દુઃખી રહ્યાં કરે છે. સંસારના વિકટ માર્ગમાં પડીને જાણે કે તેનું હૃદય ચૂરેચૂરા થઇ ગયું છે. વચમાં વચમાં હવે તે રડે છે. ઘરના કામકાજમાં પણ હવે તેનો જીવ ચોટતો નથી. આવી અવસ્થામાં તેને આ પત્ર મળ્યો. હવે તે શું કરશે તે તેના સમજવામાં ન આવ્યું. તે વિભાને એ વિષયમાં કાંઇ કહી શકી નહિ, કારણ કે જો તેના જાણવામાં આ વાત આવે તો તે પાછી સૂકાઈને કાંટા જેવી થઇ જાય. મહારાજના કાને આ પત્રની વાત પડતાં કોણ જાણે કે શો અનર્થ થશે જેથી

આવા સંકટ વખતે કોઈને કાંઈ ન કહેતાં, કોઇની કાંઇ સલાહ ન લેતાં રાણી શી રીતે ધૈર્ય ધારણ રાખી શકે?

ચારે તરફ હદપાર દિલગીરીનો સમુદ્ર જોઇને રાણી રડતી રડતી પ્રતાપાદિત્યની પાસે ગઇ. ત્યાં જઇ તેણે કહ્યું:—"મહારાજ, વિભાને માટે કાંઇક ઉપાય કરવો યોગ્ય છે.

પ્રતાપાદિત્યે કહ્યું:—"કેમ! શું થયું છે?"

રાણી—થયું તો કાંઈ નથી—પણ વિભાને કોઈ પણ એક દિવસે સાસરે તો જવું જ પડશે."

પ્રતાપાદિત્ય—"એ તો જાણ્યું, પણ આટલા બધા દિવસ પછી આજે એ વાત એકાએક કેમ યાદ આવી?"

રાણીએ ડરીને કહ્યું:—"આપના મનમાં તો એવો જ સંદેહ ઉત્પન્ન થતો રહે છે કે, કાંઇક થયું છે. એ હું નથી કહેતી અને કંઈ થાય........"

પ્રતાપાદિત્યે ગુસ્સે થઈને કહ્યું:—"બીજું થવાનું શું છે?"

"માનો કે કદાચ જમાઇ વિભાનો એકદમ ત્યાગ કરે તો?" રાણી કાંઇક ગરગરા અવાજે બોલી.

આ સાંભળી પ્રતાપાદિત્ય અત્યંત ગુસ્સે થઇ ગયો, તેની આંખોમાંથી જાણે કે અગ્નિની ચીણગારીયો નીકળવા મંડી.

મહારાજાની આવી ભયાનક મૂર્ત્તિ જોઈ રાણીએ ઝટ આંસુ લ્હોઇ નાંખ્યાં અને કહ્યું:—"મેં કહ્યું તેથી કાંઇ જમાઇએ એવું થોડું જ લખ્યું છે કે તમારી વિભાનો ત્યાગ કરી દીધો છે માટે તેને હવે ચંન્દ્રદ્વીપ ન મોકલવી." એ વાત તો છે નહિ, ત્યારે ખરી વાત એ છે કે કદાચ કોઇ એક દીવસે તે તેવું લખે તો."

પ્રતાપાદિત્યે કહ્યું:—“તો તે વખતે તેનો યોગ્ય ઉપાય કરીશ. હાલ તેને માટે ચિંતા કરવાની જરૂર નથી.”

રાણીએ રડીને કહ્યું—“મહારાજ, હું આપને પગે પડું છું. મારી એક વાત સાંભળો. એકવાર વિચાર કરો કે તે વખતે વિભાની શી દશા થશે. મારૂં હૃદય પથ્થરનું છે. તેથી આજ સુધીમાં તે કડકા થઇ જઇને ફાટયું નથી. નહિ તો જ્યાં સુધી દુઃખ દેવાય ત્યાં સુધી તો આપે દીધું છે. ઉદયને—મારા પુત્રને—રાજકુમારને—સાધારણ અપરાધીની માફક આપે કેદ કરી લીધો છે—તે મારો પુત્ર કદી કોઇનો અપરાધ કરતો નથી. કોઇને કાંઇ અડચણ નથી કરતો. અપરાધ શું છે તે તો તે સમજતો નથી. રાજકારભાર શીખવાડવા છતાં પણ તે શીખતો નથી. પ્રજાપાલન કરવાનું તે જાણતો નથી એ સર્વ વાતોનું તેને જ્ઞાન નથી એથી ભગવાને તેને એટલી સજા આપી છે, તેનો શો દોષ? એમ કહી રાણી જોરથી રડવા લાગી.

પ્રતાપાદિત્યે જરા બેદરકારીથી કહ્યું:—“એ સર્વ વાતો તો હું ઘણીવાર સાંભળી ચૂકયો છું જે વાત કહેતી હતી તે કહેને.”

રાણીએ બંને હાથે પોતાનું માથું કુટીને કહ્યુ—“મારૂં કપાળ કુટી ગયું! બીજું શું કહું! કહેવા છતાં આપ સાંભળતા નથી! મહારાજ, એકવાર વિભાના મોં સામે જુવો, તે કોઇને કાંઇ કહેતી નથી—તે માત્ર દિવસે દિવસે સૂકાતી જાય છે. પડછાયા જેવી કાળી પડી ગઇ છે, પરંતુ તે કોઇને કાંઇ કહેતી નથી તેનો ઉપાય કરો.”

પ્રતાપાદિત્યને આ સાંભળી અત્યંત ગુસ્સે થયેલો જોઇ રાણી છાનીમાની ત્યાંથી ચાલી ગઇ.

# પ્રકરણ ૨૭ મું.

## મંગળા અને સીતારાંમને થયેલી ખટપટ.

આ વખતે એક નવો બનાવ બન્યો. જ્યારે સીતારાંમે જોયું કે ઉદયાદિત્યને કેદ કરવામાં આવ્યો છે ત્યારે તે ગુસ્સાથી બળી ઉઠયો. પ્રથમ તે રૂક્ષ્મણીને ત્યાં આવ્યો, ત્યાં તેને મોંમાં જેમ આવે તેમ ગાળો ભાંડવા લાગ્યો, તે ત્યાં સુધી કે તે દોડી દોડીને તેને મારવા ગયો અને બૂમો પાડી બોલ્યો કે–" રાક્ષસી, હત્યારણ, તારૂં ઘર બાળી દઇશ. તારા ઘરનું નામ નિશાન નહિ રહેવા દઉં, અને યુંવરાજને કેદખાનામાંથી છોડાવીશ, ત્યારે મારૂં નામ સીતારાંમ જાણજે. લે હું હમણાંજ રાયગઢ જઉં છું પ્રથમ રાયગઢ જઇ આવું પછી તારા કાળા મોને પથ્થર સાથે રગડીશ, તારા માથે ચૂનો ને મેશ ચોપડી આખા શહેરમાં ફેરવીશ, પછી અહીંથી તને બહાર કહાડી પછીજ પાણી પીશ."

રૂક્ષ્મણી કાંઇકવાર સુધી સ્થિર દૃષ્ટિથી સીતારાંમના મોં સામે જોઇ સર્વ વાતો સાંભળવા લાગી. પછી તેણે દાંત પીસ્યા, હોઠ સાથે હોઠ દબાવ્યા, ખૂબ જોરથી બંને હાથની મૂઠીઓ વાળી. તેની બંને ભમરો ઉપર જાણે મેઘ છવાઇ ગયો. તેનાં વિશાળ નયનોની કાળી પુતલિયોમાં વિજળી ચમકવા લાગી. થોડી વાર પછી તેનું આખું શરીર કંપવા લાગ્યું.

એ પછી ધીમે ધીમે તેના બંને હોઠ કંપવા લાગ્યા, બંને ભવાં ઉપર ચઢી ગયાં. માથાના વાળ વિખરાઇ ગયા, તે બંને હાથ થરથર કંપવા લાગ્યા. જાણે કે એક પિશાચિનીની ભયાનક મૂર્તિ,

જાણે એક સર્વાંગે પુષ્ટ, કંપતી હિંસા, સીતારાંમના માથા ઉપર પડવા ઇચ્છે છે. સીતારાંમ તરત ઘરથી બહાર નીકળી ગયો. તે પછી ધીમે ધીમે રૂક્મિણીની મુકી ઢીલી પડી ગઇ. બંને હોઠ જુદા પડયા. દાંત ઉપરથી દાંત ખસી ગયા અને કાંઇક ભાન આવ્યું ત્યારે તે સાવચેત થઇને બેઠી અને બોલીઃ—"હાં, સીતારાંમ, યુવરાજ તારો ખરીદીલો છે કે? યુવરાજના ઉપર જે વિપત્તિ આવી પડી છે તેની ચોટ તારા જીવમાં લાગી છે કેમ? તું મુર્ખા એમ નથી જાણતો કે એ યુવરાજ હવે મારોજ છે. હું ધારૂં તો તેને નાચ નચાવું, મારા યુવરાજને તું કેદમાંથી છોડાવા ઇચ્છે છે? તેને છોડાવ જોઉં તો ખરી?" એમ કહી તે પોતે પોતાની મેળે બકબકવા લાગી.

સીતારાંમ તે દિવસે રાયગઢ ચાલ્યો ગયો. દિવસના પાછલા પહોરે વસંતરાય પોતાના કોટના છજામાં બેઠા છે. બે ચાર હજુરીયા પાસે બેઠા હતા, સામે એક મોટું મેદાન જણાય છે. મેદાનની પશ્ચિમે એક નહેર છે. નહેરને બીજે કિનારે આંબાનો બાગ છે. તે બાગને ઑથે સૂર્ય ઢંકાઇ ગયો છે. વસંતરાયના હાથમાં તેનો પુરાણો સંગી સીતાર આજે નથી. વૃદ્ધ વસંતરાય અસ્ત થતા સૂર્ય તરફ જોઇને પોતાના મનમાં કાંઇક ગણગણાટ કરીને ગાઇ રહ્યા છે.

વસંતરાય શો વિચાર કરતાં કરતાં ગાયા કરે છે એ કોણ કહી શકે તેમ હતું. તે મનમાં ને મનમાં વિચાર કરતા હતા કે હું ગીત ગાઇ રહ્યો છું. પરંતુ જેને હું ગાયન સંભળાવું છું તે અહીં નથી. એની મેળે જ મોંમાંથી નીકળ્યાં કરે છે, પરંતુ ગાવામાં હવે તેમને સુખ જણાતું નથી. હજુ પણ તે સુખ ભૂલતા નથી, પણ જ્યારે તે સુખ યાદ આવે છે ત્યારે જેને છાતી સાથે લગાવવાની ઉત્કંઠા થાય છે, તે નથી. જે દિવસે સવારમાં સોહામણા વખતે રાયગઢનાં

આ તાડનાં વૃક્ષોની ઉપર વરસાદ ચઢી આવતાં હર્ષને લીધે હૃદય નાચી ઉઠતું હતું, તે દિવસે જેને જોવા માટે હું યશોહરની યાત્રા કરતો હતો, I તેને હવે હું આ જીંદગીમાં જોવા નહિ પામું. હાલ પણ આવેગમાં આવીને કદી કદી મન આનંદથી એવી જ રીતે નાચી ઉઠે છે, પરંતુ હાય! જણાય છે કે એ સર્વનો વિચાર કરતાં આજે દિવસના અંતે આથમતા સૂર્યની તરફ જોઇને વૃદ્ધ વસંતરાયના મોંમાં એની મેળે જ આ ગાયન આવી ગયું છે.

આ વખતે ખાં સાહેબે આવીને એક લાંબી સલામ કરી. ખાં સાહેબને જોઇ વસંતરાય પ્રસન્ન થઇ બોલ્યાઃ—" ખાંસાહેબ, આવો, આવો!"

ખુદ તેની પાસે જઇને ઘણી જ વ્યગ્રતાથી પૂછ્યું કે—" ખાંસાહેબ, તમારૂં મોં આમ ઉદાસ કેમ જણાય છે! તબીયત તો સારી છે ને?"

ખાંસાહેબ—" મહારાજ, તબીયતની વાત ન પૂછો, આપને ઉદાસ જોઇ હાલ મારા મનને સુખ થતું નથી. કહેવત છે કે—શત કહે છે કે હું કાંઇ નથી, જે ચંદ્રમાને માથા પર ચઢાવવાથી હું સર્વ કાંઇ છું તેની સાથે મળીને હું હસું છું, અને તેના મ્લાન થતાં હું મ્લાન થઉં છું!' મહારાજ મારે પણ હાલ આપના સિવાય બીજું કાંણ છે? આપને પ્રસન્ન રહેતા જોઇ મારી પ્રસન્નતા શી રીતે રહે? આપની ઉદાસીનતામાં પછી અમારે સુખ ક્યાંથી હોય?

વસંતરાયે વ્યગ્ર થઇને કહ્યું:—" ખાં સાહેબ, આ શું? હું તો સારો છું. મને તો કાંઈ કલેશ નથી. હું તો આપને જોઇને પ્રસન્ન રહું છું. હું મારા આનંદમાં મગ્ન રહું છું:—ખાંસાહેબ, તમે મને અપ્રસન્ન ક્યાં જોયો?"

ખાંસાહેબ—" મહારાજ, હાલ આપ પહેલાંની માફક ગાતા બજાવતા નથી."

વસંતરાય જરા થોભીને બોલ્યા--મારૂં ગાવું સાંભળશો?

ખાંસાહેબે કહ્યું:—" હવે આપનું આ સિતાર વગાડવાનું ક્યાં ગયું? આપનો સતાર ક્યાં ગયો?"

વસંતરાયે હસીને કહ્યું:--" હવે સતાર નથી. એમ નહિ, સતાર તો છે, પણ તેના બધા તાર ટૂટી ગયા છે, તેથી તેને મૂકી છાંડયો છે." આમ કહીને તેમણે આંબાના બગિચાની તરફ નજર કરી માથું ખંજોળવા માંડયું.

થોડીવારે વસંતરાય બોલ્યા, " ખાંસાહેબ, તમે કાંઇ ગાવ, એકાદ ગાયન ગાવ. જરૂર ગાવ."

જોતાંમાં વસન્તરાય મસ્ત થઇ ગયા. બેઠા રહી શકયા નહિ. ઉઠીને ઉભા થયા. ખાંસાહેબની સાથે સાથે તે પણ ગાવા લાગ્યા અને તાલ આપવા મંડયા. ગાતાં ગાતાં સૂર્યાસ્ત થઇ ગયો, અંધારૂં થઇ ગયું. ગોવાળીયા રાગડા તાણતા પોતાને ઘેર આવવા લાગ્યા. આ વખતે સીતારામે આવીને " મહારાજાની જય થાવ." એમ કહીને વસન્તરાયને પ્રણામ કર્યા.

વસન્તરાયે એકદમ ચકિત થઇને તુરત ગાવું બંધ કર્યું. અને તરત તેની પાસે જઇને કહ્યું કે:—" કેમ, સીતારામ, સર્વ ખુશીમાં છેને? ઉદયાદિત્યની શી ખબર છે? વિભા કયાં છે? સર્વ કુશળ તો છે ને?"

ખાંસાહેબ ઘેર ગયા પછી સીતારાંમે કહ્યું કે:--" મહારાજ, હું એકેએક સર્વ વાત કહું છું." એક પછી એક સર્વ વાત કહીને તેણે યુવરાજને કેદ કરવાની વાત પણ કરી. સીતારાંમને એવી ટેવ

છે કે પહેલેથી ઠેઠ સુધી સર્વ હકીકત સાચે સાચી કહેવી નહિ. શાથી ઉદયાદિત્યને કેદ કર્યો છે તેનું કારણ તેણે બરાબર જણાવ્યું નહિ.

આ સાંભળી વસંતરાયના માથા ઉપર જાણે દુઃખનું વાદળ તૂટી પડયું હોય, તેમ તેણે સીતારામનો હાથ ખૂબ જોરથી પકડયો, તેનાં ભવાં ચઢી ગયાં, આંખો ફાટી ગઇ. હોઠ પ્હોળા થઇ ગયા. પછી તેમણે સ્થિર નજરે સીતારામના મોં સામે જોઇને કહ્યું:—" એમ ? "

સીતારામે કહ્યું—" હા, મહારાજ ! " કાંઇકવાર સુધી શાંત રહી વસંતરાયે કહ્યું કે:—" સીતારામ ! "

સીતારામ—" મહારાજ. "

વસંતરાય—" ઉદયાદિત્યને કેદ કરી ને ક્યાં રાખ્યો છે ?"

સીતારામ—" જી, તે હાલ કેદખાનામાં છે. "

વસંતરાય પોતાના માથા ઉપર હાથ ફેરવવા લાગ્યા. ઉદયાદિત્ય કેદખાનામાં છે એ વાત તેના મનમાં સારી રીતે ઠસતી નથી. કાંઇક કલ્પના કરતાં પણ સમજાતું નથી. કાંઇકવાર પછી તેમણે સીતારામનો હાથ પકડીને કહ્યું:—" સીતારામ ! "

સીતારામ—" હાં મ્હારાજ ! "

વસંતરાય—" કેદ કર્યા પછી ઉદયાદિત્ય શું કરે છે ? "

સીતારામ—" બીજું શું કરે ! તે કેદખાનામાંજ છે. "

વસંતરાય—" શું તને સર્વેએ બંધ કરી રાખ્યો છે ? "

સીતારામ—" જી હા. "

વસંતરાય—" શું તેને જરા પણ બહાર આવવા નથી દેતા ? "

સીતારામ—" જી નહિ. "

વસંતરાય—" તે એકલોજ કેદખાનામાં બેસી રહે છે ? "

વસંતરાય આ સર્વ હકીકત કાંઇ વ્યક્તિ વિશેષને પૂછતા નહોતા, પણ પોતે જ પોતાના મેળે આશ્ચર્ય પામી પૂછતા હતા. સીતારામ એ ન સમજતાં, ફરી તેણે કહ્યું:—"હા મહારાજ."

વસંતરાયે કહ્યું—"ભાઇ, તું મારી પાસે આવીને બેસ, તને કોઇએ ઓળખ્યો નહી હોય."

## પ્રકરણ ૨૮ મું.

### વસંતરાયની ઉદયાદિત્યને છોડાવવાની ખટપટ.

વસંતરાય બીજે દિવસે યશોહર જવા માટે રવાના થઇ ગયા, કોઇના રોકયા રોકાયા નહિ. યશોહરમાં જઇ સીધા અંતઃપુરમાં ગયા. વિભા એકાએક દાદાજીને જોઈ આશ્ચર્ય પામી, તેની હાલત કાંઇક અજબ જ થઇ ગઇ છે. કેટલીકવાર તો વિચાર કરતી જ રહી ગઇ, તેનું શું કરવું તે તેના સમજવામાં ન આવ્યું. તે હેબક ખાઇ ગઇ. માત્ર તેની આંખોમાં આશ્ચર્ય અને હોઠોમાં પ્રસન્નતાનાં ચિન્હ જણાતાં હતાં, તેના મોંમાંથી એક પણ અક્ષર નીકળતો નથી, શરીર જરાપણ હાલતું નથી, તે આમજ થોડીવાર સુધી ઉભી થઇ રહી: તે પછી તેણે તેમના પગે પડીને પ્રણામ કર્યા, અને તેનના પગની ધુળ માથે ચઢાવી. વિભા જ્યારે ઉઠીને ઉભી થઇ ત્યારે વસંતરાયે તેની સામે સ્થિર દ્દષ્ટિ રાખીને તેના સામું જોઇ પૂછ્યું કે:—"વિભા!" તે બીજું કાંઇ ન બોલી શક્યા, માત્ર 'વિભા' એટલું જ કહીને રહી ગયા. તેમને લાગ્યું કે કદાચ સીતારામે કહેલું સાચું પણ હોય, બધી હકીકત સ્પષ્ટ રીતે પૂછતાં તેમને શંકા થાય છે, વિભા પણ

કંઈ તેનો યોગ્ય ઉત્તર ન પણ આપે. વિભા તેના પ્રશ્નનો તરત જવાબ આપે તેવી તે ઇચ્છા રાખતા નથી, તે બ્હીતા બ્હીતા માત્ર 'વિભા' એટલું જ બોલીને ચૂપ થઇ ગયા. તે પછી તેમણે વિભાની સામે જોયું. વિભા તેમના મનનો ભાવ સમજી ગઇ. પણ કાંઇ બોલી નહિ. તેને પ્રથમનો આનંદ જતો રહ્યો છે, દાદાજી આવતા ત્યારે પ્રથમ જેવો આનંદોત્સવ થતો તે વિભાને હાલ યાદ આવ્યો. હાય! તે સર્વ ઉત્સવના દિવસો ચાલ્યા ગયા. દાદાજીના આવતાં જ અંતઃપુરમાં આનંદની ધુમ મચી રહેતી. સુરમા પ્રસન્ન મનથી ભાતભાતનાં કુતુહલ કર્યાં કરતી હતી. વિભા હસીને ચૂપ થઇ હતી પણ પ્રકટપણે હાસ્યવિનોદ કરવાનું જાણતી ન્હોતી. ઉદયાદિત્ય ઘણી જ ખુશીથી દાદાજીનું ગાયન સાંભળતા હતા. આજે દાદાજી આવ્યા છે પણ કોઈ તેમની પાસે આવતું નથી. આ અંધકારમય સંસારમાં માત્ર એક વિભા સુખસમાજમાંથી બચેલી, એક અલ્પતમ અંશ વિભા દાદાજીની પાસે ચિત્રવત્ ઉભી છે. દાદાજીના જતાં જે ઘરમાં વિનોદનાં વાજાં વાગતાં હતાં, તે ઘર આજે શૂન્ય કેમ? તે આજે આવું ભયાનક કેમ? જાણે આ અંધારૂં ઘર દાદાજીને જોઇ રડી રહ્યું છે. વસંતરાય તે ઘરની સામે જઈ કાંણુ કે જાણે કેમ ઉભા રહ્યા છે. તેમણે બારણા આગળ ઉભા રહી ઘરની અંદર ચારે તરફ જોયું. તેમણે ઘરમાં કોઇને ન જોતાં કરુણ સ્વરે પૂછ્યું:—"વિભા! શું ઘરમાં કોઇ નથી?"

વિભા બોલવા જતી હતી તેવામાં જાણે તે સૂનું ઘર હાહાકાર કરીને બોલી ઉઠયું કે—જે હતું તે હવે તેમાં કોઈ નથી."

વસંતરાય થોડીવાર સુધી છાનામાના ઉભા થઇ રહ્યા. આખરે વિભાનો હાથ પકડીને ધીમેથી તે ગાવા મંડયા.

વસંતરાયે પ્રતાપાદિત્યની પાસે જઈને વિનયપૂર્વક કહ્યું કે:—"પ્રતાપ, ઉદયને આટલું બધું દુઃખ કેમ દે છે? તેણે તારૂં શું બગાડયું છે? જો તેના ઉપર તારો પ્રેમ ન હોય, અને તે ડગલે ને પગલે તારો અપરાધ કરતો હોય, તો તેને આ–બુઢાને સોંપી દે કે હું તેને મારે ત્યાં લઈ જઉં. હું તેને એવી જગ્યાએ રાખીશ કે ફરી તું તેને કદી ન જોઉં. તે હંમેશાં મારી પાસે જ રહેશે."

પ્રતાપાદિત્ય ઘણીવાર સુધી ધીરજ રાખીને છાનોમાનો વસંતરાયની વાત સાંભળી રહ્યો. પછી બોલ્યો:—"એ વિષયમાં આપ મારા કરતાં ઘણું જ થોડું જાણો છો. તેના ઉપર આપ હુકુમત ચલાવવા આવ્યા છો, આપની આવી ગાંડી ગાંડી વાતો હું માની શકતો નથી."

તે પછી વસંતરાય ધીરે રહીને પ્રતાપાદિત્યની પાસે આવીને બેઠા, ને તેનો હાથ પકડીને બોલ્યા—"પ્રતાપ, શું તું હવે પહેલાંની બધી હકીકત ભૂલી ગયો? તને મેં નાનપણુમાં જે ખોળામાં રમાડયો, તને મેં પાળી પોષીને મોટો કર્યો, શું તે સર્વ હકીકત હવે તને યાદ નથી આવતી? મારો સ્વર્ગવાસી ભાઇ જ્યારે તને મારા હાથમાં સોંપી ગયો, તે દિવસથી આજ સુધીમાં શું મેં તને કાંઇ કષ્ટ આપ્યું છે. જ્યારે તું બીલકુલ નિરાધારપણે મારી પાસે હતો, ત્યારે એક પણ દિવસે તું તને પિતા વગરનો સમજ્યો છું? પ્રતાપ, કહેતો ખરો કે, મેં તારી શી કસુર કરી છે કે જેથી વૃદ્ધાવસ્થામાં તું મને આટલું બધું દુઃખ આપે છે? હું એમ નથી કહેતો કે મેં તને પાળી પોષી ઉછેર્યો છે તેથી તું મારા રૂણી છું–તને ઉછેરી મોટો કરીને મેં મારો ભાઇના સ્નેહનું રૂણ વાળ્યું છે–અને જેથી, હું મારો ભાગ કાયમ કરીને કાંઈ ભાગ લેવાની ઈચ્છા નથી રાખતો,

અને કદી કાંઇ લીધું પણ નથી. હું તારી પાસે માત્ર ભીખ માગું છું શું તે પણ તું મને નહિ આપે ?

વસંતરાયની આંખમાંથી આંસું જવા મંડયાં પ્રતાપાદિત્ય પથ્થરની માફક બેસી રહ્યો.

વસંતરાયે ફરી કહ્યું:—"શું તું મારી વાતનો કંઇ વિચાર નહિ કરે ? શું મારી ભિક્ષાની લાજ નહિ રાખું ? પ્રતાપ. શું તું મારી વાતનો કાંઇપણ જવાબ નહિ આપે ? તેણે દીર્ઘ નિશ્વાસ નાંખીને કહ્યું—ઠીક, મારી એક બીજી પણ પ્રાર્થના છે. "હું ઉદયને એકવાર મળવાની ઇચ્છા રાખું છું. મને એ કેદખાનામાં જતાં કોઇ રોકે નહિ એવી આજ્ઞા આપો." પ્રતાપાદિત્યે એ આજ્ઞા પણ ન આપી ઉલ્ટો તે તો ઉદયાદિત્યની ઉપર આટલો બધો સ્નેહ પ્રકટ કરવાથી મનમાં ને મનમાં ચીડાઇ ગયો. લોકો તેને અપરાધી સમજે છે એ વાત જેટલી તેના મનમાં યાદ આવે છે તેટલોજ તે વધુ ગુસ્સાનો ભાવ ધારણ કરે છે."

વસંતરાય ઘણો જ ઉદાસ થઇ પાછો ફરીને હવેલીમાં ગયો. તેનું તેવું મુખ જોઇ વિભાને ઘણું જ દુઃખ થયું. વિભાએ વસંતરાયનો હાથ પકડીને કહ્યું;—"દાદાજી, મારે ઘેર ચાલો" વસંતરાયે છાનામાના વિભાની સાથે વિભાના ઘરમાં પ્રવેશ કર્યો વિભાએ તેમને ઘણા જ માનથી હાથીદાંતની ખૂરશી ઉપર બેસાડયા, અને તેમની પાસે પાન, ઇલાયચી અને અત્તર વિગેરે મૂકયું અને પોતે ત્યાંથી જરા દૂર નીચે બેઠી. વસંતરાયે કહ્યું, હવે તારા હાથનું પાન ખાવાને મારૂં મોં કયાં રહ્યું છે ! જે વખતે પાન ખાવા લાયક મારૂં મોં હતું ત્યારે તું પાન આપવા લાયક ન્હોતી.

આ પડી ગયેલા દાંત વાળા મોંમાં હવે પાનની શોભા શી? તેને મોંમાં મૂકીને કેમ બગાડું.

વસંતરાયે જોયું તોઃ—વિભાનું મોં મ્લાન થઇ ગયું છે. તેની આંખોમાં આંસું ભરાઇ આવ્યાં છે. વસંતરાયે તુરત કહ્યુંઃ—કેમ વિભા, થોડીવાર માટે તું તારા દાંત મને ઉછીના આપીશ. તે દાંતથી પાન ચાવીને હું તને પાછા આપીશ એમ કહીને તેણે બે મોટાં પાન મોંમાં નાંખ્યાં.

વિભા હસી પડી અને બોલી તમારા વાળ પણ બિલકુલ પાકી ગયા છે. દાદાજી, થોડા દિવસ સુધી શું, પણ હંમેશને માટે તમે મારા દાંત અને માથાના વાળ લઇ લ્યો.

વસંતરાયને તેની સ્થિતિને માટે ખેદ થયો એટલામાં એક દાસીએ આવીને વસંતરાયને કહ્યુંઃ—"રાણી, આપને એકવાર પ્રણામ કરવા માગે છે."

વસંતરાય રાણીના મહેલમાં ગયા અને વિભા ઉદયાદિત્યની પાસે કેદખાનામાં ગઈ.

રાણીએ વસંતરાયને પ્રણામ કર્યા. વસંતરાયે આશીર્વાદ આપ્યોઃ— "ચિરંજીવિની હો."

રાણીએ કહ્યું—"કાકાજી, હવે એવો આશીર્વાદ ન દેશો. હવે તો મારૂં મૃત્યુ થવામાં જ કુશળ છે."

વસંતરાયે વ્યગ્ર થઇને કહ્યું—"રામ, રામ! એવી વાત પણ કોઇથી બોલી શકાય?"

રાણી—"કાકાજી, હવે બીજું શું કરૂં. મારા ઘર ઉપર જાણે શનીશ્ચરની નજર પડી હશે.

વસંતરાય ઘણા જ બેચેન થઇ ગયા.

રાણી—" વિભાનું મોં જોઇ મને હવે ખાવું પીવું કાંઈ ગમતું નથી. પૂછવા છતાં તે કાંઇ બોલતી નથી; માત્ર દિવસે દિવસે તેનું શરીર સુકાતું જાય છે. તેનો હું શો ઉપાય કરૂં, એ કાંઈ મારા સમજવામાં આવતું નથી."

વસંતરાય ઘણાજ વ્યાકુળ થઈ ગયા. " આ જુવો, એક સત્યાનાશક પત્ર આવ્યો છે." એમ કહીને રાણીએ કાગળ વસંતરાયના હાથમાં આપ્યો.

વસંતરાય કાગળ વાંચવા લાગ્યા. આમ રાણી રડી રડીને કહેવા લાગીઃ—" મારા ભાગ્યમાં શું સુખ છે? મારો પુત્ર ઉદય કાંઇ જાણતો નથી. જાણે કે તે રાજકુમાર જ ન હોય, પણ મેં તો તેને ગર્ભમાં ધારણ કર્યો હતો, જેથી મારો તે પુત્ર છે. હું નથી સમજતી કે મારો પુત્ર ત્યાં કેવી રીતે રહે છે? તે મને તેનું મોં એકવાર પણ જોવા દેતા નથી."

રાણી આજકાલ ગમે તે વાત કહે છે તેમાં ઉદયાદિત્યની વાત પણ કહેવાઈ જાય છે. તેનું દુઃખ તેને રાત દિવસ સાલ્યા કરે છે."

કાગળ વાંચીને વસંતરાય એકદમ અવાક્ થઇ ગયા. તે દમ ઘુંટીને માથે હાથ ફેરવવા લાગ્યા. કાંઇક વાર પછી વસંતરાયે રાણીને પૂછ્યું કેઃ—" આ કાગળ બીજા કોઇએ તો જોયો નથી ને?"

રાણી—" મહારાજ, એ કાગળની વાત સાંભળીને શું કોઇને સુખ થાય તેમ છે? વિભા એ જાણે તો પછી શું જીવવાનું પસંદ કરે?

વસંતરાયે કહ્યું—" ઘણું સારૂં કામ કર્યું, વહુજી, આ કાગળ કોઇ બીજાને ન બતાવવો. તમે વિભાને જલ્દી સાસરે મોકલી દો. માન અપમાનનો વિચાર ન કરો."

રાણી—"મેં પણ એવોજ વિચાર કર્યો છે. હું માનમહત્વને શું કરૂં. મારી વિભા જેથી સુખમાં રહે તે જ મારે માટે સર્વ કાંઇ માન મર્યાદા છે. કેવળ ભય એ વાતનો છે કે પાછળથી તે લોકો વખતે વિભાને દુઃખ ન દે."

વસંતરાય—"હે, તે લોકો શું વિભાને દુઃખ દેશે, વિભા શું દુઃખને પાત્ર છે. વિભા જ્યાં જશે ત્યાં તેને માન મળશે. એવી લક્ષ્મી–એવી ભવ્ય મૂર્તિ–બીજે કાંઇ જોવામાં આવતી નથી. રામચંદ્રરાયે તમારા ઉપર રોષ કરીને જ આ કાગળ લખ્યો છે. વિભાને મોકલવાથી જ તેનો ક્રોધ ઠંડો પડી જશે." વસંતરાયે પોતાના સરલ હૃદયમાં આવો વિચાર કર્યો. રાણીને પણ તેજ રૂચ્યો.

વસંતરાય—"રાજભુવનમાં એક એવી વાતનો પ્રચાર કરો કે વિભાને ચન્દ્રદ્વીપ મોકલવાને માટે રામચન્દ્રરાયે અનુરોધ પૂર્વક એક કાગળ લખ્યો છે. એથી હવે વિભા ત્યાં જવામાં કોઇ પણ રીતની અડચણ નહિ નાખે."

## પ્રકરણ ૨૯ મું.

### ઉદયાદિત્યનું કેદમાંથી નાસી છુટવું.

સંધ્યા કાળનો સમય છે. વસંતરાય એકલા રાજભુવનની બહાર બેઠા છે એવા વખતે સીતારામે આવીને તેમને પ્રણામ કર્યા.

વસંતરાયે પૂછ્યું:—"કેમ સીતારામ શું ચાલે છે?"

સીતારામ—"એ પછી કહીશ, હમણાં તો આપ મારી સાથે ચાલો."

વસંતરાયે કહ્યું—"કેમ, સીતારામ, ક્યાં?"

સીતારામે કાંઇક છાને માને તેના કાનમાં કહ્યું.

વસંતરાયે આશ્ચર્યથી કહ્યુ:—"શું સાચું કહે છે?"

સીતારામ—"જી હા."

વસંતરાય—"એકવાર વિભાને મળી આવું."

સીતારામ—"જી, નહિ સમય નથી."

સીતારામ—"મારી સાથે આવો, હું તમને લઇ જઉં છું,"

વસંતરાય ઉઠીને ઉભા થયા અને બોલ્યા "એકવાર વિભાને મળીને આવું છું."

સીતારામ—"ના, મહારાજ! વાર થશે તો સર્વ હાથ આવેલી વાત બગડી જશે."

વસંતરાય—"તો ચાલ, વિભાને મળવાનું પ્રયોજન નથી" બંને સાથે ત્યાંથી ચાલ્યા ગયા.

પછી થોડેક દૂર જઇ વસંતરાયે કહ્યું:—"જરા વાર થશે તો શું કામ નહિ થાય?"

સીતારામ—"ના મહારાજ, વાર થશે તો આપણે દુઃખમાં આવી પડીશું."

'જય મા દુર્ગા' કહીને વસંતરાય રાજભુવનમાંથી બહાર નીકળ્યા.

વસંતરાયના આવવાની ખબર ઉદયાદિત્યને પડી નથી. વિભાએ પણ તેમના આવવાની વાત કરી નહોતી. કારણ કે જ્યારે આ બેને ભેગા થવાનો જ્યાં સંભવજ નહોતો, ત્યાં તેને આ વાત કહેવાથી તેના મનમાં દુઃખજ થાય તેમ હતું. સાંજ પડતાં વિભા ઉદયાદિત્યની આજ્ઞા લઇને કેદખાનામાંથી ઘેર ગઇ. ઉદયાદિત્ય દીવાના પ્રકાશથી એક સંસ્કૃત પુસ્તક વાંચતો હતો. બારીમાંથી ઘરમાં પવન આવી

રહ્યો છે. પવન લાગતાં દીવાની જ્યોત કંપી રહી છે, તેથી અક્ષર સાફ જણાતાં નથી, નાનાં નાનાં જીવડાં દીવાના ઉપર પડવા લાગ્યાં છે. ઘણી વાર તો તેથી દીવો હોલાવા જેવો થઈ જાય છે. એકવાર ખૂબ જોરથી પવન આવ્યો. દીવો હોલાઇ ગયો. ઉદયાદિત્ય પુસ્તક બંધ કરીને પોતાના પલંગ ઉપર જઇને બેઠો. એકેએક કેટલીય ચિંતાઓ તેની પાસે આવવા મંડી. વિભા સાંભળી આવી. વિભા આજે કાંઇક માંદી આવી હતી અને વળી રોજ કરતાં વહેલી ચાલી ગઈ. આજે તેને કંઇંક વધુ ઉદાસ જોઇ હતી. તેના તર્કવિતર્ક મનમાં થવા લાગ્યા, જાણે આ સંસારમાં તેનું બીજું કોઇ ન ા. આખો દિવસ વિભાના સિવાય બીજા કોઇને જોવા પામતો નથી. વિભા એકજ માત્ર તેના દૃષ્ટિ માર્ગના વિશ્રામ સ્થાનરૂપ બની રહી છે. વિભાની સરળતા, વિભાની મીઠી મીઠી વાતો તેના હૃદયમાં એક એકે સર્વ યાદ આવવા લાગી. તરસ્યા માણસને એક ચાંગળુ પાણી પણ સંતોષ આપી શકે છે તેવીજ રીતે વિભાના સ્નેહના અત્યંત સાધારણ ભાવ તેને માટે વિશેષ સંતોષનું કારણ થઇ રહ્યો હતો, અને તેથી આજે તો આ નાની સરખી માણસ વગરની કોટડીની અંદર એકલો ખાટલા ઉપર સૂતો સૂતો સ્નેહની મૂર્ત્તિ વિભાના ઉદાસી મોંનો વિચાર કર્યાં કરતો હતો. આ અંધકારમાં વિચાર કરતાં કરતાં તેના મનમાં એમ થયું કે: “ શું વિભા ધીમે ધીમે મારાથી વિરક્ત તો નહિ થઇ ગઇ હોય ? આ આનંદશૂન્ય કેદખાનાની અંદર એક અભાગી મલિન મૂર્ત્તિની સેવા કરવી એ શું તેને હવે પસંદ નહિ પડયું હોય ? તે શું હવે મને પોતાના સુખના કંટકરૂપ તો નહિ સમજી ગઇ હોય ? આજે માંદી આવી છે, વળી કાલે એથી પણ માંદી આવશે, પછી તો મારે આખો દિવસ બેસીને વિભાના આવવાની વાટ જોવી પડશે. વિભા

ક્યારે આવશે, એ ચિંતા કરતાં કરતાં સવારનો બપોર થશે. સાંજ પડશે, રાત પડશે, પણ વિભા નહિ આવે! તે પછી વિભા ઘણે ભાગે અહીં આવશે પણ નહીં." ઉદયાદિત્યના મનમાં જેટલા આ સર્વ વાતોના વિચાર આવવા લાગ્યા તેટલોજ તે અધીરો થવા મંડયો. તે પોતાની કલ્પનાના રાજ્યમાં ચારે તરફ ભયાનક દેખાવ જોવા લાગ્યો. હા! એક દિવસ એવો આવશે કે વિભા સ્નેહ શૂન્ય આંખોથી તેને પોતાના સુખના કાંટા જેવી દેખાશે. આવી કલ્પનાના આભાસ માત્રથી તેનું હૃદય એકદમ વ્યાકુળ થઇ ગયું. ફરી વિચાર કરે છે કેઃ શું હું સ્વાર્થ પરાયણ નથી? શું હું મારા સુખને માટે વિભાના સુખમાં વિઘ્ન તો નથી નાંખી રહ્યો? વિભાના ઉપર હેત રાખાનેજ હું તેની સાથે ભયાનક શત્રુતા કરી રહ્યો છું. એવું બીજું કોઈ કરી શકે તેમ નથી." ઉદયાદિત્ય વારંવાર પોતાના મનમાં પ્રતિજ્ઞા કરવા લાગ્યો કે હવે તે પોતાનો વિભાના ઉપર આધાર નહિ રાખે પરંતુ જ્યારે તે વિચાર કરે છે કે વિભાનો જ્યારે તેણે પોતાના હૃદયમાંથી ત્યાગ કર્યો છે, ત્યારે તેના મનમાં ધૈર્ય રહેતું નથી. ત્યારે તે અધીર થઇને અપાર શોક સમુદ્રમાં મગ્ન થઇ જાય છે અને કોઇ ડુબતા માણસની માફક વિભાની કાલ્પનિક મૂર્ત્તિથી તે ઘણી વ્યાકુળતાથી ઘણાજ જોરથી લપેટાઈ જાય છે."

આ વખતે બહાર એકાએક "લાહ્ય થઇ, લાહ્ય થઈ" આમ કહેતા લોકો બૂમો પાડવા મંડ્યા. ભારે કોલાહલ થઇ રહ્યો. ઉદયાદિત્યનું હૃદય કંપી ઉઠ્યું. બહાર સેંકડો માણસો એકે અવાજે બૂમો પાડવા મંડ્યા. કોટડીના મેડા ઉપર સેંકડો માણસોના દોડવાનો અવાજ સંભળાવા લાગ્યો. ઉદયાદિત્યે જાણ્યું કે, ગેટની આસપાસ કંઇક આગ લાગી હશે. ઘણીવાર સુધી શોરબકોર થયા કરવાથી તેનું મન ગભરાઇ ઉઠ્યું.

એટલામાં એકાએક ઘણીજ ઉતાવળથી તેના કેદખાનાનાં બારણાં ઉઘડી ગયાં, સાથે એક માણસ અંદર પેઠો—તેણે ચમકીને પૂછ્યું.—કોણ છે ?"

તેણે કહ્યું—હું સીતારામ છું, આપ બહાર આવો."

ઉદયાદિત્યે કહ્યું—"કેમ ?"

સીતારામ—"યુવરાજ સાહેબ, કેદખાનામાં લાહ્ય લાગી છે. માટે તરત અહીંથી નાસો." સીતારામ તેનો હાથ પકડીને ઘણીજ ઉતાવળથી તેને કેદખાનાની બહાર લઈ ગયો.

કેટલાય દિવસો પછી ઉદયાદિત્ય આજે ખુલ્લી જગામાં આવ્યો છે. તેણે માથા ઉપર એકાએક વિસ્તારવાળું આકાશમંડળ જોયું. ઠંડો પવન તેના છાતી સાથે જાણે આલિંગન આપતો હોય તેમ તેને લાગ્યું. ચારે તરફથી જે તેની નજરને પડદો કરી રહ્યું હતું તે ખૂલી ગયું. આ અંધારી રાતે આકાશના અસંખ્ય તારાઓની નીચે લાંબાં પહોળાં મેદાનોમાં લીલા ઘાસની ઉપર ઉભા રહેતાં તેને તેના મનમાં એક અત્યંત અનિર્વચનીય આનંદનો અનુભવ થયો, કેટલોકવાર સુધી તો તે આ આનંદમાં નિમગ્ન રહ્યો, તે પછી તેણે સીતારામને પૂછ્યું. "કહે સીતારામ, હવે શું કરીશું, ક્યાં જઈશું ?" તે ઘણા વખતથી એક નાની સરખી જગ્યામાં પૂરાયલો હતો તેથી તેણે આ મોટા મેદાનમાં આવીને સીતારામને પૂછ્યું કે—"ક્યાં જવું પડશે ?" સીતારામે કહ્યું કે—"સીધા સીધા મારી સાથે આવો."

આ તરફ આગ ખૂબ સળગી ઉઠી. આજે દિવસના પાછલા પહોરે કેટલાક પ્રજાના આગેવાનો, અમલદારોની પાસે કાંઈક અરજ કરવાને આવ્યા હતા. તે સર્વ દરવાજા પાસેજ બેઠા હતા. તેમણેજ સર્વથી પહેલાં લાહ્ય થયાની બુમ પાડી. પહેરેદારોને રહેવાને માટે

કેદખાનાની પાસે હારબંધ કોટડીયો હતી. તેમાં તેમનાં વાસણ, કપડાં, ગોદડાં સર્વ વસ્તુઓ હતી. લાહ્ય થયાની ખબર પડતાં જેટલા સીપાઇઓ હતા તે સર્વ પોતપોતાની કોટડીયો તરફ ગયા. ઉદયાદિત્યને જે મકાનમાં કેદ કરેલો હતો ત્યાં પણ બે એક પ્હેરેદારો હતા. પરંતુ ત્યાં કાંઇ સખત પ્હેરાની જરૂર ન્હોતી. માત્ર પ્હેરો ફરવાનો હુકમ હતો તેથીજ તે ત્યાં માત્ર નામનો પેરો ફરતા હતા કારણ કે ઉદયાદિત્ય એવા શાંત ભાવથી ઘરની અંદર બેસી રહેતા હતા કે, જેથી સર્વને એમ લાગતું કે તે નાસી જવાનો પ્રયત્ન કરવાનો નથી તેમ તેને નાસી જવાની ઇચ્છા પણ ન્હોતી. એથી તેના કેદખાનાના પ્હેરેદારો સર્વથી પહેલાજ ત્યાંથી નાસી ગયા હતા. રાત વીતવા લાગી, લાહ્ય કોઈ પણ રીતે હોલાતાં તેમણે સર્વ કરતાં વધુ વાહવાહ મેળવી. આ તરફ લાહ્ય હોલવવા માટે સર્વ લોકો મંડયા છે. એ વખતે એક સ્ત્રી તેનના પાસે દોડી આવી, તે કાંઈક કહેવા ઇચ્છતી હતી, પણ તે ભીડમાં તેની વાત કોણ સાંભળે છે ? કોઇ તેને ગાળો દેવા લાગ્યા, કોઇ તેને ધક્કા મારવા લાગ્યા. કોઇએ તેની વાત ન સાંભળી. જેણે સાંભળ્યું તેને કહ્યું કે—"યુવરાજ નાસી ગયો તેમાં મારૂં શું બગડ્યું, અને તારૂંય શું નુકશાન થયું ! જાણે દયાળસિંહ; અને દયાળસિંહનું કામ. હું ઘર છોડીને હવે કંઈ પણ જઇ શકું તેમ નથી." એમ કહીને તે ભીડમાં ઘુસી ગઇ.

આ પ્રમાણે વારંવાર લોકોના ધુતકારી કહાડવા છતાં પણ તે સ્ત્રી ગુસ્સાની મારી ગાંડા જેવી થઇ ગઈ. આખરે તેણે એક માણસને સામે આવતાં જોઈ ખૂબ જોરથી તેને પકડીને કહ્યું કે:—"તમારી આંખોમાં શું પથ્થર પડયો છે ? રાજાની નોકરી કરવાનું ભૂલી ગયો ? કાલે રાજાને કહીને તમને ફાંસીએ ચઢાવ્યા વગર નહિ છોડું. યુવ-

રાજ નાસી ગયો, તેની ખબરજ નથી."

"બહુ સારૂં થયું, તારા બાપનું તેમાં શું ગયું ?" એમ કહીને તેને તેણે ખૂબ મારી. જે લોકોના ઘરમાં દેવતા મૂકયો હતો તેમાંનો તે એક માણસ હતો. માર પડતાં તે સ્ત્રીની પ્રચન્ડ મૂર્તિ વધુ ભયાનક થઈ ઉઠી, રીસાયલી વાઘણની માફક તેની બંને આંખો બળવા લાગી. તે દાંત પીસવા લાગી. તેનું ક્રોધાગ્નિથી પ્રજ્વલિત થયેલું મોં પિશાચિની જેવું જણાવા લાગ્યું. સામે એક લાકડાનો કકડો બળી રહ્યો હતો તેણે તેને ઉઠાવી લીધો. હાથ દાઝવા લાગ્યો છતાં પણ તેણે તે ફેંકી ન દીધો. તે બળતા લાકડાનો કકડો લઇને ન તેની પાછળ પાછળ દોડી. જ્યારે કોઇ રીતે તે તેને પકડી ન શકી ત્યારે તેણે તેને દૂરથી તેના ઉપર મારવા માટે પથ્થર ફેંકયો.

## પ્રકરણ ૩૦ મું.

### રૂક્મિણીનો યુવરાજ ઉપર હુમલો.

સીતારામ યુવરાજને પોતાની સાથે નહેરની પાસે લઇ ગયો, ત્યાં એક નાવ બાંધેલું હતું. તે બંનેને જોઇ નાવમાંથી એક માણસ તરત બહાર આવીને બોલી ઉઠયો:—"મારો ઉદય આવ્યો ?" ઉદયાદિત્ય તે સાદ સાંભળી એકદમ ચમકયો. આ સાદ તો ઓળખીતાનો છે, સંસારમાં જેટલું સુખ છે, જેટલો આનંદ છે એ સર્વ તે સ્વરની સાથે મળેલું જણાય છે. કદી કદી તે કેદખાનામાં મધ્યરાત્રે જ્યારે તેની આંખો મીંચાઇ જતી ત્યારે સ્વપ્નાવસ્થામાં વાંસળીના અવાજના જેવો તે મધુર સ્વર સાંભળીને ચમકી

ઉઠતો હતો તે જ તે સ્વર છે! તેને આશ્ચર્ય થતાં થતાં તો વસંતરાયે આવીને તેને ગળે ચાંપ્યો. બંનેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. બંને તે જગ્યાએ નાવ ઉપર બેઠા. થોડીવારે ઉદયાદિત્યે કહ્યું: "દાદાજી!" વસંતરાયે કહ્યું—"હાં બેટા!" બીજી કોઇ વાત નથી. પછી થોડી વાર પછી ઉદયાદિત્યે ચારે તરફ આકાશની તરફ જોઈને અને વસંતરાયના મોંની સામે જોઇને ગદ્‌ગદ્ સ્વરે કહ્યું કે—"દાદાજી, આજે હું સ્વતંત્ર થયો છું. મારે બીજું શું જોઈએ? કોણ જાણે કે એ સુખની ઘડી કયાં સુધી રહેશે?"

થોડીવાર પછી સીતારામે હાથ જોડીને કહ્યું કે—

"યુવરાજ નાવમાં બેસો."

યુવરાજે ચકિત થઇને કહ્યું:—"કેમ, નાવમાં કેમ?"

સીતારામ—નહિ તો થોડીજવારમાં પ્હેરેદારો અહીં આવી પહોંચશે."

ઉદયાદિત્યે અચંબાથી વસંતરાયને પૂછયું:—"દાદાજી, શું આપણે નાસી જઇએ છીએ?"

વસંતરાયે ઉદયાદિત્યનો હાથ પકડીને કહ્યું:—"હાં ભાઈ, હું તને ચોરી કરીને લઇ જઉં છું. આ પાષાણહૃદયનો દેશ છે. અહીંના લોકો તારા ઉપર પ્રેમ રાખતા નથી. હરણના બચ્ચાની માફક તું આ વાઘના રાજ્યમાં રહે છે. હું તને મારા હૃદયની અંદર છુપાવી રાખીશ. ત્યાં તું સુખેથી રહી શકીશ." એમ કહીને તેણે ઉદયાદિત્યને પોતાની છાતીની પાસે ખેંચી લીધો. જાણે કે તે તેને આ કઠોર સંસારમાંથી બહાર કહાડીને કોમળ સ્નેહના રાજ્યમાં છૂપાવી રાખવાની ઇચ્છા રાખે છે.

ઉદયાદિત્યે ઘણીવાર સુધી વિચાર કર્યા પછી કહ્યું:—"નહિ,

દાદાજી હું નાસીને નહિ આવું."

વસંતરાયે કહ્યું:—"કેમ શું આ વૃદ્ધને હવે ભૂલી ગયો કે?" ઉદયાદિત્ય—હું જઉં છું. એકવાર માસ બાપના પગે પડીને રડીશ, અને તેમને પ્રાર્થના કરીને કહીશ કે મને રાયગઢ જવાની આજ્ઞા આપો."

વસંતરાય ગભરાયા અને બોલ્યા:—"સાંભળ, સાંભળ, ત્યાં ન જા. ત્યાં જવાથી કંઇ નહિ બળે."

ઉદયાદિત્યે ફરી દીર્ઘ શ્વાસ લઇને કહ્યું કે:—"તો હું ફરી કેદખાનામાં પાછો જઉં છું."

વસંતરાયે તેનો હાથ જોરથી પકડીને કહ્યું:—"કેવો જાય છે, જોઉં તો ખરો હું જવા નહિ દઉં."

ઉદયાદિત્યે કહ્યું:—"દાદાજી આ અભાગીયાને માટે તમે કેમ તમારા ઉપર આફતને બોલાવી રહ્યા છો, જ્યાં રહુ છું ત્યાં શું તલમાત્ર પણ શાંતિની આશા રહે છે?"

વસંતરાય—"ભાઇ, તારે માટે વિભા પણ કેદખાનાનું એક પ્રકારનું દુઃખ ભોગવી રહી છે. તે પોતાની ભરઉમરમાં શું પોતાના જીવનના બધા સુખનો ત્યાગ કરીને રહી શકશે? તે પોતાની ઉમ્મરને શું એમજ વિતાવી દેશે?" વસંતરાયની આંખોમાંથી આંસુ ગરવા લાગ્યાં.

ઉદયાદિત્ય—"હાં, ત્યારે ચાલો દાદાજી." સીતારામની તરફ જોઇને કહ્યું કે—"સીતારામ, હું ત્રણ પત્ર રાજભુવનમાં મોકલવા ધારૂં છું."

સીતારામે કહ્યું—વહાણમાં કાગળ, કલમ, સર્વ તૈયાર છે. હું આપું છું. જે કાંઇ લખવું હોય તે તરત લખો, હવે વખત નથી."

ઉદયાદિત્યે પિતાની પાસે ક્ષમા માગી, માને લખ્યું કે, મને ગર્ભમાં ઉછેરીને તેં માત્ર દુઃખને દુઃખજ ભોગવ્યું છે, હું તને કાંઈ પણ સુખ આપી શકયો નથી. તમારે કાંઇ ચિંતા કરવી નહિ, હું દાદાજીને ત્યાં જઉં છું. ત્યાં હું સુખેથી રહીશ તારે મારે માટે કાંઇ પણ ચિંતા ન રાખવી."

વિભાને લખ્યું કે—"સૌભાગ્યવતી વિભા, તને વધુ શું લખું, તને જન્મે જન્મ સુખ મળો, તારા પતિને ઘેર જઇને સુખનો સંસાર વસાવજે અને સર્વ ચિંતા અને દુઃખને મનમાંથી ભૂલી જજે."

લખતાં લખતાં ઉદયાદિત્યની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં સીતારામે આ ત્રણ કાગળોને કોઇ એક નોકરની સાથે મોકલી દીધા. પછી સર્વ નાવમાં બેસી ગયા. એ વખતે જોયું તો એક માણસ તેમના તરફ દોડતું આવે છે. સીતારામ ચમકીને બોલી ઉઠયો કેઃ—"અરે ! આતો પેલી ડાકણ આવે છે." એવામાં રૂક્મિણી તેમની પાસે આવી પહોંચી, તેના વાળ છૂટા છે તેનો પાલવ છાતી ઉપરથી ખસી ગયો છે. તેની પ્રજ્વલિત અંગારા જેવી બંને આંખોમાં અગ્નિ સળગી રહ્યો છે. તે વારંવાર સતાવ્યા છતાં અને પૂરેપૂરો બદલો ન લઇ શકવાને લીધે વ્યાકુલ થઇને જેને પોતાની સામે દેખે છે તેને જાણે ટુકડા ટુકડા કરીને કરડી ખાવાની ઇચ્છા રાખી તેથી પોતાના ક્રોધાગ્નિને શાંત કરવા ઇચ્છે છે. જે જગ્યાએ સીપાઇઓ લાઠી હોકાવતા હતા. ત્યાં વારંવાર ધક્કા ખાવાથી ગુસ્સાથી અધીર થઇને તે ગાંડાની માફક બડબડતી રાજભૂવનની અંદર પેઠી તેણે એકદમ પ્રતાપાદિત્યના ઘરમાં પ્રવેશ કરવાને માટે વારંવાર યત્ન કર્યો, છતાં તેનો તે પ્રયત્ન નિષ્ફળ ગયો. પ્હેરેદારોએ તેને ગાંડી માંનીને તેને મારપીટ કરી ત્યાંથી કહાડી મૂકી તેથી તે વિકલ થઇને રાજભૂવનમાંથી

બારેબાર દોડતી અહીં આવી છે. તેણે વાઘણની માફક ઉછળીને ઉદયાદિત્ય ઉપર હુમલો કરવાનો યત્ન કર્યો પણ સીતારામ વચમાં આવીને ઉભો રહ્યો ત્યારે તે બૂમ પાડીને સીતારામના ઉપર કૂદી પડી અને બંને હાથે તેને ખૂબ જોરથી પકડીને ડબાવ્યો. સીતારામે તેથી એકાએક બૂમ પાડી, જેથી નાવ ઉપરના સર્વ માછીઓએ દોડીને ત્યાં આવી બળપૂર્વક રૂક્મિણીને વેગળી ખસેડી, આત્મઘાતી વીંછી જેવી રીતે પોતાના સર્વાંગમાં ડંખ મારે છે, તેવી જ રીતે તે બેભાન થઇ પોતાના નખ વડે પોતાની છાતી અને માથાના વાળ તોડતી ખૂબ જોરથી બૂમો પાડવા લાગી કે:—"કાંઈ ન થયું, હું મરી જઉં છું, આ સ્ત્રીહત્યાનું પાપ તમને લાગશે." આ અંધારી રાતે આ શાપ ઘણે વેગળે સુધી સંભળાવા લાગ્યો, એ વખતે રૂક્મિણી ઘણા વેગથી પાણીમાં કૂદી પડી. વરસાદના જોરથી નહેરમાં પાણી ખૂબ આવ્યું હતું. તે આ પાણીમાં ક્યાં ચાલી ગઈ તેનો પત્તો ન રહ્યો. સીતારામના ખભામાંથી લોહી પડતું હતું. તેણે ચાદર પલાળીને ખભા ઉપર પાટો બાંધ્યો હતો. પછી તેણે ઉદયાદિત્યની પાસે જઇને જોયું તો તેના માથે પરસેવાનાં ટીપાં વળ્યાં છે અને તે અચેત થઇને પડ્યો છે. વસંતરાય પણ બેભાન જેવા થઇ હબક ખાઇ ગયા છે. માછીએ તેમને નાવમાં બેસાડી તરત નાવ હંકાર્યું, સીતારામે બ્હીકથી કહ્યું—"આ વખતે આ અશુભ બનાવ વળી ક્યાંથી બન્યો ?"



# પ્રકરણ ૩૧ મું.

## લાહ્ય કોણે સળગાવી તેની તપાસ.

જ્યારે ઉદયાદિત્યનું વહાણ નહેરમાંથી નીકળીને નદીમાં ગયું ત્યારે સીતારાંમ નાવમાંથી ઉતરી શહેરમાં આવ્યો તે પાછા આવતી વખતે યુવરાજના હાથની તલવાર લેતો આવ્યો.

સીતારાંમે યુવરાજના ત્રણે કાગળો આપીને પહેલાં એક માણુસને મોકલ્યો હતો. પણ તેને એકાન્તમાં એવું કહ્યું હતું કે તે કાગળો કોઇને ન આપવા. સીતારાંમે પાછા આવી તે માણુસ પાસેથી સર્વ કાગળો લઇ લીધા અને રાણી તથા વિભાના કાગળો રાખીને બીજો કાગળ ફાડી સળગાવી દીધો.

આ વખતે અગ્નિ પણ ભયંકર રૂપે ચારે તરફ ફેલાઇ રહ્યો હતો. કેટલાય લોકો માત્ર અગ્નિની લીલાનો તમાસો જોવાને માટે ભરાયા હતા. એથી આગ હોલવવામાં વાર થઇ હતી.

આ અગ્નિની લીલા સીતારાંમના હાથે જ થઈ હતી. એમ કહેવું એ બાહુલ્ય માત્ર છે. યુવરાજ ઉદયાદિત્યના અનુરોધથી ઉપર કહ્યા પ્રમાણે પ્રજાઓની અને રાજભૂવનના કેટલાક નોકરોની સહાયતાથી તેણે આ કામ કર્યું છે. સંન્ધ્યાકાળ વખતે એક જ વખતે પાંચ છ ઘરોમાં વગર કારણે આગ સળગી ઉઠી છે. એ કાંઈ દૈવી બનાવ નથી આ વખતે જે આટલો બધો પ્રયત્ન કરવા છતાં પણ આગ હોલાતી નથી તેનું પણ કારણ છે, જે લોકો આગ હોલવનારા છે તેમાંથી કેટલાક સીતારાંમના મદદગાર છે. જ્યાં દેવતા નથી ત્યાં તે લોકો પાણી રેડે છે, પાણી લેવા જતાં ત્યાંજ તે બેસી રહે છે. યુક્તિથી ધડાફોડી નાંખે છે અને ભીડ કરીને આમ તેમ ફર્યાં

કરે છે. આવી હાલતમાં લાહ્ય શી રીતે ઓલવાય.

આમ આવી રીતે ભીડ જામી રહી હતી, એટલામાં સીતારાંમના પક્ષવાળા લોકોએ ઉદયાદિત્યના સૂતા કેદખાનામાં દેવતા મૂક્યો. જેથી ત્યાં લાહ્ય થઈ. એકેએક બારણું, દરવાજા, કમાડ, અને છાપરૂં વિગેરે લાગવા માંડયું. આ કેદખાનામાં પણ લાહ્ય પહોંચી શકશે એવી કોઇને સ્વપ્નામાં પણ આશા નહોતી, તેથી તે તરફ કોઇનું ધ્યાન ગયું નહોતું. સીતારામે ફરીને જોયું કે, લાહ્ય સારી રીતે લાગી ઉઠી છે, ત્યારે સીતારાંમે એક મડદાની ખોપરી, કેટલાંક હાડકાં અને ઉદયાદિત્યની તલ્વાર ગુપચુપ રીતે તે કેદખાનામાં નાંખી દીધાં.

બીજી તરફથી જે લોકો દેવતા હોલવતા હતા તે લોકોએ, કેદખાના તરફથી એકાએક લોકોનો ઘોંઘાટ સાંભળ્યો. સર્વ તે સાંભળી ચકિત થઈ એકી અવાજે બોલી ઉઠયાં "અરે આ શું?" એક માણસે દોડતા આવીને કહ્યું: "અરે દાદા, યુવરાજના ઘરમાં લાહ્ય થઇ છે." પ્હેરેદારોના હોશ ઉડી ગયા. ચીરે તો શરીરમાંથી લોહી ન નીકળે તેવા થઇ ગયા. દયાળસિંહના માથામાં ચક્કર આવવા લાગ્યાં તેનાં હાથમાંથી ઘડો પડી ગયો. તે પોતાની સર્વ વસ્તુઓ જમીનપર ફેંકી દઇને તે તરફ દોડયો. એ વખતે એક બીજા માણસે આવીને કહ્યું કે:—"કેદખાનાની અંદર યુવરાજ બુમો પાડે છે." તેની વાત પૂરી થતાં ન થતાં તો સીતારામે આવીને કહ્યું કે:—"અરે, તમે જલ્દી ચાલો, યુવરાજના ઘરની છત ટૂટી નીચે પડી છે. હવે તો તેનો સાદ પણ સંભળાતો નથી. સર્વ યુવરાજના કેદખાના તરફ દોડયા. ત્યાં જઇને જોયું તો ઘરની છત ટૂટી નીચે પડી છે. ચારે તરફ લાહ્ય સળગી ઉઠી છે. ઘરમાં પેસવાનો રસ્તો નથી. ત્યારે તે લોકો ત્યાં ઉભા રહીને એક બીજાને દોષ દેવા લાગ્યા. કોની

ગફલતથી આ બનાવ બન્યો, તેનો સર્વ લોકો નિશ્ચય કરવા લાગ્યા. જે જોતામાં ઝઘડો ઉભો થયો એક બીજા સાથે સર્વે લડવા લાગ્યા, એક બીજાને મારવા દોડયા, ગાળો ભાંડવા લાગ્યા.

સીતારાંમે ધાર્યું કે, ઘરમાં લાહ્ય સળગવાથી યુવરાજ બળીને મરી ગયા છે, એવી ખબર ફેલાવાથી હું હવે કેટલાક દિવસ અહીં નિશ્ચિંત થઇને રહી શકીશ. જ્યારે તેણે જોયું કે ઘરમાં ચારે તરફ લાહ્ય સળગી ઉઠી છે, ત્યારે તે માથે મોંઢે ચાદર ઓઢીને પ્રસન્નતાથી પોતાને ઘેર જતો રહ્યો. ચોકીથી ઘણે દૂર ગયો, ત્યારે રાત ઘણી વીતી ગઇ હતી. રસ્તામાં કોઇ માણસ નથી, ચારે તરફ ઉજડ જણાય છે. કદી કદી પવનથી ઝાડોનાં પાંદડાં ખખડે છે. સીતારાંમનું રસિક હૃદય ઉલ્લાસિત થઇ ગયું. તે ઉમંગમાં આવી ગાયન ગાવા લાગ્યો. તે જનશૂન્ય નિઃશબ્દ માર્ગે તે એકલો મુસાફર મનના ઉમંગમાં મસ્ત થઇને ગીત ગાતો ચાલ્યો જાય છે. કાંઇક દૂર આગળ જતાં તેના મનમાં એક વાત યાદ આવી. તેણે વિચાર કર્યો કે, યશોહરથી તો કુંટુબ સાથે નાસી જવું પડશે, તો હવે વગર મહેનતે જે કાંઇ રૂપિયા હાથ આવે તેમ છે તેને કેમ છોડી દઉં ? તેને લેતો જઉં. મંગળા રાક્ષસી તો ડૂબીને મરી ગઇ હશે. હવે તે એક મોટી આફત માથેથી ઓછી થઈ છે. એકવાર તેને ઘેર જતો જઉં. ઘણા રૂપિયા તેની પાસે હતા. આ દુનિયામાં હવે તેનું બીજું કોઇ નથી. જેથી તે રૂપિયા જો હું ન લેઉં તો કોઈ બીજો લઇ જશે, બીજો શું લે ? એકવાર જોઉં તો ખરો.' આવો વિચાર કરીને તે રૂક્મિણીના ઘર તરફ ગયો. પ્રસન્ન ચિત્તે તે ફરી પાછો તાન ઉડાવા લાગ્યો. કાંઇક દૂર આગળ જઇને તેણે રસ્તામાં એક સ્ત્રીને જતી જોઇ, સીતારાંમની નજર તેના ઉપર પડી. એકાદ બે મશ્કરી કરવાને તેને મન થયું.

પણ લાગ ન ફાવવાથી તે બોલ્યા ચાલ્યા વગર ત્યાંથી આગળ ચાલી નીકળ્યો.

સીતારાંમે રૂક્મિણીના ઘર પાસે જઇ જોયું તો બારણું ઉઘાડું છે. પ્રસન્ન ચિત્તે તે ઘરની અંદર પ્રવેશ કરીને તેણે એકવાર ચારે તરફ ધ્યાન પૂર્વક જોયું તો ઘરમાં અંધારૂં ઘોર છે જેથી કાંઈ જણાતું નથી. એકવાર તે ચારે તરફ ફંફોસી જોવા લાગ્યો. તેને એક ઠોકર વાગતાં ગબડી પડયો. બે એકવાર તો તે ભીંત સાથે અથડાયો. તેનું આખું શરીર કંપવા લાગ્યું. તેને લાગ્યું કે કોઈ ઘરમાં છે ખરૂં, જાણે કોઇ શ્વાસ લેઈ રહ્યું છે, તેણે ધીરે ધીરે તેની પાસેના બીજા ખંડમાં જઇને જોયું તો રૂક્મિણીના સુવાના ખંડમાં કંઇક દીવાનો પ્રકાશ દેખાય છે. દીવો હજુ પણ બળે છે. તે તરત તે ખંડમાં ગયો, "અરે કોણ, ઘરમાં કોણ બેઠું છે ?" એક સ્ત્રી છાની-માની બેઠી છે અને થરથર કંપે છે. તેનાં પહેરેલાં કપડાં બિલકુલ ભીનાં છે, કેહેડની નીચેના શરીરે કપડાં ચોટી ગયાં છે. તેના છૂટા વાળમાંથી ટીપેટીપે પાણી ટપકી રહ્યું છે. ઘરમાં એક દીવો બળે છે. તે દીવાનો ધુંધળો પ્રકાશ તેના ઉતરી ગયેલા ચ્હેરા ઉપર પડયો છે. પાછળ તે સ્ત્રીનો એક લાંબો પડછાયો ભીંત ઉપર પડયો છે. ઘરમાં બીજું કોઇ નથી. માત્ર તે મલિન મુખી, તેનો લાંબો પડછાયો અને એક ભયંકર શૂનકાર. તે ઘરમાં પ્રવેશ કરતાંની સાથે સીતા-રાંમનું શરીર ઠંડુ પડી ગયું, જોયું તો છૂટાવાળ, ઉદાસ મોં, ભીનાં કપડાં શરીરે લપેટે ને મંગળા બેઠી છે, પ્રથમ તો તેને જોઈ એકા-એક તે મનમાં એમ સમજ્યો કે તે ભૂત થઇને અહીં આવી બેઠી હશે. તેનાથી હવે આગળ વધવાનું સાહસ થતું નથી. તેમ પાછા પણ જઇ શકાતું નથી. સીતારાંમ કાંઈ એકદમ બીકણ ન્હોતો. થોડીવાર

તો તે છાનોમાનો ઉભો રહ્યો. આખરે કાંઈક હિંમત આણીને બોલ્યો:—"અરે, તું ક્યાંથી આવી? શું તું મરી નથી ગઇ!" રૂક્મિણી તે સાંભળી કાંઇક ભયાનક નજરે સીતારાંમના મોં સામે તાકી રહી. જેથી સીતારાંમનું કાળજુ બીકથી ઉછળવા લાગ્યું.

આખરે રૂક્મિણી એકાએક બોલી ઉઠી, "તમારો હજુ સુધી નાસ થયો નથી તો હું શી રીતે મરૂં?" આમ કહી તે ઉભી થઇ અને હાથના ચાળા કરીને બોલી, "હું યમપુરીમાંથી પાછી આવી છું. પ્રથમ તને અને પછી યુવરાજને ચૂલ્હામાં સળગાવી દઇ, તેમાંથી બે મૂઠી રાખોડી લઇને જ્યારે હું શરીરે ચોળી શરીર ઠંડું કરીશ, તે પછી હું યમનો મનોરથ પૂરો કરીશ. જ્યાં સુધી હું મારૂં કામ પૂરૂં ન કરૂં ત્યાં સુધી મારે માટે યમપુરીમાં જગ્યા નથી.

રૂક્મિણીનો અવાજ સાંભળીને સીતારાંમને અત્યંત સાહસ થયું. તે એકાએક વધુ અનુરાગ બતાવીને રૂક્મિણીની સાથે ફરી મેળ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તે તેની પાસે જઇને તેના શરીરને અડીને ઉભો રહ્યો, અને કોમળ સ્વરે બોલ્યો કે:—"પ્રાણપ્રિયે, તું એટલા માટે ગુસ્સે થઇ ગઇ છું? તારા મનમાં ક્યારે શું થાય છે તે કાંઈ સમજવામાં આવતું નથી! ઠીક, કહેતો ખરી મંગળા, કે મેં તારૂં શું બગાડયું છે? તારા આ દાસના ઉપર આટલી બધી નારાજ કેમ થાય છે? ઠીક જો તું કહું તો હું તને પેલું ગાયન ગાઇ બતાવું?"

સીતારાંમ જેટલો જુઠો સ્નેહ બતાવવા લાગ્યો, તેટલી જ રૂક્મિણી ક્રોધાતુર થઇ ગઇ. તેના માથાથી પગ સુધી આખું શરીર ક્રોધથી બળવા લાગ્યું. સીતારાંમ જો તેના માથાનો વાળ હોત તો તેને બંને હાથે તોડીને તરત ફેંકી દેત, સીતારાંમ જો તેની આંખ

હોત તો તેને તરત નખથી ખોતરીને પગ તળે ડબાવી, ફોડીને ફેંકી દેત. તેણે ચારે તરફ નજર ફેરવી જોયું, પણ કોઇ વસ્તુ તેની પાસે પડેલી જણાઇ નહિ. ત્યારે તે દાંત પીસીને બોલી, "જરા ઉભો રહે. હું હમણાં જ તારૂં માથું ફોડી નાંખું છું." એમ કહીને થરથર કંપતી તે પત્થરનો મોટો કકડો શોધવા બીજા ખંડમાં ગઈ, તે પછી થોડીવાર સીતારાંમ તેના ગળામાં ચાદર નાંખીને મારી નાંખવાનો વિચાર કરતો ઉભો રહ્યો પણ રૂક્મિણીનો ભયંકર દેખાવ જોઇ તેનાથી કાંઇ કરી શકાયું નહિ અને તેથી તે ચેતી જઇને પથ્થર ખાઈ મરતા પહેલાં ત્યાંથી તરત બહાર નીકળી ગયો. રૂક્મિણી જ્યારે હાથમાં પથ્થર લઇને એ ખંડમાં આવી ત્યારે ત્યાં સીતારાંમને ન જોઇ સીતારાંમના નામપર વારંવાર જમીન ઉપર પથ્થર મારવા લાગી.

રૂક્મિણી મરી ગઈ નથી, યુવરાજના રાયગઢ જવાથી તેની દુરાશા એકદમ દૂર થઇ ગઇ. તેનો સઘળા ઉપાય અને સઘળા ઉદ્દેશ એકદમ ધુળમાં મળી ગયા. રૂક્મિણીનું પ્રથમના જેવું હવે ઉત્કટહાસ્ય રહ્યું નથી. વીજળીને પણ મ્હાન કરનાર તે ચંચળ કટાક્ષ રહ્યું નથી. નદીના પૂરની માફક હવે તેને ગર્વની ઉફાંત રહી નથી. રાજદરબારના જે નોકર ચાકરો તેની પાસે આવતા હતા તેમને તેણે ગાળો ભાંડીને તેમની સાથે લડાઇ કરી છે. દીવાનજીનો મોટો પુત્ર એક દિવસ પાન ખાઇને તેની સાથે હાસ્યવિનોદ કરવા આવ્યો હતો, તેને તેણે પાસે બેસવા પણ ન દીધો. હવે કોઈ તેની પાસે આવવાનું સાહસ કરતું નથી, મહેલ્લાના સર્વ લોક પણ હવે તેનાથી ડરે છે.

સીતારાંમે મંગળાના ઘરની બહાર નીકળીને મનમાં વિચાર કર્યો કેઃ—"મંગળાં યુવરાજના નાસી ગયાની બધી હકીકત જાણે

છે. જેથી તે બધાંને કેદ કરાવ્યા વગર રહેવાની નથી. હું તે હત્યારીને મારી નાંખીને કેમ ન આવ્યો? જે થાય તે ખરૂં, યશોહરમાં હવે એક ઘડી પણ રહેવું મારે માટે સારૂં નથી. હવે તો નાસીજવામાં જ સાર છે. સીતારામ તે જ રાત્રે પોતાનાં બાળબચ્ચાંને સાથે લઇ યશોહરનો ત્યાગ કરીને રાયગઢ નાસી ગયો.

તે રાતના પાછલા પહોરે વાદળાં ચઢી આવ્યાં અને મૂશળધાર વરસાદ પડયો. લાહ્ય પણ હવે ધીરેધીરે હોલાઇ ગઇ. યુવરાજના અનિશ્ચિત મૃત્યુની વાત પ્રતાપાદિત્યના કાને પણ આવી. પ્રતાપાદિત્ય તરત હવેલીમાંથી બહાર નીકળીને પોતાની કચેરીમાં બેઠો. તેણે પ્હેરેદારોને બોલાવ્યા, પ્રથમ મંત્રી આવ્યો, પછી બે એક સભાસદ આવ્યા. એક માણસે કહ્યુઃ—"જ્યારે લાહ્ય ખૂબ જોરથી સળગી ઉઠી હતી ત્યારે બારીમાંથી મેં યુવરાજને જોયા હતા," વળી બીજા કેટલાય લોકોએ કહ્યું કેઃ—"તેમણે યુવરાજની બૂમો સાંભળી હતી." એકે તે ઘરમાંથી યુવરાજના હાથની બળેલી તલવાર લાવીને મહારાજના આગળ મૂકી, પ્રતાપાદિત્યે પૂછ્યુંઃ—"કાકા કયાં છે?" રાજમ્હેલમાં જોતાં તેમનો પત્તો ખાધો નહિ. કોઇએ કહ્યું કે—"જે વખતે આગ લાગી હતી તે વખતે તે પણ કેદખાનામાં હતા." બીજો બોલી ઉઠયો કેઃ—"ના, રાતે જયારે તેમણે સાંભળ્યું કે કેદખાનામાં પણ આગ લાગી છે ત્યારે તે તરત અહીંથી ચાલી ગયા." પ્રતાપાદિત્ય જ્યારે સભામાં બેસીને આ રીતે લોકોની જુબાની સાંભળતા હતા, તે વખતે કચેરીના દ્વાર આગળ કોલાહલ થઇ રહ્યો. એક સ્ત્રી કચેરીની અંદર પ્રવેશ કરવા માગે છે, પણ દરવાને તેને રોકી રાખી છે. પ્રતાપાદિત્યે તે સાંભળી તેને અંદર આવવાની આજ્ઞા કરી, તેથી એક સીપાઇ રૂક્મિણીને સાથે લઇને અંદર આવ્યો.

રાજાએ તેને પૂછ્યુંઃ—"તારે શું કહેવું છે?" તે હાથ લાંબા કરીને ઘાંટા પાડીને બોલીઃ "હું કાંઇ માગતી નથી. તમારા આ જે

પ્હેરેદારો છે, તે સર્વને છ છ મહિના કેદખાનામાં સારી રીતે સડાવીને કુતરાંના મ્હોતે રીબાવીને મારી નાંખો. એ હું જોવા ઇચ્છું છું, એ લોકો શું તમને માને છે? તમારો કંઈ તેમને ડર છે?" આ સાંભળી પ્હેરેદારો ચારે તરફથી ગડબડ કરવા લાગ્યા. રૂક્મિણીએ પાછળ જોઇને, આંખો કાઢીને ખૂબ દમ દઈને કહ્યું—ચૂપ રહે, નમકહરામ, તમારો યુવરાજ જ્યારે તમારા રાયગઢના બુઢા મહારાજાની સાથે નાસી જતો હતો ત્યારે તમે મારી એક પણ વાત સાંભળી નહિ. રાજાને ત્યાં નોકરી કરો છો તેનો તમારા મનમાં મહાન અહંકાર આવ્યો છે. મને લાગે છે કે તમને પણ કાંઇ મળ્યું છે, મરતી વખતે કીડીયોની માફક ઉભરાવ છો."

પ્રતાપાદિત્ય—"જે જે બન્યું હોય તે કહે."

રૂક્મિણી—"બીજુ શું કહું, તમારો યુવરાજ કાલે રાતે બુઢારાજાની સાથે નાસી ગયો છે."

પ્રતાપાદિત્ય—"લાહ્ય કાંણે સળગાવી તે તું કાંઇ જાણે છે?"

રૂક્મિણી—"હું તે ન જાણું, તમારોજ પેલો સીતારાંમ છે તેને તમારા યુવરાજની સાથે ઘણી પ્રીતિ છે. મને લાગે છે કે તેને બીજું કોઈ છે જ નહિ, જે કાંઇ છે તે સર્વ સીતારાંમજ, આ સર્વ તે સીતારાંમનું કામ છે. વૃદ્ધ રાજા, સીતારાંમ અને તમારો યુવરાજ એ ત્રણે મળીને આ કામ કરી ગયા છે. એ ખરેખરૂં મેં કહી દીધું."

પ્રતાપાદિત્ય—ત્રણીવાર સુધી ચુપ થઇ રહ્યો પછી પૂછ્યું કે તમે એ સર્વ વાતો શી રીતે જાણી?

રૂક્મિણીએ કહ્યું:—"એ પૂછવાનું શું કામ છે? મારી સાથે માણસ આપો, હું જાતે જઇને એ સર્વને પકડી લાવીશ. તમારા

દરબારના નોકર તો બધા ઘેટા જેવા છે. તેમનાથી એકે કામ નહિ થઇ શકે. ”

પ્રતાપાદિત્યે રૂક્મિણીની સાથે માણસ મોકલવાનો હુકમ કર્યો અને પ્હેરેદારોને જે યોગ્ય લાગી તે સજા કરી. તે પછી કચેરીમાંથી એકેએક સર્વ લોક વેરાઇ ગયા. ન્યાયાલય શુન્ય થઇ ગયું. માત્ર મંત્રી અને મહારાજ બેજ બેસી રહ્યા. મંત્રીએ માન્યું કે મહારાજ જરૂર મને કાંઇ પૂછશે પરંતુ પ્રતાપાદિત્યે કાંઇ ન કહ્યું. મંત્રીએ તે કાંઇ બોલશે એમ ધારીને ગંભીર સ્વરે કહ્યું:—“ મહારાજ !” મહારાજાએ કાંઇ જવાબ ન આપ્યો. તેથી મંત્રી પણ ધીરે રહીને ઉઠીને ત્યાંથી ચાલ્યો ગયો.

તે દિવસે સાંજ થતા પહેલાં પ્રતાપાદિત્યને એક માછીની જબાનીથી ઉદયાદિત્યના નાસી ગયાની ખરી ખબર મળી. તેણે નાવમાં બેસી ઉદિયાદીત્યને નદીને રસ્તે જતાં જોયા હતા. વળી બીજા લોકોના મ્હોંદે પણ ઉદયાદિત્યના નાસી ગયાની ખબર સાંભળી. રૂક્મિણીની સાથે જે લોક ગયા હતા તે એક અઠવાડીયા પછી પાછા આવ્યા અને મહારાજની પાસે જઇ અરજ કરી કે યુવરાજને રાયગઢમાં અમે જોયા. રાજાએ પૂછ્યું કે તે બાયડી કયાં ગઇ ? ત્યારે તેમણે કહ્યું કે “ તે ત્યાંથી પાછી ન આવી પણ ત્યાંજ રહી.

ત્યારે પ્રતાપાદિત્યે મુખારખાં નામના એક પઠાણ સેનાધ્યક્ષને બોલાવીને કોણ જાણે કે ગુપચૂપ કંઇક હુકમ આપ્યો. તે પછી તે સલામ કરીને ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૩૨ મું.
## વિભાની આશા અને રાણીની ચિંતા.

રાણી અને વિભાને ઉદયાદિત્યના નાસી ગયાની ખબર પ્રતાપાદિત્યના જાણતા પહેલાંજ પડી હતી. બન્ને ભયથી વ્યાકુલ થઇ.વિચાર કરતાં હતાં કે મહારાજ જ્યારે આ વાત જાણશે ત્યારે કાંણુ જાણે કે શું કરશે? પ્રતાપાદિત્યે જેમ જેમ ઉદયાદિત્યના નાસી ગયાની ખબર મેળવવા માંડી, તેમ તેમ આ બંનેના જીવમાં ભાતભાતની ભયાનક ચિંતાઓ થવા લાગી. આ રીતે એક અઠવાડીયું વીતી ગયું. આખરે મહારાજને ખરી ખબર મળી અને તેના ઉપર ભરોંસો પણ રાખ્યો, છતાં તેનું હજુ કાંઇ કર્યું નહિ. ક્રોધનો આભાસ સરખો પણ થવા ન દીધો. ઘણીવારતો તેણે ઉદયાદિત્યના સંબંધમાં કંઇ પૂછ્યું પણ નહિ. મહારાજાએ પણ એ વિષે કાંઈ હઠ ન લીધી. આખરે રાણીથી ન રહેવાયું તેથી તેણે કહ્યું: "મહારાજ, હું હાથ જોડીને આપની પાસે એટલી ભીખ માગુ છું કે, આ વખતે ઉદયનો અપરાધ ક્ષમા કરો. મારા પુત્રને હવે જો કંઈ દુઃખ દેશો તો હું ઝેર ખાઈને મરી જઇશ."

પ્રતાપાદિત્યે કાંઇક બેદરકારીથી કહ્યું—"તું તો પ્હેલાંથીજ રડવા બેઠી છે. હું તો કાંઇ કરતો પણ નથી."

પ્રતાપાદિત્ય પછી ફરી કંઇ ગુસ્સે ન થયા એથી રાણીએ તે વિષે ફરી બોલવાનું સાહસ ન કર્યું. તે બ્હીતી બ્હીતી ત્યાંથી ધીમે રહીને ચાલી ગઇ. કેટલાક દિવસ એમને એમ વીતી ગયા. મહારાજનો તે વિષયમાં કાંઇ વિચાર જણાયો નહિ તે જોઇ રાણી અને વિભાનાં ચિત્ત સ્થિર થયાં. તે બંને સમજ્યાં કે:—"ઉદયાદિત્યના બીજી જગ્યાએ

જવાથી મહારાજા મનમાં પ્રસન્ન હોય એમ જણાય છે. હવે કેટલાક દિવસ થયા રાણી નિશ્ચિંત થઇ છે.

તે પહેલાં જ રાણીએ વિભાને કહી દીધું હતું, અને રાજ-મ્હેલમાં એ વાત જાહેર કરી દીધી હતી કે રામચંન્દ્રરાયે વિભાને મોકલી દેવાનો એક કાગળ લખ્યો છે. વિભાના મનમાં તે સાંભળી હર્ષની સીમા રહી નહિ. જ્યારથી તેણે રામમોહનને એમને એમ પાછો મોકલ્યો હતો ત્યારથી તેના મનમાં ઘડીવારને માટે પણ સુખ ચેન પડતું ન્હોતું. જ્યારે તેને વખત મળતો ત્યારે તે વિચાર કરતી કે:—"શું તે મારા મનનો ભાવ સમજતા હશે ? શું તે મારી અવસ્થા જાણતા હશે ? જો કે તેમણે મારા ઉપર ક્રોધ કર્યો છે, પણ જો હું મારી ખરી હકીકત તેમને સમજાવીશ તો તે મારો અપરાધ ક્ષમા કરશે ? હા. જગદીશ્વર ! એવો વખત કયારે આવશે કે તેને હું સર્વ વાત સમજાવીને કહું. કયારે તેમનાં દર્શન થશે !" વિભા વારંવાર આવા જ વિચારો કરતી હતી. રાતદિવસ તેના મનમાં આજ આ-શંકા થયાં કરતી હતી. રાણીની વાત સાંભળી વિભા બેહદ ખુશી થઇ. તેના મનનો એક ભારે બોજો ઓછો થયો. તે શરમાઈને લાજશરમ મૂકીને હસતી હસતી પોતાની માની છાતી સાથે મોં સંતાડીને કેટલીયવાર સુધી છાની માની પડી રહી, તેની માએ રડવા માંડયું. વિભાએ જાણ્યું કે તેની કાંઇ ભૂલ તેના સ્વામીના સમ-જવામાં આવી નથી, તેના મનની વાત તેણે બરોબર જાણી લીધી છે, ત્યારે તેની આંખોમાં સઘળો સંસાર નંદનવનના જેવો જણાવા લાગ્યો. પોતાના સ્વામીનું હૃદય તે બહુજ ઉદાર સમજી, પોતાના સ્વામીના સ્નેહ ઉપર તેને કેટલોય વિશ્વાસ અને ભક્તિ ઉત્પન્ન થયાં. તે સમજી કે તેના સ્વામીનો પ્રેમ આ સંસારમાં તેને માટેજ એક

અટલ આધારરૂપ છે. તે એક બલિષ્ટ મહાપુરૂષના વિશાળ ખભાને પોતાના નાના સરખા સુકુમાર હાથની બાથમાં લઇને પોતાની નિર્ભયતા અને પૂર્ણ શ્રદ્ધાનો આધાર રાખે છે. તે નિર્ભયતાથી તે દૂર નહિ થાય એવા આનંદમાં વિભા કુલાઇ ગઇ. તેનું હૃદય શરદ ઋતુના નિર્મળ આકાશની માફક નિર્મળ ગઇ ગયું. તે હવે પોતાના ભાઇ સમરાદિત્યની સાથે નાના બાળકની માફક રમતી હતી. નાની છોડીની માફક પોતાની માની આગળ લાડ કરતી હતી. પોતાની માના કામમાં મદદ કરતી હતી. પ્રથમ જે તે ચેષ્ટા રહિત ઉદાસભાવે વિચિત્રભાવે રહેતી હતી તેમ હવે રહેતી નથી. હવે તેના હૃદયમાં છુપાયલી આશા લતા પાછી ખીલી ઉઠી છે તેના ચહેરા ઉપર હવે ઉદાસી રહી નથી. પ્રથમની માફક તે હવે સંકોચ, વિષાદ. ગ્લાનિ કે મૌનભાવવાળી જણાતી નથી, તે હવે ઉમંગમાં આવીને પોતાની માની સાથે એટલી બધી વાતો કરે છે કે જેવી વાતો તે પહેલાં કદી કરતી નહોતી. પુત્રીનો આવો આનંદ જોઇને માનો સ્નેહ તેના પર એકદમ ઉભરી આવ્યો. મનમાંને મનમાં તેને ચિંતા કાંઇક થતી હતી પરંતુ વિભાની પાસે તે ચિંતાનો આભાસ સરખો પણ તે જણાવા દેતી નહોતી. મા થઈને પછી તે કેવી રીતે વિભાના આવા વિમળ ઉલ્લા સમય હાસ્યને રોકી શકે. એથી પુત્રી દરરોજ તેની આગળી હસતી અને રમતી હતી. અને મા તેને પ્રસન્ન મન અને અતૃપ્ત નયનોથી જોતી હતી.

રાણીના મનમાં કાંઇક ભય અને કાંઇક સંદેહ થતો હતો. તેથી તે આજકાલ કરીને વાયદા કર્યા કરતી હતી. એક અઠવાડીયા પછી ઉદયાદિત્યને માટે સર્વ લોકો એક પ્રકારે નિશ્ચિંન્ત થયા હતા, માત્ર વિભાને માટે શું કરવું તેનો હજુ સુધી નિશ્ચય કરી શકયા નહોતા.

આમને આમ કંઇક દિવસ વીતી ગયા. જેટલો વિલંબ થાય છે તેટલી જ વિભાની અધીરતા વધતી જાય છે. વિભાને ચિંતા થતી કે–" જેટલો વિલંબ થાય છે તેટલી જ વધુ તે પોતાના સ્વામીના આગળ અપરાધિની થઇ રહી છે. જ્યારે તેણે તેને મોકલવાનો કાગળ લખ્યો છે તો પછી આટલો બધો વિલંબ કેમ થાય છે? એક વારતો તેમણે ક્ષમા આપી છે પણ હવે—" ઘણા દિવસ સુધી તેનાથી રહેવાયું નહિ, જેથી તેણે પોતાની માની પાસે જઇને તેને ગળે વળગી પડીને તેના મોં સામે તાકીને કહ્યું કે:—" મા."

વિભાએ આટલું કહેતાં જ તેની મા સર્વ સમજી ગઈ. વિભાને પોતાની છાતીએ ચાંપીને તેણે કહ્યું—" કેમ બેટા!" વિભા કાંઇક વાર સુધી શાંત રહી પછી બોલી—" મા, તું મને ક્યારે મોકલીશ?" આટલું કહેતાં તો તે શરમાઇ ગઇ તેનું મોં લાલ થઇ ગયું. માએ હસીને કહ્યું:—" ક્યાં મોકલું?" વિભાએ વિનયથી ધીમે રહીને કહ્યું:— " ક્યાં મોકલવી તે તું જાણે." રાણીએ કહ્યું—" બેટા, હજુ થોડા દિવસ ધીરજ રાખ. હવે જલ્દી મોકલીશું" આટલું કહેતાં કહેતાં તો તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.



## પ્રકરણ ૩૩ મું.

### ઉદયાદિત્યને કેદ કરી વસંતરાયનું ખૂન કરવું.

ઉદયાદિત્ય ઘણા વર્ષે રાયગઢ આવ્યો છે પરંતુ તેને પહેલાંના જેવો આનંદ હવે ત્યાં જણાતો નથી. ચિંતા ચિત્તને દબાવે છે એથી તેનો જીવ કંઈ ગોઠતો ન્હોતો, તે વિચાર કરી રહ્યો હતો કે, દાદાજીએ જે કામ કર્યું છે તેનું પરિણામ સારૂં નહિ આવે. પિતાજી તેને એમને એમ જવાદે એ તો સંભવિત નથી. મારો જન્મ કોણ

જાણે કે કયા ખરાબ મહુરતમાં થયો હશે. તેણે વસંતરાયની પાસે જઇને કહ્યું; "દાદાજી, હું જઉં છું. યશોહર પાછો જઉં છું." વસંતરાયે ગાયન ગાઇને તે વાતને હસવામાં કહાડી નાંખી.

આખરે જ્યારે ઉદયાદિત્યે એ વાત વારંવાર તેને કહી, ત્યારે વસંતરાયના મનમાં ઘણો જ આઘાત થયો. તેણે ગાવું બંધ કરીને ઉદાસપણે કહ્યું કેઃ—"કેમ ઉદય, મારી પાસે રહેતાં તને શું દુઃખ છે ? આ સાંભળી ઉદયાદિત્ય કાંઇ ન બોલ્યો.

ઉદયાદિત્યને ચિન્તિત જોઇને તેને સુખી રાખવાને વસંતરાય રાત દિવસ જીવ જાનથી પ્રયત્ન કરતા હતા. સતાર વગાડી સંભળાવતા હતા. ઉદયાદિત્યને સાથે લઇને આમ તેમ ફરતા હતા. ઉદયાદિત્યને લીધે ઘણે ભાગે તેમનુ રાજકાર્ય બંધ જેવું હતું. વસંતરાય ઉદયાદિત્યને પોતાની આંખ આગળથી વેગળો ખસવા દેતા નહિ. તેમના મનમાં એ બીક રહેતી હતી કે વખતે ઉદયાદિત્ય પાછો યશોહર ન ચાલ્યો જાય. રાતદિવસ તેને પોતાની આંખોની પુતળી માફક રાખે છે અને તેને કહેતા કેઃ—"ભાઈ, તારે હવે તે પાષાણુ હૃદયની નગરીમાં જવું ન જોઈએ."

ઉદયાદિત્યના મનમાં હવે એટલી બધી ચિન્તા નથી કે જેવી પહેલાં હતી. તે ઘણા દિવસ પછી કેદખાનામાંથી મુક્ત થઇને વસંતરાયના પ્રેમપરિપૂર્ણ કોમલ હૃદયની અંદર વિરાજી રહ્યો છે. ઘણા દિવસ પછી તે ચારે તરફ ભાતભાતનાં વૃક્ષો અને સંપૂર્ણ આકાશ મંડળ જોયાં કરે છે. ચારે તરફ ફેલાયલો ઉષાકાલનો પ્રકાશ જોઇ રહ્યો છે. પક્ષિયોનો કલરવ સાંભળી રહ્યો છે. પવન તેના શરીરનો સ્પર્શ કર્યા કરે છે. રાત્રિ આકાશના તારા જેવામાં આવે છે. તે ચંદ્રના શુદ્ધ પ્રકાશમાં જાણે ડુબી રહ્યો છે. જ્યાં જવાની ઇચ્છા કરે

છે ત્યાં જાય છે. જે જીવમાં આવે છે તે કરે છે. ત્યાં તેને કોઇ પ્રકારનું રોકાણ નથી. જે લોકો ઉદયાદિત્યને નાનપણથી ઓળખતા, તે સર્વ તેને જોવાને માટે આવતા. ગંગાધર આવ્યો, ફટકચંદ આવ્યો, હરિદાસ અને કરીમઉલ્લા આવ્યો. મથુરા પોતાના ત્રણે છોકરાને લઇને આવ્યો. રામધન અને પ્રાણધન બંને ભાઈ આવ્યા. શીતલ સરદાર ખેલ બતાવવા માટે પટાબાજોને પોતાની સાથે લેતો આવ્યો. આમ ઘણા લોકો યુવરાજની પાસે આવવા લાગ્યા. યુવરાજે તેને પ્રેમ પૂર્વક મળીને કેટલીય વાતો પૂછી " ઉદયાદિત્ય હજુ પણ આ લોકોને ભુલી ગયો નથી એ જોઈ તેમને ઘણોજ આનંદ થયો. મથુરે કહ્યું--" મહારાજ, આપ પહેલા જે મહિનામાં રાયગઢ આવ્યા હતા તે મહિનામાં આ નાના છોકરાનો જન્મ થયો હતો. જેને આપે જોયો હતો. તે પછી આપના આશીર્વાદથી મને બીજાં પણ સંતાનો થયાં. આમ કહીને તે ત્રણે છોકરાને યુવરાજની પાસે બોલાવી આણ્યા અને તે ત્રણે છોકરાએ યુવરાજને જમીન સાથે માથું રાખી દંડવત્ કર્યા.

પ્રાણધને આવીને કહ્યું--યશોહર જતી વખતે અહીંથી હજુર જે નાવ ઉપર સવાર થયા હતા તે નાવવાળો હું માછી હતો. શીતલ સરદારે આવીને કહ્યું કેઃ—" મહારાજ, આપ જ્યારે રાયગઢમાં હતા ત્યારે આપે મારો લાકડી ભાગવાનો તમાસો જોઇ મને ઇનામ આપ્યુ હતું. આજ મારી એવી ઇચ્છા છે કે મારાં છોકરાંનો ખેલ હજુરને બતાવું. આવ જાનચંદ તમે સર્વે ભાઈઓ આવો. "

તેણે પોતાના છોકરાઓને બોલાવ્યા. આ રીતે દરરોજ સવારથીજ ઉદયાદિત્યની પાસે પ્રજાનાં ટોળેટોળાં આવતાં, અને સર્વ એકત્ર થઇ પોતપોતાની વાતો કહેતાં.

આ પ્રકારે હસવા રમવામાં આમતેમ સ્વતંત્ર થઇ હરવા ફરવામાં અને ગાવા બજાવવામાં આનંદ મેળવીને ઉદયાદિત્યે પોતાના મનની ઘણી ચિંતાને દૂર કરી દીધી. તેણે મનમાંને મનમાં વિચાર કર્યો કે, "પિતાજી મારા નાસી જવાથી ગુસ્સે નહિ થયા હોય, હવે મારા ઉપર તે સંતુષ્ટ હશે. નહિતો આટલા દિવસ સુધી તે શું એમને એમજ બેસી રહેતા હશે?"

પરંતુ આ પ્રકારના અંધાધુન્ધ વિશ્વાસમાં તે પોતાના મનને વધુ દિવસ સુધી ભૂલમાં રાખી શક્યો નહિ. દાદાજીને માટે તેના મનમાં એક પ્રકારનો ભય થવા માંડ્યો. યશોહરમાંથી પાછા જવાની વાત દાદાજીને કહેવી વૃથા છે. તેને ફરી કેદખાનું યાદ આવ્યું. ક્યાં તે સ્વતંત્રતાનો આનંદ, અને ક્યાં તે નાના સરખા કેદખાનામાં રહી જીવન વીતાવવું? કેદખાનાની એકેએક ઘડી તેને એક વર્ષના જેટલી જણાવા લાગી. તે પ્રકાશ રહિત, નિર્જન અને સૂનું મકાન તેની કલ્પના સૃષ્ટિમાં બરાબર જણાવા લાગ્યું. તેનું શરીર કંપી ઉઠ્યું. તેણે નિશ્ચય કર્યો કે, અહીંથી એક દિવસે જરૂર પાછું કેદખાનામાં જવું જ પડશે. આજે નહિ તો કોઈ બીજે દિવસે, એમ મનમાં ને મનમાં વિચાર કરીને તે એક પ્રકારનો નિશ્ચિત થઇને બેઠો.

આજે ગુરુવાર છે. આજે જવું ઠીક નથી. કાલે જઇશ. આજનો દિવસ ઘણો ખરાબ છે. સવારથી જ વરસાદનો આડંબર છે. જે થાય તે ખરૂં, આજ સાંજે રાયગઢ છોડીને જવું જ પડશે. એ વાત ઉદયાદિત્યે સ્થિર કરીને રાખી છે. સવારે જ્યારે વસંતરાયે ઉદયાદિત્યને જોયો, ત્યારે વસંતરાયે તેનો હાથ પકડીને કહ્યું કેઃ— કાલરાતે મેં એક ઘણુંજ ખરાબ સ્વપ્નું જોયું. સ્વપ્નું કેવું જોયું તેતો

મને યાદ નથી રહ્યું, પણ એટલું યાદ છે કે જાણે મારી અને તારી વચ્ચે હંમેશને માટે જુદાઇ થઇ ગઇ.

ઉદયાદિત્યે વસંતરાયના પગે પડીને કહ્યું—"ના દાદાજી, કદાચ જુદાઇ થાય તોપણ હંમેશને માટે કેમ કરીને થાય?"

વસંતરાયે બીજી તરફ જોઇને ચિંતિત ચિત્તે કહ્યું, "હવે હંમેશાંને માટે જ સમજવી, હું હવે વૃદ્ધ થયો છું. કહે, હવે હું કેટલા દિવસ જીવવાનો છું."

ગઇરાતના ખરાબ સ્વપ્નના કાંઇક ભણકારા હજુ પણ વસંતરાયની હૃદય રૂપી ગુફામાં પ્રતિધ્વનિત થઇ રહ્યા હતા. તેથી તે શુંઢ મૂંઢ થઈ કાંઇક ચિંતા કર્યા કરે છે.

ઉદયાદિત્ય કાંઇકવાર સુધી ચૂપ રહીને બોલ્યો "દાદાજી, જો કદી આપણી જુદાઈ થઇ જાય તો શું થાય!"

વસંતરાયે ઉદયાદિત્યને ગળે લગાવીને કહ્યું;—"કેમ બેટા, જુદાઇ કેમ થશે! તું મને છોડીને ન જા. આ વૃદ્ધાવસ્થામાં મારો તિરસ્કાર કરીને ન જા."

ઉદયાદિત્યની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તે ઘણાજ અચંબામાં આવી ગયો. તેના મનનો અભિપ્રાય વસંતરાયે શી રીતે જાણ્યો? એક દીર્ઘ શ્વાસ લઇને યુવરાજે કહ્યું:—"દાદાજી, આપની પાસે રહેવાથી આપના ઉપર આફત આવશે."

વસંતરાયે હસીને કહ્યું:—"કેવી આફત! આટલી ઉમરે હવે હું દુઃખનો ભય થોડો જ રાખું છું. મૃત્યુથી બીજું કોઇ મહાન દુઃખ તો નથી ને! તો મરણ તો મારી આગળ આવી ચૂક્યું છે. તે દરરોજ મારી ખબર લે છે. હવે હું તેનાથી ડરતો નથી. જે માણસ જીવનના બધા સંકટોને ખમીને વૃદ્ધ થતા સુધી બચેલો

છે તેનું કિનારે આવેલું વહાણુ ડૂબે તો પણ શું !"

ઉદયાદિત્ય આજે આખો દિવસ વસંતરાયની સાથે રહ્યો. આખો દિવસ વરસાદ વરસ્યો. જે કેટલોક દિવસ બાકી રહ્યો ત્યારે બંધ રહ્યો. એટલે ઉદયાદિત્ય ઉઠીને ઉભો થયો જેથી વસંતરાયે પૂછ્યું કે:—"ક્યાં જાય છે ?"

ઉદયાદિત્ય—"જરા ફરી આવું."

વસંતરાય—"આજે ફરવા નથી જવું."

ઉદયાદિત્ય—"કેમ દાદાજી !"

વસંતરાય ઉદયાદિત્યને વળગી પડ્યા. અને બોલ્યો "આજે તું ઘરમાંથી બહાર ન જા, આજે તું મારી પાસે જ રહે."

ઉદયાદિત્ય—"દાદાજી, હું બહુ દૂર નહિ જઉં. હમણાં જ પાછો આવું છું." આમ કહી તે બહાર ગયો.

તેને મહેલમાંથી એકલો બહાર જતાં જોઈ એક સિપાઈએ કહ્યું કે:—"મહારાજ, હું આપની સાથે આવું છું."

યુવરાજ—"ના, કાંઇ જરૂર નથી."

સિપાઇ—"મહારાજના હાથમાં કાંઇ હથિયાર નથી ને."

યુવરાજ—"તેની જરૂર નથી."

મહેલથી કેટલેક દૂર એક મોટું મેદાન છે. ત્યાં ઉદયાદિત્ય ગયો. તે મેદાનમાં ઉદયાદિત્ય એકલો ફરવા લાગ્યો. ધીમેધીમે સૂર્યનો પ્રકાશ મંદ થવા લાગ્યો. તેના મનમાં કાંણ જાણે કે કંઈ કંઇ ચિંતાઓ થવા માંડી. યુવરાજ પોતાના આ આધાર વગરના અને ઉદ્દેશહિન જીવનની ચિંતા કરવા લાગ્યો. વિચાર કરતાં કાંઇ પણ સ્થિર વિચાર જોવામાં ન આવ્યો. ક્ષણ પછી શું થશે તેનું કાંઇ ઠેકાણું નથી. ઉમર હજુ થોડી છે, જીવનનો વધુ ભાગ હજુ વિતાવવાનો છે. એક ઠેકાણે

જગ્યા ન મળતાં આટલો બધો ભવિષ્યનો વખત શી રીતે જશે? તે પછી વિભા સાંભળી આવી. વિભા હવે ક્યાં હશે! આટલા દિવસ સુધી તો હું તેના સુખનો પ્રકાશ રોકીને બેઠો હતો. શું હજુ પણ તે સુખમાં જીવન ગાળતી નહિ હોય? વિભાને મનમાં ને મનમાં તેણે ઘણા આશીર્વાદ આપ્યા.

ગોવાળીયાઓને તડકાના વખતમાં વિશ્રામ કરવાને માટે આ મેદાનમાં એક જગ્યાએ પીંપળ, વડ, ખજૂરી, અને સોપારી વિગેરે ઝાડોનું એક મોટું જંગલ હતું. યુવરાજ એ જંગલની અંદર ગયો, ત્યાં સાંજ પડી હતી. કંઇક કંઇક અંધારૂં થયું હતું. યુવરાજનો વિચાર આજે નાસી જવાનો હતો. એથી એવા સંકલ્પ કરતો મનમાં ને મનમાં ચિંતા કરતો હતો કે વસંતરાય જ્યારે સાંભળશે કે ઉદયાદિત્ય નાસી ગયો છે, ત્યારે તેની શી દશા થશે, ત્યારે તેમના હૃદયમાં આઘાત થઇને કરૂણ સ્વરે બોલશે કે:—"હાય, ઉદય મારી પાસેથી નાસી ગયો. તેની આ કાલ્પનિક આકૃતિને જાણે તેણે સ્પષ્ટ જોઇ."

આ વખતે એક સ્ત્રી કઠોર અવાજે બોલી:—"આ જુવો, આ જગ્યાએ તમારો, યુવરાજ છે—અહીં છે."

બેએક સૈનિકો હાથમાં મસાલ લઇને યુવરાજની પાસે આવી ઉભા રહ્યા. જોતા જોતામાં બીજા પણ કેટલીક પલટણોએ આવીને તેને ઘેર લીધો ત્યાર પછી પેલી સ્ત્રીએ તેની પાસે આવીને કહ્યું કે:— "મને ઓળખો છો! એકવાર મારા સામે ધ્યાન દઇ જુવો: એકવાર આમ નજર કરો." યુવરાજે મશાલના અજવાળામાં જોયું તો રૂક્મિણી દીઠી. સૈનિકે રૂક્મિણીની આવી રીત ભાત જોઇ કહ્યું કે—"દૂર ખસ અહીંથી." તેણે તેના બોલવા ઉપર જરા પણ

ધ્યાન ન આપતાં કહ્યું કેઃ—"આ સર્વ કોણે કર્યું છે? મેં જ કર્યું છે? મેંજ આ સર્વ કર્યું છે. અહીં આ સર્વ સૈનિકોને કોણ લાવ્યું છે! હુંજ લાવી છું. મેં તમારે માટે આટલું કર્યું, અને તમે તિરસ્કારથી મારા તરફ મોં ફેરવીને ઉભા છો." સૈનિકે રૂક્મિણીને ખેંચીને જબરજસ્તીથી ત્યાંથી વેગથી ખસેડી, તે પછી મુખારખાં સામે આવીને યુવરાજને સલામ કરીને ઉભો રહ્યો. યુવરાજે વિસ્મિત થઇને કહ્યુંઃ—" મુખારખાં શી ખબર છે?"

મુખારખાંએ વિનય પૂર્વક કહ્યું—" હજુર મહારાજના હુકમ અનુસાર અમે અહીં આવ્યા છીએ."

યુવરાજ —" તેમનો શો હુકમ છે?"

મુખારખાંએ પ્રતાપાદિત્યને લખેલો હુકમ કહાડીને યુવરાજના હાથમાં આપ્યો.

યુવરાજે તે વાંચીને કહ્યું—" તેને માટે આટલી બધી સેનાની જરૂર શી હતી? મને જ એક હુકમ લખીને મોકલ્યો હોત તો હું જાતે જ ત્યાં હાજર થાત. હું તો મારી મેળેજ જતો હતો, જવાનો નિશ્ચય કરી ચૂકયો છું. તો પછી વાર કરવાનું શું કારણ છે? હમણાં જ ચાલો, હમણાં જ હું યશોહર આવું છું. મુખારખાંએ હાથ જોડીને કહ્યું—" હમણાં તો અમે નહિ જઇ શકીએ."

યુવરાજે ફરીને કહ્યુંઃ—"કેમ?" મુખારખાંએ કહ્યુંઃ—" મહારાજાનો એક બીજો હુકમ છે, તેને બજાવ્યા વગર શી રીતે જઉ."

યુવરાજે કંઇક ભયભીત અવાજે કહ્યું—" શો હુકમ છે?"

મુખારખાં—" મહારાજાએ રાયગઢના રાજાને મારી નાંખવાનો હુકમ આપ્યો છે."

યુવરાજ ચમકીને બોલ્યોઃ—" ના, ના, આવો હુકમ તેમણે

નહિ આપ્યો હોય, તમે જુઠું બોલો છો."

મુખારખાં—"યુવરાજ સાહેબ ! હું આપને જુઠું નથી કહેતો, મારી પાસે મહારાજનો લખેલો હુકમ છે."

યુવરાજે સેનાપતિનો હાથ પકડીને ઘણીજ વ્યગ્રતાથી કહ્યું:—"મુખારખાં, તમે આ ચિઠ્ઠીની મતલબ સમજ્યા નથી, મહારાજાએ એવો હુકમ કર્યો છે કે જો ઉદયાદિત્યને તે હાજર ન કરે તો તેમને—જ્યારે હું જાતે હાજર છું ત્યારે તેમને કેમ—મને હમણાં જ લઇને ચાલો. હું આવવા તૈયાર છું મને બાંધીને લઇ જાવ. જરા પણ વાર ન લગાડો."

મુખારખાં—"હું તે હુકમની મતલબ બરોબર સમજું છું. મહારાજાએ ઘણી જ તાકીદની સાથે આજ્ઞા આપી છે."

યુવરાજે અધીર થઇને કહ્યું:—"તમે જરૂર ભૂલ કરો છો, તેમની એવી આજ્ઞા નથી. હમણાં જ યશોહર ચાલો. હું મહારાજને તમારે માટે સમજાવું છું. તે જો બીજીવાર હુકમ આપે તો પછી તમારી મરજીમાં આવે તેમ કરજો."

મુખારખાંએ હાથ જોડીને કહ્યું:—"યુવરાજ સાહેબ, માફ કરો. હું મહારાજના આ હુકમનો અનાદાર કરી શકતો નથી."

યુવરાજે અત્યંત અધીરા થઇને કહ્યું—"મુખાર, યાદ રાખજો કે કોઈ પણ એક વખતે યશોહરના સિંહાસનનો અધિકાર મને મળવાનો છે. મારી વાત માનો, અને મને ખુશ કરો."

મુખારખાં કાંઇ જવાબ ન દેતાં ચુપ થઇ ઉભો રહ્યો.

યુવરાજનો ચ્હેરો ઉદાસ થઇ ગયો. તેનું આખું શરીર પરસેવો પરસેવો થઈ ગયું. તેણે સેનાપતિનો હાથ ખૂબ જોરથી પકડીને કહ્યું. મુખારખાં, વૃદ્ધ, નિર્દોષ, ધર્માત્મા, વસંતરાયનું ખૂન કરશો તો નરકમાં

પણ તમને રહેવાની જગ્યા નહિ મળે.'

મુખારખાંએ કહ્યું:—"માલીકની આજ્ઞાનું પાલન કરવામાં પાપ લાગતું નથી."

ઉદયાદિત્યે કડક થઇને કહ્યું:—જુઠું. કોણ કહે છે કે પાપ નથી થતું. જે ધર્મશાસ્ત્રમાં એવી વાત લખી હોય તે ધર્મશાસ્ત્ર જ નથી. મુખાર, તું સાચું માનજે કે પાપની આજ્ઞા પાલન કરવામાં પણ જરૂર પાપ છે."

મુખાર કાંઇ બોલ્યો નહિ.

ઉદયાદિત્યે ચારે તરફ જોઇને કહ્યું, ઠીક, મને છોડી દો, હું પાછો જઉં છું. તું તારી સેનાને લઇને ત્યાં આવ, હું તને યુદ્ધ કરવાને કહુ છું ત્યાં રણભૂમિમાં વિજય મેળવીને આજ્ઞા પાલન કરજે."

મુખાર કાંઈ બોલ્યો નહિ, તેની સાથેની સેનાએ યુવરાજની ઘણીજ પાસે આવીને તેને ચારે તરફથી ઘેરી લીધો. યુવરાજે જ્યારે કોઇ ઉપાય ન જોયો ત્યારે તેણે આ અંધકારમાં ખૂબ જોરથી બૂમ પાડી કે;—"દાદાજી, સાવધાન" આ બૂમથી આખું વન કંપી ઉઠયું મેદાનની હદ સુધી જતાં જતાં તો તે અવાજ બંધ થઇ ગયો. સેનાએ ઉદયાદિત્યને પકડી રાખ્યો. ઉદયાદિત્યે ફરી જોરથી બૂમ પાડી કે—"દાદાજી, સાવધાન!" એક મુસાફર મેદાનના રસ્તે થઇને જતો હતો, તે આ બુમ સાંભળી ત્યાં ગયો અને પૂછયું કે:—"શું છે?"

ઉદયાદિત્યે કહ્યું કે,—'જાવ, જાવ, જલ્દી દોડીને જાવ, મહારાજને સાવધાન કરી દો.' એટલે સૈન્યે તે મુસાફરને પણ તરત પકડી કેદ કર્યો. તે મેદાનમાં થઇને બીજા જે માણુસો જતા હતા તેમને પણ તેમણે ઘેરી લીધા.

કેટલીક સેનાએ ઉદયાદિત્યને ઘેરી લીધો અને બીજું સૈન્ય

સાથે લઇને મુખારખાં—વેશ બદલી, અસ્ત્ર શસ્ત્રને છુપાવીને સાધારણ માણસના વેશમાં ગઢની તરફ ગયો. ગઢમાં જવાને માટે કેટલાક રસ્તા હતા. તેમણે જુદેજુદે રસ્તે થઇને ગઢની અંદર પ્રવેશ કર્યો.

આ વખતે વસંતરાય બેસીને સાયંકાળનું નિત્ય કર્મ કરતા હતા. આ તરફ દેવમંદિરમાં સંન્ધ્યાકાળની આરતીનો શંખ, ઘડીઆળ અને ઘંટ વાગતા હતા. આવા મોટા વિશાળ રાજમ્હેલમાં કોઇપણ જગ્યાએ કોઇપણ પ્રકારનો કોલાહલ હતો નહિ. ચારે તરફ શાંતિ છવાઇ છે. વસંતરાયના નિયમાનુસાર ઘણા નોકરોને સંધ્યાકાળ વખતે થોડીવારને માટે રજા આપેલી છે.

સંન્ધ્યાવંદન હમણાં જ કરી રહ્યા છે એવામાં વસંતરાયે એકાએક જોયું તો તેમના ઘરમાં મુખારખાં ઘુસી આવ્યો. વસંતરાયે ઘણાજ વ્યગ્ર થઇને કહ્યું કે—" ખાં સાહેબ, અહીં ન આવો, હું હમણાં જ પૂજા કરીને બહાર આવું છું."

આથી મુખારખાં ઘરમાંથી બહાર નીકળીને દ્વાર ઉપર ઉભો રહ્યો. વસંતરાયે સંન્ધ્યા પૂજા સમાપ્ત કરીને ઝટ બહાર આવીને મુખારખાંના ખભા ઉપર હાથ મૂકી પૂછ્યું:—" ખાં સાહેબ, ખુશીમાં છો ને?"

મુખારખાંએ સલામ કરીને સભ્યતાથી કહ્યું:—" હાં, મહારાજ!"

વસંતરાયે કહ્યું—" કાંઇ જમ્યા કે હવે."

મુખારખાં—" જી નહિ, કાંઇ જરૂર નથી, કામ કરીને હમણાં જ પાછા જવું છે."

વસંતરાય—" ના એમ ન બને. આજે હું તમને નહિ જવા દઉં. આજે તમારે અહીં રહેવું જ પડશે."

મુખારખાં—" નહિ, મહારાજ, ઘણીજ ઉતાવળથી મારે યશોહર જવું પડશે.

વસંતરાયે પૂછ્યું—" કેમ ! એવું શું જરૂરી કામ છે ? કેમ પ્રતાપ ખુશીમાં તો છે ને ? "

મુખારખાં—" હા, તે ખુશીમાં છે. "

વસંતરાય—" તો તમારે તેવું કયું જરૂરી કામ છે ? જલ્દી કહો, મારો જીવ ઉદ્વેગમાં રહે છે. પ્રતાપના ઉપર કંઇ સંકટ તો નથી આવ્યું ને ? "

મુખારખાં—"જી નહિં. તેમના ઉપર કાંઇ સંકટતો નથી આવ્યું પણ મહારાજના એક હુકમનું પાલન કરવાને માટે આવ્યો હું છું. "

વસંતરાય—" શો હુકમ છે, કહો ? "

મુખારખાંએ એક હુકમ કહાડીને વસંતરાયના હાથમાં આપ્યો. વસંતરાય દીવાના પ્રકાશમાં જઇને તે વાંચવા લાગ્યા. એટલામાંતો એકેએક બધી સેનાએ દરવાજાની પાસે આવીને તેને ઘેરી લીધો. જ્યારે પત્ર વાંચી રહ્યા ત્યારે વસંતરાયે ધીરેથી મુખારખાંની પાસે આવીને પૂછ્યું કેઃ—" આ શું પ્રતાપનો લખેલો પત્ર છે ? "

મુખારખાં—"હાં."

વસંતરાયે ફરી પૂછ્યુંઃ—" ખાં સાહેબ, શું આ પ્રતાપનો, પોતાના હાથનો લખેલો છે ? "

મુખારખાં—" હા મ્હારાજ ! "

ત્યારે વસંતરાય રડતાં રડતાં બોલી ઉઠયો—" ખાં સાહેબ, પ્રતાપને મેં મારા હાથે પાળી પોસીને મોટો કર્યો છે. "

તે કાંઇકવાર ચૂપ રહીને પછી બોલ્યા—" પ્રતાપ જ્યારે નાનો બાળક હતો ત્યારે હું તેને રાત દિવસ ખોળામાં રાખી રમાડતો

હતો; તે મને છોડીને એક ઘડીવાર પણ આઘો ખસવાનું ઇચ્છતો ન્હોતો. તે પ્રતાપ જ્યારે મોટો થયો, ત્યારે તેનો વિવાહ કર્યો, અને તેને પ્રતાપગઢના સિંહાસન ઉપર બેસાડયો. તેનાં બાળકોને ખોળામાં રમાડયાં, ખાં સાહેબ. તે પ્રતાપે આજે પોતાને હાથે આવી વાત લખી ?

મુખારખાંની આંખો ડગમગવા લાગી, તે માથું નીચું નમાવીને છાનોમાનો ઉભો થઇ રહ્યો.

વસંતરાયે પૂછયું—" બેટા કયાં છે ? ઉદય, ઉદય, કયાં છે ?"

મુખારખાંએ કહ્યું:—" તેને કેદ કર્યો છે " મહારાજા તેનો ઇન્સાફ કરશે."

વસંતરાય બોલી ઉઠયો—" ઉદય, કેદમાં પડયો છે ? સાચું કહો, ખાં સાહેબ ! શું હું તેને એકવાર પણ જોવા નહિ પામું ?

મુખારખાંએ હાથ જોડી કહ્યું:—" જી નહિ, મહારાજાનો એવો હુકમ નથી."

વસંતરાયે આંખમાં આંસુ લાવીને મુખારખાંનો હાથ પોતાના હાથમાં લઇને કહ્યું:—" ખાં સાહેબ, એકવાર મને ઉદયને મળવા નહિ દો ?"

મુખારખાંએ કહ્યું—" હું મહારાજાના હુકમને તાબે છું."

વસંતરાયે દીર્ઘ નિશ્વાસ નાંખીને કહ્યું—" આ સંસારમાં કોઇને દયા કે ધર્મ નથી. આવો સાહેબ, તમારા મહારાજાની આજ્ઞાનું પાલન કરો."

ત્યારે મુખારખાંએ ઝુકીને સલામ કરી અને હાથ જોડીને કહ્યું—" મહારાજ, મને તાબેદારને માફ કરશો. હું માત્ર મારા માલિકના હુકમને બજાવું છું. મારી કાંઇ કસુર નથી."

વસંતરાયે કહ્યું—" નહિ સાહેબ, તમારી કસુર શી ? તમારી

કાંઇ કસુર નથી તમને શું માફ કરૂં. એમ કહીને મુખારખાંને ગળે વળગીને કહ્યું:—" પ્રતાપને જઇને કહેજો કે તેને હું આશિર્વાદ દઇને મરૂં છું. અને જુવો ખાં સાહેબ, મરતી વખતે હું ઉદયનો ભાર તમારે માથે સોંપું છું. તે બીન ગુન્હેગાર છે તેથી તે અયોગ્ય વિચારથી દુઃખ ન પામે."

વસંતરાય આંખો બંધ કરીને ઇષ્ટ દેવતાની પાસે જમીન ઉપર બેઠા, જમણા હાથે માળા ફેરવવા લાગ્યા, પછી બોલ્યા, સાહેબ, બસ, હવે વાર ન કરો !"

મુખારખાંએ અબદુલ્લાને બૂમ મારી, અબદુલ્લા ઉઘાડી તલવાર હાથમાં લઇને આવ્યો. મુખારખાં ત્યાંથી દૂર ખસી ગયો. ઘડી વીતના ન વીતતાં તો લોહીથી ખરડાયલી તલ્વાર હાથમાં લઇને અબ્દુલ્લા ઘરમાંથી બહાર નીકળીને આવ્યો. ઘરમાં લોહીની નીક વ્હેવા લાગી.

---

## પ્રકરણ ૩૪ મું.

---

### ઉદયાદિત્યને દેશ નિકાલ

મુખારખાં કેટલીક સેનાને રાયગઢમાં રાખીને પોતે ઉદયાદિત્યને સાથે લઇને તરત યશોહર તરફ રવાના થયો. રસ્તામાં બે દિવસ સુધી ઉદયાદિત્યે અન્નનો સ્પર્શ ન કર્યો. કોઇની સાથે કાંઇ વાત ન કરી, માત્ર છાનોમાનો ચિંતા કરવા લાગ્યો. તે પાષાણ-હૃદયની માફક સ્થિર બેસી રહ્યો. આંખોમાં ઉંઘ ન આવી, આંસુ જણાવા ન લાગ્યાં. માત્ર ચિંતા કરવા લાગ્યો. નાવ ઉપર ફરી વળેલા પાણીની તરફ જોઇ રહ્યો. નાવ વેગથી ચાલ્યુ જાય છે, તરંગો

લ્હેરી રેહે છે. જળપ્રવાહનો કલકલ શબ્દ તેના કાનમાં પહોંચી રહ્યો છે. ત્યારે તેણે ન કાંઈ જોયું કે ન કાંઇ સાંભળ્યું. કેવળ વિચાર કરતા જ રહ્યા. રાત પડી, આકાશમાં તારા નીકળી આવ્યા. માછીએ નાવને છીપાવ્યું. નાવના સર્વ લોક સૂઇ ગયા. કેવળ જલપ્રવાહનો શબ્દ સંભળાય છે અને નાના નાના તરંગો પોતાના આઘાતથી નાવને છાલકો માર્યા કરે છે. યુવરાજ સ્થિર નજરે સામે દૂર સુધી પ્રસરેલા સ્વચ્છ રેતીના ઢગલા તરફ જોઇને વિચાર કરે છે. કેટલીક રાત બાકી રહી એટલે માછીઓ જાગી ઉઠયા. નાવ હંકાર્યું ઉષાકાળનો ઠંડો પવન લાગવા માંડયો. પૂર્વદિશા લાલ જણાવા લાગી. યુવરાજ ચિંતા કરવા લાગ્યા. ત્રીજે દિવસે યુવરાજની બંને આંખોમાંથી આંસૂની ધારા ચાલી રહી છે. લમણા ઉપર હાથ મૂકીને કદી પાણીની તરફ અને કદી આકાશની તરફ જુવે છે, નાવ બરો-બર ચાલ્યા કરે છે. ઉદયાદિત્યની આંખમાંનાં આંસુ રોકતાં રોકાતાં નથી. લાગ જોઇને મોં ઉદાસ કરીને મુખારખાં યુવરાજની પાસે આવીને બેઠો, અને વિનયથી પૂછવા લાગ્યો કેઃ—"યુવરાજ સાહેબ, આપ શો વિચાર કરો છો ? યુવરાજ ચમકયો, અને થોડીવાર સુધી તો છાનોમાનો મુખારખાંના મુખની સામે જોતો રહ્યો. મુખારખાંના મોં ઉપર કાંઇક મમતાનો ભાવ જોઇને યુવરાજ એકાએક પોતાના હૃદયનો પડદો ખોલીને બોલ્યો કેઃ—"એ વિચાર કરૂં છું કે સંસા-રમાં જન્મ લઇને મેં શું કર્યું ? શું મારે લીધે જ વંશનો નાશ થયો ! હે ઇશ્વર ! દુર્બળ માણસોને આ સંસારમાં કેમ ઉત્પન્ન કરો છો ? જે પોતાના સામર્થ્યથી સંસારમાં ઉભો રહી શકતો નથી, જે પગલે પગલે બીજાની મદદને ખોળે છે, તેનાથી સંસારને શું ઉપકાર થવાનો છે ? તે જેને વળગીને પકડે છે તેને પણ ડૂબાડે છે. તે સંસારનાં સર્વ કામોમાં

વિઘ્ન નાંખે છે. તેને ઉભા રહેવાની કંઇ જગ્યા મળતી નથી તે પોતાના ભારથી સર્વને આક્રાન્ત કર્યા કરે છે. હું એક દુર્બળ અને બીરુ સ્વભાવનો માણસ છું. ઇશ્વરે મને બચાવ્યો, અને સંસારમાં જે આનંદ સ્વરૂપ હતા, જે સંસારના આધાર રૂપ હતા, તેમને મારે માટે નાશ કર્યો છે! ખરૂં પૂછો તો હવે આ સંસારમાંથી છૂટવાથી મને સુખ થાય તેમ છે."

ઉદયાદિત્યને કેદીની માફક પ્રતાપાદિત્યની આગળ લાવવામાં આવ્યો. પ્રતાપાદિત્યે તેને હવેલીની અંદર એક કોટડીમાં પૂરીને કેદ કર્યો. કેટલીકવારે પ્રતાપાદિત્યની પાસે આવતા જોઇ જાણે કે ઉદયાદિત્યનું આખું શરીર કંપી ઉઠયું. તિરસ્કારથી તેના આખું શરીર ઉપરની ચામડી સંકોચાઇ ગઇ. તે પોતાના પિતાનું મેં જોઈ શકયો નહિ.

પ્રતાપાદિત્યે ગંભીર સ્વરે કહ્યું—"તને શી સજા કરૂં?"

ઉદયાદિત્યે ધીરતાથી કહ્યું:—"આપને જે યોગ્ય લાગે તે."

પ્રતાપાદિત્યે કહ્યું:—"તું મારા આ રાજ્યને માટે અધિકાર થવાને યોગ્ય નથી."

ઉદયાદિત્યે કહ્યું—"હા, આપ બરોબર કહો છો. હું કદાપિ પણ યોગ્ય નથી. મારે આપનું રાજ્ય નથી જોઇતું. આપ આપના સિંહાસન પાસેથી મને દૂર કરો એજ મારી પ્રાર્થના છે."

પ્રતાપાદિત્ય પણ એજ ઇચ્છે છે, તોપિ તેણે કહ્યું:—"તું જે કહે છે, તે ખરા દીલથી કહે છે, તેની મને ખાત્રી શી?"

ઉદયાદિત્યે કહ્યું:—"મેં ભાગ્યહીન થઇને જન્મ લીધો છે પણ આજ સુધી હું સ્વાર્થવશ થઇને કદી જુઠું બોલ્યો નથી. આપને જો મારો વિશ્વાસ ન હોય તો હું ભગવતીના પગે પડીને સોગન

ખાઉં; આપના રાજ્યમાંથી સોઇના અગ્રભાગ જેટલી જમીન પણ મારે નહિ જોઇએ. સમરાદિત્ય જ આપના રાજ્યનો વારસ થશે.

પ્રતાપાદિત્યે પ્રસન્ન થઇને કહ્યું કેઃ—"ઠીક, તો તારે શું જોઇએ છીએ ?"

ઉદયાદિત્યે કહ્યુંઃ—"મહારાજ મારે બીજું કાંઇ જોઇતું નથી. આપ મને પાંજરાંમાં પશુની માફક બંધ કરીને પૂરી ન મૂકશો. મને આપ છોડી દો. હું હવે કાશીએ જઇશ. બીજી ઇચ્છા એ છે કે આપ મને થોડું ઘણું દ્રવ્ય આપો કે જેથી હું ત્યાં દાદાજીના નામની એક ધર્મશાળા અને એક મંદિર બંધાવું."

પ્રતાપાદિત્યે કહ્યુંઃ—"સારૂં, હું તે કબુલ કરૂં છું."

તેજ દિવસે ઉદયાદિત્યે મંદિરમાં જઇને પ્રતાપાદિત્યની આગળ સોગન ખાધા કેઃ—"હે મા કાલિકે. હું તમારા ચરણે પડીને સોગન ખાઉં છું કે—જેટલા દિવસ સુધી હું જીવતો રહુ, ત્યાં સુધી 'હું યશોહરના મહારાજાના રાજ્યની તલમાત્ર પણ ભૂમિને મારી કહીને કદી પણ ગ્રહણ નહિ કરૂં. યશોહરના સિંહાસન ઉપર નહિ બેસું અને યશોહરના રાજ્યદંડનું કદી નામ પણ નહિં લઉં. જો એવું એવું કદી કરૂં તો દાદાજીને મારવાનું બધું પાપ મને ચોટે." આટલું કહી ઉદયાદિત્ય કંપવા લાગ્યો.

મહારાણીએ જ્યારે સાંભળ્યું કે, ઉદયાદિત્ય કાશી જાય છે ત્યારે તેણે આવીને ઉદયાદિત્યને કહ્યું કે—"બેટા, મને પણ તારી સાથે લઇ જા."

ઉદયાદિત્યે કહ્યું;—"કેમ મા, તારી પાસે સમરાદિત્ય છે ને, તારી પાસે સવ અહીં રહેશે. તું જો અહીંથી જઇશ તો યશોહરમાં રાજ્ય લક્ષ્મી નહિ રહે."

રાણીએ રડતાં રડતા કહ્યું—"બેટા, તું આ ઉમરમાં સુખ સંપત્તિ છોડીને ચાલી જાય છે, તો હું કઇ જીંદગીની આશાથી હવે અહીં રહું. રાજ્યપાટ મારે શું કરવાનું ! તું સર્વ સંસારનાં સુખ છોડીને સંન્યાસી થઇને રહેશે, ત્યારે ત્યાં તારૂં રક્ષણ કોણ કરશે ? તારા બાપનું હૃદય તો પથ્થર જેવું છે. હું તને નહિ છોડું" રાણી પોતાનાં સર્વ બાળકોમાં ઉદયાદિત્ય ઉપર વધુ સ્નેહ રાખતી હતી, તે ઉદયાદિત્યને લીધે મુક્તકંઠે રડવા લાગી.

ઉદયાદિત્યે માનો હાથ પકડીને આંસૂ ભરેલી આંખે કહ્યું:—"મા, તું તો જાણે છે કે મારા અહીં રહેવાથી ઘડીએ ઘડીએ સંદેહ ઉત્પન્ન થશે. તું નિશ્ચિન્ત રહે, હું વિશ્વનાથના શરણમાં જઇને નિર્વિઘ્ન પૂર્વક સુખથી રહીશ."

ઉદયાદિત્યે વિભાની પાસે જઇને કહ્યું:—"વિભા, મારી પ્યારી બ્હેન, હું કાશી જવા પહેલાં તારે સાસરે તને મારી સાથે લઇ જઇશ. મારી માત્ર એક એજ ઇચ્છા છે."

વિભાએ ઉદયાદિત્યને પૂછ્યું:—"દાદાજી ખુશીમાં છે ?"

"દાદાજી ખુશીમાં છે." આમ કહેતાં તો ઉદયાદિત્ય તરત ત્યાંથી બહાર ચાલ્યો ગયો.

# પ્રકરણ ૩૫ મું.

## ઉદયાદિત્ય અને વિભાનું ચંન્દ્રદ્વીપમાં જવું.

ઉદયાદિત્ય વિભાને સાથે લઇને ચંન્દ્રદ્વીપ જવાને માટે તૈયાર થયો. વિભા પોતાની માને ગળે વળગીને ખૂબ રડી, હવેલીમાં જેટલી વૃદ્ધ સ્ત્રીઓ હતી, તે સર્વે વિભાને અનેક પ્રકારની શાખામણો દેવા લાગી.

રાણીએ ઉદયાદિત્યને બોલાવીને કહ્યું કે, "વિભાને તો લઇ જાવ છો પણ જો તે લોકો અવગણના કરશે તો?"

ઉદયાદિત્યે ચમકીને કહ્યું કે:—"કેમ મા, એ લોક તેની અવગણના કેમ કરશે?"

રાણીએ કહ્યું:—"કોણ જાણે, જો તે વિભાના ઉપર નારાજ થયા હોય તો?"

ઉદયાદિત્ય—"ના મા, વિભા એક ભોળી છોકરી છે, તેના ઉપર શું તે કદી નારાજ થઇ શકે ખરા કે?"

રાણીએ રડીને કહ્યું:—"બેટા, વિભાને સાવધાનીથી સાસરે પહોંચાડજે, જો તે તેનું અપમાન કરશે તો વખતે તે પોતાનો આત્મઘાત કરી નાંખે તેવી છે."

ઉદયાદિત્યના મનમાં કાંઈક વહેમ આવ્યો. વખતે વિભાને સાસરામાં કોઈ માન નહિ આપે તો શું કરવું? આ વાત પ્રથમ તેના મનમાં આવી ન્હોતી. ઉદયાદિત્યે જાણ્યું કે તેના ખરાબ દિવસો હવે વીતી ગયા છે પરંતુ તેણે જોયું કે હવે પણ તે પુરા નથી થયા.

વિભાને તે પોતાની સાથે લઈ ગયો, કોણ જાણે કે વિભાના નસીબમાં શું લખ્યું છે. "

વિદાય થતાં ઉદયાદિત્યે અને વિભાએ પોતાની માને પ્રણામ કર્યાં. મુસાફરીમાં કદી વિઘ્ન ન આવે તે માટે રાણી તે વખતે રડી નહિ. પણ તે બંનેને ત્યાંથી જતાં જોઇ તે જમીન ઉપર પડી અને રડવા લાગી. તે પછી ઉદયાદિત્ય અને વિભા બંને પિતાને પ્રણામ કરી આવ્યા, પછી રાજભુવનમાં જેટલા શ્રેષ્ટ સંબંધીયો હતા તે સર્વને પ્રણામ કર્યાં. ઉદયાદિત્યે સમરાદિત્યને ખોળામાં લઇને બચી કરી આશીર્વાદ આપ્યો. રાજભુવનના નોકરો ઉદયાદિત્યને જીવજાનથી ચ્હાતા હતા. તે સર્વે આવીને ઉદયાદિત્યને પ્રણામ કરીને રડવા લાગ્યા. આખરે ઉદયાદિત્ય અને વિભા બંનેને મંદિરમાં જઇને દેવ પ્રણામ કરીને વિદાય થયાં.

ઉદયાદિત્ય જ્યારે યશોહરની હદ મૂકીને બીજી હદમાં ગયો ત્યારે તેણે એક દીર્ઘશ્વાસ લીધો. તે શોક, વિપત્તિ અને અત્યાચારની નાટયશાળામાંથી નીકળી આવ્યો. ઉદયાદિત્યે નિશ્ચય કર્યો કે તેણે પોતાની જીંદગીમાં તો કદી અહીં પાછા નાજ આવવું. એક વાર તેણે પાછા ફરીને જોયું તો અત્યાચારથી ભરેલો અત્યંત કઠોર યશોહરનો કોટ આકાશમાં માથું ઉંચું કરીને રાક્ષસની માફક ઉભો છે. તેની ચિંતાનાં સમસ્ત કારણો આ ષડયંત્ર, યથેચ્છાચાર, અત્યાચાર, અને દુર્બળને પીડા કરવી વીગેરે પાછળ જઇ છૂપાય છે અને સામે પ્રકૃતિની અપાર શોભાને લઇને સ્વતંત્રતા ઉભી છે. તેના સ્વાભાવિક સ્નેહ અને મમતાએ તેના હૃદયને પોતાના તરફ આકર્ષિત કર્યું.

પૂર્વ તરફ આકાશમાં સફેદી જણાઇ રહી છે. જોતજોતામાં સફેદીની જગ્યાએ અરુણના જણાઇ ગઇ. થોડાજ દિવસમાં નદીના

પુર્વ કિનારાનાં જંગલોની અંદરથી સોનેરી કિરણો નીકળતાં જણાવા લાગ્યાં. વૃક્ષોની ટોચના ભાગ ઉપર તે કિરણોનો પ્રકાશ પડતાં એક અપુર્વ શોભા પ્રકટ થવા લાગી. માછીઓએ ખુશીથી ગાયન ગાતાં ગાતાં છોપાવેલાં નાવ ખોલી દીધાં. પ્રકૃતિની આ સવારની શોભાને જોઇને ઉદયાદિત્યનું ચિત્ત પક્ષિયોની સાથે સ્વતંત્રતાનાં ગાયન ગાવા લાગ્યું. ઉદયાદિત્યે પોતાના મનમાં કહ્યું:—" હે ઇશ્વર, જન્મે જન્મમાં આ પ્રકારે નિર્દ્વન્દ્ર થઇને પ્રકૃતિની રમણીય ભૂમિમાં સ્વતંત્રતા પૂર્વક વિચરણ કરી શકું અને સુહૃદ્‌સજ્જનોની સાથે રહીને સુખથી સમય વિતાવી શકું એવુ આપજો."

માછીયોનાં ગાયન અને જલ પ્રવાહનો કલકલ શબ્દ સાંભળતા તે બંને આગળ વધ્યા, વિભાના હૃદયમાં આનંદના તરંગો લ્હેરો ખાતા હતા. હૃદયનો ભાવ તેના મોં અને આંખોમાં જણાતો હતો. જાણે આટલા દિવસ પછી. તેણે દુઃસ્વપ્નમાંથી જાગીને સુખના સંસારમાં જોયું છે. દુઃસ્વપ્નનો ભય જાણે કે તેના હૃદયમાંથી નીકળી ગયો છે અને તે સ્વસ્થ થઇને બેઠી છે. વિભા જાય છે, કોની પાસે જાય છે? આટલા દિવસથી તે જેનું ધ્યાન કરી રહી હતી, જે તેના પ્રેમનો એક માત્ર વિશ્રામસ્થાન છે તેની પાસે જાય છે. ઉમંગથી તેનું આખું શરીર પુલકિત થઇ રહ્યું છે. તે ચારે તરફ આજે સ્નેહનો સમુદ્ર જોઇ રહી છે. જાણે કે તે સ્નેહ સમુદ્રમાં ડુબી ગઇ છે.

ઉદયાદિત્ય વિભાને પોતાની પાસે બોલાવીને તેને કોમળ કંઠસ્વરથી અનેક પ્રકારની કથા, વાર્તા સંભળાવે છે. વિભાએ જે સાંભળ્યું તે તેને સારૂં લાગ્યું.

રામચંદ્રરાયના રાજ્યમાં નાવ આવી પહોંચ્યું છે. ચારે તરફ

જોઇને વિભાના મનમાં આનંદનો એવો ઉદય થયો કે જે તેની પહેલાં કદી થયો નહોતો. ચારે તરફની અપૂર્વ શોભા જોઇને તેનું ચિત્ત વિકસિત થઇ ગયું. વિભાના મનમાં થયું કે એકવાર રૈયતને પોતાની પાસે બોલાવીને તેમના રાજાનું વૃતાંત પૂછી જોઉં તો કેવું ? રૈયતને જોઇને તેના મનમાં એક પ્રકારના અપૂર્વ સ્નેહનો ઉદય થયો. તેની દૃષ્ટિમાં તો સર્વ સારૂં જ જણાવા લાગ્યું. કંઇ કંઈ એકાદ બે જણ દરિદ્ર જણાવા લાગ્યા. તેમને જોઈ વિભાએ મનમાં વિચાર કર્યો કે "હાય, આમની આવી દશા કેમ ?" હું મહેલમાં જઇને તેમને બોલાવી મંગાવીશ અને તેમનું દુઃખ દૂર થાય તેમ કરીશ." તે સર્વને પોતાના સમજવા લાગી, આ રાજ્યમાં લોક દુઃખી હોય તે તેનાથી સહન ન થયું. વિભાના મનમાં એમ થયું કે રૈયત એકવાર તેની પાસે આવીને તેને મા કહીને બોલાવે, અને પોતાનું દુઃખ જે હોય તે નિવેદન કરે તો હું તેમનું દુઃખ દૂર કરૂં."

રાજધાનીની નજીકના એક ગામમાં ઉદયાદિત્યે નાવ છીપાવ્યું, તેણે વિચાર કર્યો કે તેણે પોતાના આવવાની હકીકત રાજભુવનમાં કહેવરાવી કે જેથી તે લોકો આવીને તેમને સન્માનપૂર્વક લઇ જાય. જ્યારે વ્હાણ લાંગર્યું ત્યારે થોડો દિવસ બાકી રહ્યો હતો. ઉદયાદિત્યે વિચાર કર્યો કે કાલ સવારે માણસ મોકલવું ઠીક, પણ વિભાની ઇચ્છા એવી હતી કે આજે જ તેમને ખબર આપવી.



# પ્રકરણ ૩૬ મું.

## વિભાનું એકલું રાજમ્હેલમાં જવું.

આજે ચન્દ્રદ્વીપના સર્વ લોક વ્યગ્ર થઇ ગયા છે. ચારે તરફ વાજાં વાગી રહ્યાં છે. જાણે ગામમાં કાંઇ વિશેષ ઉત્સવ થઇ રહ્યો છે. એકતો પોતાના હૃદયના ભવિષ્યના આનંદથી વિભા પોતાની મેળેજ અધીર થઈ રહી છે ત્યાં આ પ્રમાણે વાજાંનો મધુર સ્વર સાંભળીને તેના હૃદયમાં આનંદના તરંગો ઉછળવા લાગ્યા. પાછળથી કંઇક આ અધિક આનંદ ઉદયાદિત્યની આગળ પ્રકટ ન થઇ જાય તેને લીધે તે મહાકષ્ટે પોતાના પ્રફુલ્લ મોંનો ભાવ અને હૃદયના ઉમંગને છુપાવે છે. ઉદયાદિત્ય નદીને કિનારેથી કાંઇક ઉત્સવ જણાતાં-શાનો ઉત્સવ થઇ રહ્યો છે, એ જાણવાને માટે ગામમાં ફરવા ગયો.

કેટલીકવારે એક માણસે નાવની પાસે કિનારા આગળ આવીને પુછ્યું કેઃ—" આ વ્હાણ કોનું છે ? " આ સાંભળી, નાવમાંથી એક બે નોકર બોલી ઉઠયા કે—" અરે કોણ ? રામમોહન ! આવો, આવો." રામમોહન તરત વહાણ ઉપર ગયો, તો ત્યાં વિભા એકલી નાવમાં બેસી રહી છે. વિભાએ રામમોહનને જોઇ ખુશી થઇ અધીર થઇને કહ્યું—" મોહન. "

રામમોહન—" હા. "

રામમોહને વિભાને આનંદથી પરિપૂર્ણ પ્રસન્ન મુખ જોઇને ઉદાસ થઇ કહ્યું કેઃ—" મા, તું આટલા દિવસ પછી આજ અહીં આવી ?"

વિભા—"હા, મોહન, મહારાજને શું મારા આવવાની ખબર મળી ગઇ છે? શું તું મને અહીંથી લઇ જવાને માટે આવ્યો છે?"

રામમોહન—"ના, એટલી ઉતાવળ શી છે? આજ અહીં રહો, કાલે સવારે તેડવા આવીશ."

રામમોહનનો ભાવ જોઇને વિભા એકદમ બોલી ઉઠી—"કેમ મોહન, આજ કેમ ન આવું?"

રામમોહન—"આજે સાંજ પડી છે, માટે આજે નહિ."

વિભાએ બહુજ ડરતાં ડરતાં કહ્યું: "મોહન, સાચેસાચું કહે. શી હકીકત છે?"

રામમોહનથી ન રહેવાયું. કોઇ વાત હૃદયમાં છૂપાવી રાખ-વાની તેની ટેવ નહોતી. તેથી તે તે જ જગ્યાએ બેસી, [illegible] રડતાં રડતાં કહેવા લાગ્યો કે—"મા, આજે તમારો આ રાજ્યમાં તમારે માટે જગ્યા નથી. [illegible] ગયા [illegible] તમારે માટે [illegible] એક [illegible] નથી. આજે મહારાજનાં બીજીવારનાં લગ્ન થાય છે."

વિભાનું મુખ [illegible] એકદમ ફીકું પડી ગયું. જાણે કે તેના માથા ઉપર વીજળી પડી. રામમોહન કહેવા લાગ્યો—"મા, જ્યારે તમારો [illegible] આમાં [illegible] બોલાવવા આવ્યો ત્યારે તમે અહીં ન આવ્યાં. ત્યારે [illegible] અને પાછો ફર્યો. જેથી [illegible] આગળ મોં દેખાડવા જેવું મારે ન રહ્યું. મારી છાતી ફાટવા માંડી, છતાં મારાથી કાંઇ ન બોલાયું."

આ સાંભળી વિભાની આંખો સામે અંધારું છવાઇ ગયું. તેનું માથું ફરવા લાગ્યું. ને તેજ જગ્યાએ મૂર્છા ખાઇને નીચે પડી. રામમોહને તરત વિભાના મોં અને આંખો પર પાણી છાંટયું. થોડીવારે વિભાને ભાન આવ્યું અને તે ઉઠીને બેઠી થઇ. વિભાની આંખોમાં આખો સંસાર સૂનો જણાવા લાગ્યો. સ્વામીના રાજ્યમાં આવીને, રાજધાનીની પાસે પહોંચતાં, અને રાજભુવનનાં દ્વાર સુધી પહોંચતાંજ પતિ સુખની તરસી વિભા નિરાશ થઇ ગઇ. તેના સઘળા સુખની આશા મૃગ તૃષ્ણા જેવી થઇ ગઇ.

વિભાએ ઘણીજ વ્યાકુળતાથી કહ્યું:—"મોહન તેમણે મને તેડવા મોકલ્યું હતું અને મારે આવવાને વિલંબ થયો શું તેથી?"

મોહન—"હા વિલંબ થવાથી જ."

વિભાએ અધીર થઇને કહ્યું—"શું હવે તે ક્ષમા નહિ કરે!"

મોહન—"હવે તે શું ક્ષમા કરે!"

વિભા—"મોહન, હું જાતે એકવાર તેમને મળીશ." એમ કહીને વિભા રડી પડી.

રામમોહને પોતાની આંખમાંનાં આંસુ લુંસીને કહ્યું—"મા, આજે અહીં જ રહો."

વિભાએ કહ્યું—"ના, ના. હું આજે તેમને એકવાર મળવા માટે આવીશજ."

રામમોહન—"ઠીક, યુવરાજને અહીં પાછા આવવા દો."

વિભુ—"ના, હું હમણાંજ આવું છું."

વિભાએ ધાર્યું કે ઉદયાદિત્ય આ વૃતાંત્ત સાંભળીને વખતે અપમાનના ભયથી મને નહિ જવાદે."

રામમોહન—"ઠીક તો એક પાલખી લઈ આવું."

વિભા—"પાલખી શું કરવી છે? શું હું રાણી છું કે જેથી મારે માટે પાલખી કે પડદો જોઇએ? હું એક સાધારણ પ્રજાની માફક, એક ભિખારણની માફક જઇશ. મને પાલખીની શી જરૂર છે?"

રામમોહન—"હું જીવતાં છતાં એ કેમ જોઇ શકું?"

વિભા અધીર થઇને બોલી:—"મોહન, હું તારે પગે પડું છું, મને જવામાં અડચણ ન નાંખ, વિલંબ થાય છે."

રામમોહને દુઃખી થઇને કહ્યું:—"ઠીક ચાલો."

વિભા, સાધારણ સ્ત્રીની માફક ગઇ. વહાણ ઉપર જે નોકરો હતા તેમણે આવીને કહ્યું—"આ શું? વિભા, તું આમ સાધારણ વેશમાં ક્યાં જાય છે?"

રામમોહન—"આ તો એમનું રાજ્ય છે, જ્યાં જવાની ઇચ્છા થાય ત્યાં જઇ શકે છે."

આથી નોકરો તેને જતાં રોકવા લાગ્યા, પણ રામમોહને તેમને રોક્યા.

---

## પ્રકરણ ૩૭ મું.

---

### રામચંદ્રરાયે વિભાને તરછોડી—વિભા, ઉદયાદિત્ય અને રામમોહનનો કાશીવાસ.

ચારે તરફ લોકોની અપાર ભીડ છે. જે પહેલાં વિભા આ પ્રમાણે ભીડમા આવતી તો તે શરમાઇ જતી, પણ આજે જાણે તે આંખે આંધળી થઇ ગઈ હોય તેમ ચાલ્યાં કરે છે તે જે આંખે જોઇ રહી છે. અને કાને સાંભળી રહી છે તેને તે સ્વપ્નવત્ સમજે છે. તેના ઉપર તેનુ જરાપણ ધ્યાન નથી. જાણે તેને માટે તે સર્વ સરખું છે.

જ્યારે વિભા ભીડમાંથી નીકળીને રાજભુવનના મુખ્ય દરવાજાની પાસે આવી ત્યારે દરવાને તેને અંદર જવા ન દીધી, અને તેનો હાથ પકડી રોકી રાખી. ત્યારે વિભાના પગ તળેથી જાણે ધરતી નીકળી ગઈ હોય તેમ ચારે તરફ લોકોને જોઇ શરમ અને ગ્લાનિથી તે ગભરાવા લાગી, તેનું હૃદય વ્યાકુળ થઈ ગયું તેનો ઘુંઘટ ઉઘડી ગયો. કેટલીકવારે જ્યારે તેને ચેતન આવ્યું ત્યારે તેણે મોં ઉપર આધું ઢાંક્યું. રામમોહન આગળને આગળ જતો હતો, પણ પાછળ ફરીને તેણે જોયું તો દરવાજા ઉપર વિભા ઉભી રહી છે. દરવાન તેને આવવા દેતો નથી, ત્યારે દરવાનને રામમોહને ખૂબ ધમકાવ્યો. પાસે જ ફર્નાન્ડિજ હતો તેણે આવીને દરવાનની બરોબર ખબર લીધી. એટલે તેણે વિભાને જવા દીધી. વિભા મહેલની અંદર ગઇ પણ કોઇએ તેનો કાંઇ આદર ન કર્યો.

અંદર માત્ર રાજા અને રામો બે જણું બેઠા હતા. વિભાએ અંદર પ્રવેશ કરીને રાજાના મોં સામે જોઈને તેના પગ પાસે જમીન ઉપર તે બેસી ગઈ. રાજાએ ચકિત થઈને પૂછ્યું—તું કોણ છે? શું માગે છે? રામમોહન આને દીવાનખાનામાં લઇ જઈને કાંઈ આપો."

વિભાએ આંસુ ભરેલી આંખોએ રાજાના મોંની સામે જોઈને કહ્યું—મહારાજ, હું કાંઈ લેવાને આવી નથી. હું આપને મારું સર્વસ્વ આપવા માટે આવી છું. હું આપને બીજાના હાથમાં સોંપીને રજા લેવા માટે આવી છું."

રામમોહનથી ન રહેવાયું જેથી પાસે આવીને તેણે કહ્યું કે—"મહારાજ, આતો આપની રાણી, યશોહરની રાજકુમારી છે."

રામચંદ્રરાય એકાએક મલિન થઇ ગયો. પણ તેવામાં રામાએ તરત મોહન તરફ કુટિલ દૃષ્ટિએ જોઇને કર્કશ સ્વરે કહ્યું કે:—"[illegible] ઉપરથી [illegible] ઉતરી ગયું કે શું?"

રામચંદ્રરાયના હૃદયમાં દયા ઉત્પન્ન થઈ હતી. તોપણ તે રામાની [illegible] સાંભળીને [illegible]. તેણે વિચાર કર્યો કે, વિભાની ઉપર અધિક મમતા દેખાડવાથી પાછળથી લોકો મશ્કરી કરશે. વિભા, [illegible] માથા ઉપર જાણે કોઈ વજ્ર [illegible] તૂટી પડી હોય તેમ તે શરમની મારી સંકુચિત થઇ ગઇ. આંખો બંધ કરી મનમાં કહેવા લાગી કે જો આ વખતે ધરતી [illegible] દે તો તેમાં ઉતરી પડું. તેણે વ્યાકુળ થઇને ચારે તરફ જોયું, એકવાર રામમોહનના મોં સામે પણ કાતર દૃષ્ટિથી જોયું.

રામમોહને એકદમ દોડતા આવીને ખૂબ જોરથી રામાનું ગળું પકડીને ત્યાંથી બહાર હડસેલી મૂકયો.

આ જોઇ રાજા ગુસ્સે થઈ બોલ્યો કે—"રામમોહન તું મારા આગળ બે અદબી કરે છે."

રામમોહને ગુસ્સાથી કંપતાં કંપતાં કહ્યું:—"મહારાજ, મેં બે અદબી કરી છે, પણ તમારી રાણીને, મારી માલિકને, તમારી જ

આગળ એ બદમાશે ગાળ દીધી છે તેને હમણાં હમણાં થયું છે શું? હું તેનું માથું મૂડાવીને ગધેડા ઉપર બેસાડી આખા શહેરમાં ફેરવું ત્યારે જ મારૂં નામ રામમોહન, જાણવું."

રાજાએ રામમોહનને ડરાવી કહ્યું–" કોણ, આ મારી રાણી? તું તેને ઓળખતો નથી.

વિભાનું મોં સુકાઇ ગયું, તેની છાતી ધડકવા લાગી, શરીર કંપવા લાગ્યું, આખરે તે મૂર્છિત થઇને જમીન ઉપર ગબડી પડી.

ત્યારે રામમોહને હાથ જોડીને કહ્યું–મહારાજ હું ચારપેઢીથી તમારે ત્યાં નોકરી કરૂં છું, મેં નાનપણથીજ તમને ખોળામાં રમાડ્યા છે આજે તમે મારા સામે મારાં મહારાણીનો અનાદાર કર્યો છે આપની રાજ્યલક્ષ્મીનો તિરસ્કાર કર્યો છે જેથી આજે હું તમારી નોકરી છોડીને જઉં છું. હું મારાં માજીની સેવા કરીને જીવનનો બાકીનો સમય વિતાડીશ, ભીક્ષા માગીને ખાઇશ, પણ હવે કદી આ રાજભુવનની છાંયામાં પગ નહિ રાખું." આમ કહીને રામમોહને રાજાને પ્રણામ કર્યા અને વિભાને કહ્યું કે–" ચાલો, મા, અહીંથી હવે જલ્દી ચાલો, હવે ક્ષણભર પણ અહીં ઉભા ન રહો."

રામમોહન મૂર્છિત થયેલી વિભાને એક પાલખીમાં સુવાડીને જ્યાં વ્હાણ છીપાવેલું હતું ત્યાં આવ્યો. આ પછી વિભા ઉદયાદિત્યની સાથે કાશી ચાલી ગઇ. ત્યાં તે દાનપુણ્ય કરીને અને દેવતાઓનું આરાધન કરીને પોતાના ભાઇની સેવામાં રહી જીવન વિતાવવા લાગી. રામમોહન જ્યાં સુધી જીવતો રહ્યો ત્યાં સુધી તેમની સાથે રહ્યો. સીતારામ પણ પોતાના બાળબચ્ચાંને લઇ કાશીમાં આવીને ઉદયાદિત્યની સેવામાં રહ્યો.

ચન્દ્રદ્વીપમાં જે ઘાટની સામે વિભાનું વહાણ છીપાવ્યું હતું, તે ઘાટનું નામ આજસુધી " વહુજીનો ઘાટ " એવું ચાલ્યું આવે છે.

**સમાપ્ત.**